ભાગ્યોદયની ૧૫ મા વર્ષની ભેટ

શ્રી સાર્થ

# યોગરત્નાકર

( પ્રથમ ભાગ )

( મૂળ સંસ્કૃતમાંથી ગુજરાતી ભાષાંતર )

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે

ભાગ્યોદય ઑફિસ
અમદાવાદ.

ભાગ્યોદયની ૧૫ મા વર્ષની ભેટ

શ્રી શંકર

સાર્થ

# શ્રી યોગરત્નાકર

( મૂળ સંસ્કૃતનું ગુજરાતી ભાષાંતર )

ભાગ ૧ લો

---


ભાષાંતર કરી પ્રસિદ્ધ કરનાર

વૈદ જેઠાલાલ દેવશંકર દવે

આયુર્વેદ ચિકિત્સક

માલીકઃ દવે ફાર્મસી, કર્ત્તા—કાયદાનો શિક્ષક, ધનવાન, ભવિષ્યવેત્તા, હિંદુસ્થાનની તીર્થયાત્રા, માસ્ટર ઑફ નૉલેજ, સ્વધર્મનિષ્ઠ દૈવી જીવન, સ્ત્રીહિતશિક્ષક, શ્રીચરકસંહિતા, વૈદ્ય યાને વૈદક વિ૦

ભાગ્યોદય ઑફીસ–અમદાવાદ.


---


અમદાવાદ–શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવેએ છાપી અને પ્રસિદ્ધ કર્યું.

ખાડીયાઃ અમદાવાદ.


---



---


સને ૧૯૨૭ આવૃત્તિ પહેલી. સંવત ૧૯૮૩

---

મૂલ્ય રૂ. ૨—૦—૦.

# પ્રસ્તાવના.

ભાગ્યોદયના ગ્રાહકોને દર વર્ષે અમે ઉપયોગી પુસ્તક ભેટ તરીકે આપીએ છીએ. આ વર્ષે અમે બીજું કોઇ પુસ્તક ભેટમાં આપવા કરતાં વૈદ્યકનો આ શાસ્ત્રિય ગ્રંથ યોગરત્નાકરનો પ્રથમ ભાગ ભેટમાં આપવાથી વધુ લાભ થશે એમ માની આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે.

આયુર્વેદમાં ચરકસંહિતા અને સુશ્રુતસંહિતા એ બે ગ્રંથો મહર્ષિ પ્રણિત મૂળ જુના ગ્રંથો છે. વાગભટનો રચેલ અષ્ટાંગસંગ્રહ અને અષ્ટાંગહૃદય એ બે સંગ્રહ ગ્રંથો પણ ઉત્તમ છે. તેમાં ઋષિ પ્રણિત ગ્રંથોનો સાર ઉત્તમ પ્રકારે એકત્ર કરેલો છે. જે વખતે અષ્ટાંગ હૃદય રચાયું તે અરસામાં રસ ચિકિત્સાનો હિંદમાં વધુ પ્રચાર થવા લાગ્યો. અને લોકોને કવાથો, ચુર્ણો, હિમ વિગેરે ઔષધોને બદલે રસગંધકયુક્ત ઔષધો વધુ સરળ જણાતાં તેનો પ્રચાર વધ્યો. વાગભટ પછી અનેક વિદ્વાનોએ સંગ્રહ ગ્રંથો કર્યા છે. તેમાં વનસ્પતિ ઔષધો અને રસ ચિકિત્સા એ બન્ને પદ્ધતિનો સંગ્રહ કરવા માંડયો.

આવા સંગ્રહ ગ્રંથો લખનારા જુદા જુદા ભાગમાં જુદા જુદા વિદ્વાનો થઇ ગયા છે. બંગાલામાં બંગસેને આવો સંગ્રહ ગ્રંથ લખ્યો છે તેનું નામ બંગસેન સંહિતા છે. મહારાષ્ટ્રમાં શારંગધર, લોલિંબ રાજ, યોગરત્નાકરના કર્ત્તા એ પ્રસિદ્ધ-ગ્રંથકારો થઇ ગયા છે. વૈદ્યામૃત અને વૈદ્યવિનોદ એ ગ્રંથો પણ ઉત્તમ છે.

આવી રીતે બન્ને પદ્ધતિથી લખાયલા ગ્રંથોમાં યોગરત્નાકર એ ગ્રંથની ઉપયોગિતા ઘણી જ ઉત્તમ છે. યોગરત્નાકર એક જ વિદ્વાનના હાથે લખાયલો ગ્રંથ છે. તેમાં આરંભથી તે છેવટ પર્યંત વિષય વિવેચનની અને ઔષધી યોગોના સંગ્રહની પદ્ધતિ એક સરખી છે. આ ગ્રંથકારે આ ગ્રંથમાં પ્રથમ ચિકિત્સાને ઉપયોગી એવી સર્વ-માન્ય વૈદ્યકીય પરિભાષા, અષ્ટવિધ પરીક્ષા, કાલજ્ઞાન, દ્રવ્યોના ગુણ દોષ, દિનચર્યા, રાત્રિચર્યા, ઋતુચર્યા, રસોપરસ, ધાતુ ઉપધાતુનું શોધન, મારણ, વમન વિરેચનાદિ પંચકર્મોની માહિતિ, કવાથોની કલ્પના, વિગેરે. પ્રકરણોનો સુલભ અને સુબદ્ધ રીતે સંગ્રહ કર્યો છે.

તે પછી જ્વરાદિ રોગાનુક્રમે નિદાન અને ચિકિત્સાનો સંગ્રહ કરી છેવટે વાજીકરણ અને રસાયન એ પ્રકરણો આપેલાં છે.

આ ગ્રંથમાં નિદાનનું વર્ણન ઘણે ભાગે માધવનિદાનમાંથી આપેલું છે. રોગોની ચિકિત્સા લખતાં આ ગ્રંથકારે સર્વત્ર એકજ પદ્ધતિ સ્વીકારેલી છે. અને સર્વ રોગો ઉપર પ્રથમ રામબાણ એવા ઉપચારો બતાવ્યા છે, તે પછી ક્રમથી કવાથો, ચુર્ણો, ગુટિકા, અવલેહો, તેલો. ઘૃતો, પાકો અને રસાયનો એ રીતે ઉપયોગી ઔષધી યોગનો સંગ્રહ કરેલો છે. છેવટે તે તે રોગના પથ્યાપથ્ય પણ આપેલાં છે. આટલા સંક્ષિપ્ત વર્ણનથી આ ગ્રંથનું સ્વરૂપ કેવું છે તે કાંઇક સમજાશે.

આ ગ્રંથમાં સુલભ વિવેચનપદ્ધતિ અને અનુભવસિદ્ધ ઔષધોનો સંગ્રહ હોવાથી વૈદ્યોને અને આયુર્વેદ પ્રેમી સજ્જનોને આ ગ્રંથ ઘણો જ ઉપયોગી થશે એવું અમારૂં માનવું છે.

આ ગ્રંથકર્ત્તાનું નામ જાણવાની વાચકને જીજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે. પણ ગ્રંથકર્ત્તાએ પોતાના નામનો, દેશનો કે કાળનો કોઇ પણ સ્થળે ઉલ્લેખ કર્યો નથી. પણ ગ્રંથકાર મહારાષ્ટ્રિય કે કાંકણના હોય એમ માનવામાં આવે છે. આ ગ્રંથ મૂળ સંસ્કૃતમાં છે, તેનું મરાઠી ભાષાંતર થયેલું છે. આ ગ્રંથની હસ્તલિખીત પ્રતો પણ મરાઠીમાં મળી આવે છે. તેનું ગુજરાતી કે હિંદીમાં હજુ ભાષાંતર થયું નથી. આ ગ્રંથનો વૈદ્યો ઘણો ઉપયોગ કરે છે અને તેના ઔષધીય ચિકિત્સાના પ્રયોગો અનુભવસિદ્ધ અને રામબાણ છે, તેથી વૈદ્યો આ પુસ્તકના પ્રયોગોથી સારી પ્રતિષ્ટા મેળવી શકે છે. એમ જાણી આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર કરી ભાગ્યોદયના ગ્રાહકોને આપવા યોગ્ય ધાર્યું છે.

આ ગ્રંથ લખવામાં મૂળ ગ્રંથકારે ચરક, સુશ્રુત, વાગભટ, માધવનિદાન, વૃંદમાધવ શારંગધર, વૈદ્યજીવન, અને વૈદ્યામૃત વિગેરે ગ્રંથોનો ઉપયોગ કરેલો છે.

વૈદ્યામૃત ગ્રંથનું અમે ભાષાંતર કરી હુન્નરવિજ્ઞાનના ગ્રાહકોને આ વર્ષે ભેટ આપેલું છે. એ વૈદ્યામૃત મોરેશ્વર વૈદે શકે ૧૫૦૩ માં લખેલું છે. અને તે અર્વાચિન પુસ્તક ઘણુંજ ઉપયોગી છે.

યોગરત્નાકરની મરાઠીમાં જુનામાં જુની આવૃત્તિ શકે ૧૬૬૮ માં લખેલી મળી આવે છે. એટલે આ ગ્રંથ શકે ૧૬૩૦ કે ૫૦ માં લખાયલો હોવો જોઇએ. કારણ કે વૈદ્યામૃત ગ્રંથ શકે ૧૬૦૩ માં લખાયલો છે. તેનો કેટલોક ભાગ આ ગ્રંથમાં લીધેલો છે તેથી જણાય છે કે શકે ૧૬૦૩ અને શકે ૧૬૬૮ ની અંદર આ ગ્રંથ લખાયલો હોવો જોઇએ.

આ ગ્રંથ અમે મૂળ સંસ્કૃત સાથે ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ કરવા ધારેલું, પરંતુ તેને ભેટના પુસ્તકમાં આપવા વિચાર થવાથી માત્ર ગુજરાતી ભાષાંતર જ છાપી આ ભાગ પ્રસિદ્ધ કર્યો છે. આ ગ્રંથનું ભાષાંતર કરવામાં વૈદ્યરાજ અંબાશંકર નાગજીભાઇને રોકી તેમની કેટલીક મદદ લીધી હતી. તેમાં બની શકે તેટલો અમે સુધારો કરેલો છે. પણ ઉતાવળને લીધે કેટલાક દોષ રહી પણ ગયા હશે તો તે આવતી આવૃત્તિમાં સુધારી લેવાશે.

આ ગ્રંથ મોટો છે. તેનો બીજો ભાગ પણ છપાય છે. તેમાં ચિકિત્સા વિભાગ આવશે. તેમાં જ્વરચિકિત્સાનાં જ લગભગ ૧૦૦ પૃષ્ટ છે. આ ગ્રંથનું ખરૂં મહત્વ હવે પછી પ્રગટ થનારા બીજા ભાગ ચિકિત્સાવિભાગમાં આવશે. આવો ઉપયોગી ગ્રંથ ગુજરાતી ભાષામાં પ્રથમ જ છે. તેમાં બતાવેલા પ્રયોગો ખાત્રીવાળા છે, અને તેથી આ ગ્રંથ વાંચકોને બહુ જ ઉપયોગી થઇ પડશે એવી આશા છે.

**બીજો ભાગ**—ચિકિત્સા વિભાગ-છપાય છે. જે ગ્રાહકો પાસે આ પ્રથમ ભાગ હોય તેમને આ બીજો ભાગ છપાઇ તૈયાર થયે અર્ધાં મૂલ્યે આપવામા આવશે. એ ગ્રંથનું કદ આ પુસ્તક કરતાં બમણું થશે. જેમણે આ બીજા ભાગના ગ્રાહક થવું હોય તેમણે તાકીદે નામ નંધાવી દેવાં જેથી તેમને અર્ધી કિંમતે મોકલી અપાશે, ગ્રંથ તૈયાર થયા પછી પૂરી કિંમત લેવાશે. વૈદકના ખાસ ખાસ પ્રયોગો તો બીજા ભાગમાં આવશે.

આ પુસ્તક ગ્રાહકોને વધુ ઉપયોગી થશે એમ ધારીએ છીએ.

ભાગ્યોદય ઑફીસ
અમદાવાદ.
અક્ષયતૃતીયા ૧૯૮૩
તા. ૪ મે ૧૯૨૭

**વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે**
**ગ્રંથકર્ત્તા.**

# વિષયાનુક્રમણિકા

જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો

# मास्टर ऑफ नोलेज.

ઘણા વર્ષની ઘણી મહેનતે અને ઘણા ખર્ચે બહાર પડયું છે.તેને તૈયાર થતાં ઘણો વખત લીધોછે. આ પુસ્તક ઉપરથી દરેક માણુસ પોતે પોતાની મેળે માત્ર ૭ મહીનામાંજ સરળ રીતે હિંદી, મરાઠી અંગ્રેજી, ઉર્દુ,બંગાળી અને સંસ્કૃત શીખી શકેછે. આટલી ભાષાઓ કેટલુંય ખર્ચ કરવા છતાં ઘણાં વર્ષે મહેનત કરવા છતાં આવડતી નથી તે માત્ર ૭ મહિનામાં લખતાં બોલતાં ને વાંચતાં આવડે છે. કીં. રૂ. ૭-૦

# સરવે. રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ

ચોથી આવૃત્તિ આ પુસ્તકમાં ઈંડીઅન પીનલ કોડની અગત્યની કલમો, ક્રીમીનલ પ્રોસીજરકોડ, ડીસ્ટ્રીકટ પોલીસ એકટ, વીલેજ પોલીસ એકટ, લેન્ડ રેવન્યુકોડ; તે ઉપર થયેલી રૂલ, મામલતદાર કોર્ટ એકટ, ગામના ને તાલુકાના નમુના,સરવાઇની રૂલ,સર્કલઇન્સપેકટરની રૂલ. અફીણનો એકટ,આબકારી એકટ, મીઠાનો એકટ વિ. ૨૦ કાયદાઓ છે. રૂ. ૩

# વૈદ યાને વૈદક ભાગ ૧ લો અને ૨ જો.

આ પુસ્તકના પહેલા ભાગમાં તમામ રોગ મટે એવાં ઔષધો અને વનસ્પતિશાસ્ત્ર આપવામાં આવ્યાં છે. આ ઔષધો અકસીર વનસ્પતીમાંથી તે શી રીતે બનાવવાં તથા કઇ દવા કયા રોગ મટાડે છે તે તથા કઇ દવા કઇ વનસ્પતિની કેવી રીતે બનાવવી તે છે. **બીજા ભાગમાં** દરેક ધાતુ તથા વિષનું શોધન કરી ભસ્મો બનાવવાની રીત તથા તેની બનતી માત્રાઓ, અવલેહો ઘૃતો, તૈલો, તથા આસવો વગેરે બનાવવાના પ્રયોગો તે દરેક માણુસ સમજી શકે તેવા આપ્યા છે. બન્ને ભાગની કીંમત રૂ. ૧-૮-૦.

**તપસ્વી રાજકુમાર**—આ પુસ્તક વાંચવાથી અનેક ઐતિહાસીક બનાવો માણુસોને આબા બનાવી દે છે. બોધ આપનાર આ નવલકથા છે. કીં રૂ. ૧।।

**એકાગ્રતા અને દિવ્યશકિત**—અધ્યાત્મજ્ઞાનનું ઉત્તમ પુસ્તક છે. તેમાં મનની એકાગ્રતા શી રીતે કરવી, ચિત્તનો નિરોધ કરવાનો સ્હેલો ઉપાય, પ્રાણાયામની રીત વિગેરે ઉપાયો છે. રૂ ૧)

ભાગ્યોદય ઓફીસ, ખાડીયા--અમદાવાદ.

વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો

**સ્ત્રી પુરૂષોએ વાંચી મનન કરવા યોગ્ય પુસ્તકો**

## દંપતિશાસ્ત્ર

જેમાં સ્ત્રી પુરુષોનાં યથાર્થ ધર્મો, ઉત્તમ પ્રજા કેવી રીતે પ્રાપ્ત થઇ શકે, સંસારમાં આનંદ અને સુખમાં દંપત્તી રહી શકે તેવા જાણવા યોગ્ય વિષયો છે. સ્ત્રીઓના ભેદ, પુરુષોના ભેદ, રૂપ ઉપરથી કેવા ગુણની આ સ્ત્રી છે તે પારખી શકાય, સ્ત્રીપુરુષે પરસ્પર વશ થઈ જવાના માર્ગો વીગેરે વિષયો છે. ગ્લેઝ કાગળ, પાકું પુઠું કિંમત રૂ. ૨-૦-૦

## સ્ત્રીહિતશિક્ષક.

**અને ચન્દ્રકાંતાની આત્મકથા ( બીજી આવૃત્તિ ) સચિત્ર**

આ પુસ્તકમાં લગભગ ત્રીસ ઉપરાંત પ્રકરણોમાં સ્ત્રીઓની મહત્તા, પત્નીનો પતી પ્રત્યેનો ધર્મ, પતિની પત્ની પ્રત્યેની ફરજ, પતિવ્રતપણું શી રીતે પાળવું. સ્ત્રીઓનો ઘરકારભાર; સ્ત્રીઓની જવાબદારી; સંકટ વખતે પતિને સહાય કેવી રીતે કરવી; સતી સ્ત્રીઓનું જીવન, સ્ત્રીઓનું ગૃહણીપદ; સ્ત્રીઓને સ્વર્ગીય સુખ શી રીતે મળે. સ્ત્રી પુરુષના ધર્મ, સ્ત્રીઓનું શીયળવ્રત. વિધવા સ્ત્રીઓના ધર્મ, સ્ત્રીઓનું ઇશ્વરપરાયણ જીવન, સ્ત્રીઓએ પતિની અર્ધાંગના છે. સંસારમાં સ્ત્રીઓની પદ્વિ સ્ત્રીઓના ઉત્તમ આચાર વિચાર, સ્ત્રીરોગ ચીકીત્સા, બાળકોને કેવી રીતે કેળવવાં, બાળકોની દવાઓ વગેરે ૩૧ પ્રકરણો ઉપરાંત. લગભગ ૨૦૦ ઉપરાંત સતી સ્ત્રીઓ અને મહાન પુરૂષોનાં જીવનચરિત્રો છે. કીં રૂ. ૪-૦-૦

**સ્વર્ગિય સુખ**—ઉત્તમ સદગુણો અને ઉત્તમ ચરીત્રથી મનુષ્યની જીંદગી શી રીતે સુધરે એ અનેક મહાપુરૂષોના દૃષ્ટાંતોસહિત તેમાં સમજાવવામાં આવ્યું છે કીં. રૂ, ૧-૦-૦

**સુખી ગૃહસંસાર**—અને સુભદ્રાની કુટુંબકથા—આપુસ્તક ૨૩ પ્રકરણોમાં સ્ત્રીપુરુષને ઉપયોગી અનેક ઉપયોગી વષયોનો રસીકવાર્તા રૂપે સંગ્રહ છે. કીં. રૂ. ૧ )

**મૂર્તીપૂજા અને મોક્ષ પ્રાપ્તિનો મહામંત્ર**——આ પુસ્તકમાં મૂર્ત્તિપૂજા કરવી એ શાસ્ત્ર સંમત્ત છે. મુર્તિપૂજા કેવી રીતે કરવી તેનું ફળ વગેરે વિષયો છે. કીં રૂ. ૦-૮-૦

**ભાગ્યોદય ઓફીસ, ખાડીયા-અમદાવાદ**



श्रीगणेशाय नमः । श्री नृसिंहाय नमः । श्री धन्वतरये नमः ।

# ॥ श्री योगरत्नाकर ॥

शिवं हरिं विधातारं तत्पत्नीस्तत्सुतान् गुरून् ।

नत्वा समस्तप्रत्यूहशान्तये मंगलाय च ॥ १ ॥

**મંગળાચરણ**—વિઘ્નોની શાંતિ અર્થે અને મંગળ કાર્ય કરવા માટે શ્રી મહાદેવ, હરિ, બ્રહ્મા તેમની પત્નીયો ( પાર્વતિ આદિ ) ઇત્યાદિ તથા તેમના પુત્રો ( ગણપતિ ઇત્યાદિ ) અને મારા ગુરૂ તેમને પ્રણામ કરીને શ્રી યોગરત્નાકર નામના ગ્રંથની ટીકા કરૂં છું.

अन्नदो जलदश्चैव ह्यातुरस्य चिकित्सकः ।

त्रयस्ते स्वर्गमायान्ति विना यज्ञेन भारत ॥ २ ॥

**વૈદ પ્રશંસા**—હે ભારત, અન્ન દેનાર, જળ દેનાર અને રોગીને ઔષધ આપનાર, એ ત્રણે જણ યજ્ઞ કર્યા વિના સ્વર્ગમાં આવેછે. (જાય છે.)

रोगपंकार्णवे मग्नं यः समुद्धरते नरम् ।

कस्तेन न कृतो धर्मः कां च पूजां न सोऽर्हति ॥ ३ ॥

રોગ રૂપી કચરાના સમુદ્રમાં બુડી ગયેલા માણસને જે માણસ હાથ ઝાલીને બહાર કાઢે છે તેણે કયો ધર્મ કર્યો નથી ( બધા ધર્મો કર્યા છે ) તેની કઇ પ્રકારે પૂજા કરવી ન જોઇએ ( તે બધી પ્રકારે પૂજા કરવાને લાયક છે.

वैद्यः पुरोहितो मन्त्री दैवज्ञश्च चतुर्थकः ।

द्रष्टव्याः प्रातरेवैते नित्यं श्रेयोविवृद्धये ॥ ४ ॥

દિનપ્રતિ રોજ પોતાના કલ્યાણની વૃદ્ધિ ઇચ્છવાવાળા પુરૂષે રોજ સવારમાં વૈદ ઉપાધ્યક્ષ રાજાના કાર્યભારી અને જોતિષી (જોશી) એમનાં દર્શન કરવાં જોઇએ. ૪

गतश्रीर्गणकान् द्वेष्टि गतायुश्च चिकित्सकान् ।

गतश्रीश्च गतायुश्च ब्राह्मणान् द्वेष्टि भारत ॥ ५ ॥

જે માણુસો જોશીઓનો દ્વેશ કરે છે તેમની લક્ષ્મી નાશ પામે છે. જે માણુસો વૈદ્યનો દ્વેશ કરે છે તેમનું આયુષ્ય ઓછું થાય છે. હે ભારત જે માણુસો બ્રાહ્મણોનો દ્વેષ કરે છે તેમની લક્ષ્મી તથા આયુષ્ય બંન્ને ઓછાં થાય છે. ૫

ज्यौतिषं व्यवहारं च प्रायश्चित्त चिकित्सितम् ।

विना शास्त्रेण यो ब्रुयात्तमाहुर्ब्रह्मघातकम् ॥ ६ ॥

જ્યોતિશ ( જ્યોતિષશાસ્ત્ર સંબંધી માહિતી ) વ્યવહાર ( ન્યાય ) પ્રાયશ્ચિત ( એકાદ નિંદ્યકર્મ કરવાથી લાગતાં પાપોનું ધર્મશાસ્ત્ર પ્રમાણે નિવારણ કરવાની વિધિ) અને ચિકિત્સા (ઔષધોપચાર) વિગેરે જે શાસ્ત્રના આધાર વિના ( અભ્યાસ કર્યા સિવાય ) કરે છે. તો તેને બ્રહ્મઘાતી (બ્રહ્મહત્યા કરનાર) કહે છે. ૬

क्वचिद्धर्मः क्वचिन्मैत्री क्वचिदर्थः क्वचिद्यशः ।

कर्माभ्यासः क्वचिच्चेति चिकित्सा नास्ति निष्फला ॥७॥

રોગની ચિકિત્સા કરવામાં કોઇ વખત ધર્મ થાય છે. કોઇ વખત ઉત્તમ મૈત્રી (સ્નેહ) થાય છે. કોઇ વખત ધન પ્રાપ્ત થાય છે. કોઇ વખત કેવળ યશ મળે છે. અને કોઇ વખત રોગની પરીક્ષા વિગેરેનો અનુભવ મળે છે એટલા માટે કોઇ વખત પણ ઔષધોપચાર કરવો એ નિષ્ફળ થતાં નથી.

जन्मान्तरकृतं पापं व्याधिरूपेण बाधते ।

तच्छान्तिरौषधैर्दानैर्जपहोमसुरार्चनैः ॥ ८ ॥

**જન્માંતર**–પૂર્વજન્મમાં કરેલા પાપો વ્યાધિ રૂપે આ જન્મમાં નડે છે. ( પીડા આપે છે ) તેની શાંતિને માટે ઔષધોપચાર કરવાં, દાન દેવાં, જપ જપાદિક કરાવવાં, હોમ હવન વિગેરે કરાવવાં, આપણા ઇષ્ટ દેવતાની પૂજાઓ વિગેરે કરાવવાથી વ્યાધિ મટે છે.

व्याधेस्तत्त्वपरिज्ञानं वेदनायाश्च निग्रहः ।
एतद्वैद्यस्य वैद्यत्वं न वैद्यः प्रभुरायुषः ॥ ९ ॥

**વ્યાધેસ્તત્વ**—વ્યાધી ( રોગ ) ઉત્પન્ન થવાનો શું હેતુ છે તથા તેમાં કયા દોષ પ્રાધાન્ય છે તેના તત્વને જાણવું ને તેથી થતી પીડાને અટકાવવા પ્રયત્ન કરવો એટલુંજ વૈદનું કર્ત્તવ્ય છે પણ વૈદ કાંઇ આયુષ્ય આપવા શક્તિવાન નથી.

अग्निमूलं बलं पुंसां रेतोमूलं च जीवितम् ।
तस्मात्सर्वप्रयत्नेन वन्हिं शुक्रं च रक्षयेत् ॥१०॥

મનુષ્યનું બળ જઠરાગ્નિને આધારે છે ને તેનું જીવીત ધાતુ (શુક્ર–વીર્ય) ને આધારે છે એટલા માટે જેમ બને તેમ પ્રયત્નો કરીને વૈદે જઠરાગ્નિ અને શુક્રધાતુનું રક્ષણ કરવું જોઇએ.

जातमात्रश्चिकित्स्यस्तु नोपेक्ष्योऽल्पतया गदः ।
वन्हिशस्त्रविषैस्तुल्यः स्वल्पोऽपि विकरोत्यसौ ॥ ११ ॥

ઔષધોપચારથી મટી શકે તેવા સાધ્ય રોગોને સાધારણ જાણીને તેમની બેદરકારી કરવી નહિ ( બરાબર ધ્યાનથી દવા કરવી ) કારણ કે બેદરકારી કરવાથી અગ્નિ, શસ્ત્ર કે ઝેરની પેઠે નાના સરખા વ્યાધી પણ મોટા વિકારને પામી ભયંકર રૂપ પકડે છે.

निवृत्तोऽपि पुनर्व्याधिः स्वल्पेनायाति हेतुना ।
दोषैर्मार्गीकृते देहे शेषः सूक्ष्म इवानलः ॥ १२ ॥

જેમ સ્હેજ અગ્નિનો રહેલો તણખો પવનથી ફેલાઇ મોટો અગ્નિ રૂપ થાય છે તેમજ દોષો પોતાને અનુકુળતા મળતાં માર્ગમાં ફેલાઇને શરીરમાં નજીવા કારણથી મટી ગયેલા વ્યાધિઓ પણ ફરીથી તેવાજ મોટા રૂપમાં ઉત્પન્ન થાય છે.

यावत्कण्ठगतः प्राणस्तावत्कार्या प्रतिक्रिया ।
कदाचिद्दैवयोगेन दृष्टरिष्टोऽपि जीवति ॥ १३ ॥

જ્યાં સુધી કંઠમાં પ્રાણ આવે ( શ્વાસોશ્વાસ ચાલે ત્યાં સુધી ઔષધોપચાર કરવાં કારણ કે દૈવયોગથી મૃત્યુ પાસે આવેલ રોગી પણ બચી જાય છે. (જીવે છે.)

यथाशास्त्रं तु निर्णीतो यथाव्याधिचिकित्सित: ।
न शमं याति यो व्याधि: स ज्ञेय: कर्मजो बुधै: ॥१४॥

વૈદે શાસ્ત્રોમાં નિર્ણય કર્યા પ્રમાણે રોગનું નિદાન કરી દવા કરવાથી જો રોગ મટે નહિ તો તે વ્યાધી કર્મજ છે (પુર્વ જન્મના પાપથી-કર્મ દોષથી થયેલ છે ) એમ માનવું. ૧૪.

पुण्यैश्च भेषजै: शान्तास्ते ज्ञेया: कर्मदोषजा: ।
विज्ञेया दोषजास्त्वन्ये केवला वाऽथ संकरा: ॥१५॥

પુન્યકર્મ અને ઔષધથી (બન્નેથી) જે રોગ મટી શકે છે તે કર્મજ અને દોષજ જાણવા બીજાઓ કેવળ દોષજન્ય જાણવા અથવા મિશ્ર સમજવા.

औषधं मङ्गलं मंत्रो ह्यन्याश्च विविधा: क्रिया: ।
यस्यायुस्तस्य सिध्यन्ति न सिध्यन्ति गतायुषि ॥ १६ ॥

ઔષધ, પુન્ય કર્મ (સ્વસ્તિ વાચન) મંત્ર તંત્રાદિક અને અને બીજી પણ કેટલીક ક્રિયાઓ જે રોગી આયુષ્યવાન છે તેને સિદ્ધ થાય છે ( ફાયદો કરે છે ) અને જેને આવરદાનો યોગ નથી હોતો તેને ફાયદો થતો નથી.

विकारनामाकुशलो न जिह्रीयात् कदाचन ।
न हि सर्वविकाराणां नामतोऽस्ति ध्रुवा स्थिति: ॥१७॥

જે વૈદો વિકારનાં નામ ન જાણી શકતા હોય તો તેમણે તેથી શરમાવાનું કારણ નથી કેમકે દરેક વિકારની દરેક સ્થિતિનું ખાસ (ચોક્કસ) નામ આપ્યું નથી.

नास्ति रोगो विना दोषैर्यस्मात्तस्माद्विचक्षण: ।
अनुक्तमपि दोषाणां लिङ्गैर्व्याधिमुपाचरेत् ॥ १८ ॥

વાત ઇત્યાદિ દોષ વિના રોગ થતો જ નથી તેટલા માટે ચતુર વૈદે દોષોનું નામ અથવા વર્ણન શાસ્ત્રમાં ન કર્યું હોય તેવા રોગના દોષના લક્ષણ તપાસીને વ્યાધિનો નિર્ણય કરી ઔષધોપચાર કરવાં ૧૮

रोगमादौ परीक्षेत ततोऽनन्तरमौषधम् ।
तत: कर्म भिषक्कुर्याज्ज्ञानपूर्वं विचक्षण: ॥ १९ ॥

વૈદે પ્રથમ રોગનો નિર્ણય (નિદાન) કરી ત્યાર પછી ઔષધોપચાર કરવાં ત્યાર પછી જે જે ક્રિયાઓ કરવી હોય તે વિદ્વાન વૈદે જ્ઞાનપૂર્વક વિચાર કરીને કરવી. ૧૯

मूर्खश्चोरस्तथा म्लेच्छो ब्रह्मघ्नो मत्स्यघातकी ।
द्वेष्टा च ग्रामकूटश्च वंचको मांसविक्रयी ॥ २० ॥
एतांस्तु व्याधिना ग्रस्तान्न कुर्याच्छमनक्रियाम् ।
तेषां जीवातिसंदाता वैद्यो भवति पापभाक् ॥ २१ ॥

મુર્ખ, ચોર, મ્લેચ્છ,બ્રહ્મઘાતી,મછીમાર, જેનો તેનો દ્વેશ કરનારો તથા ગામનો કુટીલ, ઠગારો, માંસ વેચનાર એવા માણસોને જો રોગ થયો હોય તો તેમને સારા કરવા(ઔષધોપચારથી) રોગ મટાડવાની દવા કરવી નહિ કારણ કે તેમને રોગમુક્ત કરી જીવિત દેનાર વૈદને તેમના કરેલા પાપનો ભાગ લેવો પડે છે. તેથી વૈદ્યને પાપ લાગે છે. ૨૦-૨૧

दर्शनस्पर्शनप्रश्नैः परीक्षेत च रोगिणम् ।
रोगं निदानप्राग्रूपलक्षणोपशयाप्तिभिः ॥ २२ ॥

રોગીને જોઇને તમામ અવયવો તપાસીને તેમજ પછી પુછ પરછ કરીને એમ ત્રણ પ્રકારે રોગીનો નિર્ણય કરવો. એ પ્રમાણે ૧ નિદાન ૨ પૂર્વરૂપ ૩ લક્ષણ ૪ ઉપશય ૫ સંપ્રાપ્તિ એ પ્રમાણે પાંચ પ્રકારે રોગીની પરિક્ષા કરવી.

## पादचतुष्टय

भिषग्द्रव्याण्युपस्थाता रोगी पादचतुष्टयम् ।
चिकित्सितस्य निर्दिष्टं प्रत्येकं तच्चतुर्गुणम् ॥१॥

વૈદ્ય, દ્રવ્ય, ઔષધી પરિચારક અને રોગી એ ચારે મળી પાદ ચતુષ્ટય ચિકિત્સા કહેવાય છે. આ દરેકમાં (બતાવ્યા) લખવા પ્રમાણે ચાર ચાર ગુણ હોવા જોઇએ.

दक्षस्तीर्थात्तशास्त्रार्थो दृष्टकर्मा शुचिर्भिषक् ।

૧ પોતાના કામમાં ચતુર ૨ પોતાના ગુરૂ પાસે યથાર્થ શાસ્ત્રનો અભ્યાસ કરેલ, ૩ દરેક કામમાં પોતાની જાતે અનુભવ કરી સિધ્ધિ મેળવેલો ૪ તેમજ પવિત્ર મનનો આ ચાર ગુણો વૈદ્યમાં હોવા જોઇએ.

बहुकल्पं बहुगुणं संपन्नं योग्यमौषधम् ॥ २ ॥

જે ઔષધમાંથી ઘણા પ્રકારના દવાઓ બનતી હોય, તેમજ તેમાં ઘણા પ્રકારના ગુણો હોય અને અનેક યોજનાઓ થતી હોય, તેમજ તેમાં પરિપૂર્ણ રસ પ્રાપ્ત થઇ પાકેલ હોય ( રસથી પરીપૂર્ણ હોય ) અને અનેક રોગ ઉપર વાપરવાને લાયક હોય તેવા પ્રકારનું ઔષધ જોઇએ.

अनुरक्तः शुचिर्दक्षो बुद्धिमान् परिचारकः ।

પરિચારક ( ચાકરી કરનાર ) પોતાના શેઠ ઉપર પ્રીતિ રાખનારો, પવિત્ર તન મનનો તથા દરેક કામ કરવામાં કુશળ તેમજ બહુ બુધ્ધિશાળી જોઇએ.

आढयो रोगी भिषग्वश्यो ज्ञापकः सत्त्ववानपि ॥३॥

ધનવાન દરદી ( ગ્રહસ્થ ) વૈદની મરજી પ્રમાણે જ વર્તનાર, પોતાની સર્વ હકીકત બરાબર કહી શકે તેવો ચતુર અને દરેક બાબતમાં ધૈર્યવાળો (હીંમતવાન) એવો રોગી જોઇએ. ૩

## दूतपरीक्षा.

दूतस्य प्रश्नाक्षरयोगसंख्या त्रिघ्नाष्टभाज्या प्रवदन्ति शेषे ।
समे च मृत्युर्विषमे च नैव विलोक्य वैद्याः खलु प्रश्नकाले॥१॥

દરદીને જોવા માટે વૈદ્યને તેડવા આવ્યો હોય તે માણસ દુત કહેવાય છે, તે દુતને જે પ્રશ્ન પૂછે તે અક્ષરોની સંખ્યા ગણીને ત્રણુ ગણા કરી તેને આઠે ભાગતાં તેની બાકી જે સંખ્યા રહે તેમાં જો બેકી સંખ્યા રહેતો બચશે નહિ એમ જાણવું ને એકી વધે તો આયુષ્ય (બચશે) છે તેમ પ્રશ્ન કરતી વખતે જાણવું.

दूतो रक्तकषायकृष्णवसनो दण्डी जटी मुण्डित
स्तैलाभ्यक्तवपुर्भयंकरवचा दीनोऽश्रुपूर्णेक्षणः ॥
भस्माङ्गारकपालपाशमुशली सूर्येऽस्तगे व्याकुलो
यः शून्यस्वरसंस्थितो गदवतो दूतस्तु कालानलः ॥२॥

દુતે જો રાતાં ભગવાં કે કાળાં વસ્ત્રો પહેર્યાં હોય, હાથમાં લાકડી ઝાલેલી હોય, માથે જટા બાંધેલી હોય, માથું મુંડાવેલું હોય, શરીરે તેલ ચોળેલું હોય, બીયામણાં (ભયંકર) વચન બોલતો હોય, ગરીબડો થઇ જતો હોય અને આંખોમાં આંસુ ચાલ્યાં જતાં હોય તેમજ શરીરે ભસ્મ ચોળી હોય, હાથ ખંખેરતો હોય તેમજ હાડકાં,

પાશ (દોરડાં) અથવા મુશળ હાથમાં ધારણ કરેલ હોય. અને સુર્ય આથમતાં (સંધ્યા વખતે) આકુળ વ્યાકુળ થતો આવ્યો હોય તેમજ જેનો સ્વર કેવળ શુન્ય જેવો થઇ ગયો હોય તેવું બોલનારો હોય, ગળગળો થતો હોય તેવો દુત કાલાગ્નિ (અગ્ની જેવો) અશુભ જાણવો.

स्वज्ञातिः श्वेतवस्त्रो द्रविणयुतकरः क्षत्रियो ब्राह्मणो वा ।

ताम्बूलाढ्यः सुशीलः शुभवचनवदः स्यात्प्रशस्तोऽत्र दूतः॥३॥

જે દુત રોગીની જાતનો હોય જેણે ધોળાં સાફ શુદ્ધ કપડાં પહેર્યાં હોય, હાથમાં કાંઇ પૈસા વિગેરે લઇ આવેલ હોય, ક્ષત્રીય અથવા બ્રાહ્મણ હોય, મોઢામાં પાન, તાંબુલ ચાવેલું હોય તેવો શુશીલ રુડા મીજાજનો, ગુણવાન, સારાં સારાં વચનો બોલનાર હોય તે સારો વખાણવા લાયક દુત જાણવો. ૩

संध्याकाले तथा रात्रौ स्नानभोजनसंगमे ।

विपरीतेषु कालेषु न गच्छेत्तत्र बुद्धिमान् ॥ ४ ॥

સંધ્યાકાળે તેમજ રાતના વખતમાં નાવાના વખતે ને ભોજન વખતે તેવાજ બીજા અનુચીત વખતે વિપરીત કાળમાં બુદ્ધશાળી માણસોએ વૈદ્યને ઘેર બોલાવા જવું જોઇએ નહિ. ૪

न स्वप्याद्रोगिसदने न भुञ्जीयात्कदाचन ॥

विनाह्वानं न गच्छेच्च न ब्रूयान्मरणं भिषक् ॥५॥

વૈદે રોગીને ઘેર સુવું નહિ, કદાપિ ખાવું પણ નહિ, તે દરદીએ બોલાવ્યા સિવાય તે રોગીને ઘેર જવું નહિ ને રોગીને મરણનું કહેવું નહિ. ૫

## शकुन.

छत्रं गौर्द्विजकन्यकामिषसुरा पण्यांगना रोचनं

मांगल्यं नृपवाजिवारणदधि स्तोत्रादिपाठः शुभ ।

संगीतं करुणाभयानकमहारौद्रैर्विहीनं स्मर-

क्रीडाभावमनोहरं किमपि चेद्वालानि सद्योगिनः ॥१॥

છત્ર, ગાય, બ્રાહ્મણ, કન્યા ( કુમારીકા ), માંસ, સુરા, ઢોલ, વેશ્યા, ગોરોચન. મંગળ પદાર્થ ( દુધ, નાળીયેર, આંબાનાં પાન ઇત્યાદી.) રાજા, ઘોડો,હાથી,દહિં, શાંતિ પાઠ ભણતા બ્રાહ્મણો (સ્તોત્ર

માટે ) અને બીજાં માંગલીક ગીતો કે જેમાં કરૂણ રસ ભયાનક રસ રૌદ્રરસ વિગેરે શબ્દો ન આવતાં હોય તેવા ગાયન. જેવાં કે વિવાહ વિગેરેનાં સારાં ગીતો અને સ્મર ક્રિડા અનેક પ્રકારની મનને આનંદ આપનાર પદાર્થ, બાળકો તથા ઉત્તમ પ્રકારના યોગી લોકો વિગેરે મળે તો વૈદને દરદીને ઘરે જતાં સારા શુકન ગણાય છે. ૧

मार्गच्छेदोऽहिमार्जारगोधासरटवानरैः ।

रोगिद्वाराभिनिर्गच्छेन्मंगलं तदमंगलम् ॥ २ ॥

વૈદને રોગીને ઘેર જતી વખતે માર્ગમાં સર્પ, બીલાડી, ઘો, કાગડો અથવા વાંદરો આડો ઉતરે તો તે શુકન અશુભ છે ( માટે વૈદે રોગીને ઘેર જવું નહિ) ને જતાં કદાચ રોગીના ઘર આગળ બહાર પડેલી શુભ વસ્તુ જોવામાં આવે તો પણ અશુભ જાણવું.

पुंनामा वामतः श्रेष्ठो गजखेचरवर्जितः ।

स्त्रीनामा दक्षिणे श्रेष्ठः शिवाश्यामाविवर्जितः ॥३॥

હાથી અથવા પક્ષી (આકાશમાં ઉડનાર )ને મૂકી દઇને બીજાં પુરૂષ (નરજાતી) જાતિનાં પ્રાણી વૈદની ડાબી બાજુ ઉતરે તો ઉત્તમ જાણવું અને વૈદ્યની જમણી બાજુ શિયાળ અને કોયલ વિગેરે પક્ષી શીવાય બીજી સ્ત્રીલીંગ ( નારીજાતિ ) ઉતરે તો ઉત્તમ જાણવી. ૩

दुर्गा काकस्तथा श्वान उलूकखरजम्बुकाः ।

निर्गमे वामतः श्रेष्ठाः प्रवेशे दक्षिणाः शुभा ॥ ४ ॥

કોકીલ પક્ષીની સ્ત્રી ( કોયલની જાત છે ) કાગડો તેમજ કુતરો, ઘુવડ, ગધેડો, શીયાળીયું વૈદને ઘરમાંથી બહાર નીકળતાં ડાબી બાજુ આવે તે સારા જાણવા અને ઘરમાં આવતાં જમણી બાજુ ઉતરે તો સારા શુકન જાણવા. ૪.

## अष्टविध परीक्षा.

रोगाक्रान्तशरीरस्य स्थानान्यष्टौ निरीक्षयेत् ॥ १ ॥

नाडीं मूत्रं मलं जिह्वां शब्दं स्पर्शं दृगाकृती ॥१॥

રોગીની પરીક્ષા કરવા માટે આઠ સ્થાન છે જેવાં કે નાડી, મૂત્ર, મળ, જીભ, શબ્દ (બોલવું, સ્વર, અવાજ) સ્પર્શ દ્રષ્ટિ (આંખો) આકૃતિ (ચહેરો, રૂપ) વિગેરે અવશ્ય તપાસવાં જોઇએ. ૧

दोषकोपे घनेऽल्पे च पूर्वं नाड़ीं परीक्ष्य च ।
अन्ते चादौ स्थितिस्तस्या विज्ञेया भिषजा स्फुटम् ॥२॥

દોષ થોડો અથવા ઘણોજ પ્રકોપ પામ્યો હોય તો તરતજ પ્રથમ તેની નાડી પરીક્ષા કરવી જોઇએ. અને વૈદે દરદીની પ્રથમની તથા હાલની તમામ સ્થિતિથી બરોબર વાકેફગાર થવું જોઇએ અને નાડીની ગતી બરાબર ચોકસ સમજી શકાય તેમ સરલતાથી જોવું જોઇએ.

यथा वीणागता तन्त्री सर्वान्रागान्प्रभाषते ।
तथा हस्तगता नाडी सर्वान्रोगान्प्रकाशयेत् ॥३॥

જેમ વીણાને (વાંસળીને) વગાડનાર ખેલાડી ગાયનના બધા રાગો કળથી કાણા દબાવવાથી જાણી શકે છે તે પ્રમાણે નાડી દાબી જોનાર વૈદ્ય પોતાના હાથમાં આવેલ નાડીથી તેના તમામ રોગો જાણી શકે છે. ૩

सर्वेषामेव रोगाणां निदानं कुपिता मलाः ।
तत्प्रकोपस्य तु प्रोक्तं विविधाहितसेवनम् ॥ ४ ॥

તમામ રોગોનું કોપવાનું મુળ કારણ વાતાદિ દોષો (વાત પિત્ત, કફ)નો પ્રકોપ ઇત્યાદી છે અને તે દોષો (મળો) કોપવાનું મૂળ કારણ જુદા જુદા અહિતકારક આહારવિહારાદિકનું સેવન છે. ૪

निदानार्थकरो रोगो रोगस्याप्युपलक्ष्यते ।

એક રોગ ઉત્પન્ન થયા પછી તેને ધ્યાન ન દેવાય તો તે રોગ બીજા રોગની ઉત્પત્તિનું કારણ થઇ પડે છે તેટલા માટે.

आदौ सर्वेषु रोगेषु नाडीजिह्वाक्षिमूत्रतः ॥ ५ ॥
परीक्षां कारयेद्वैद्यः पश्चाद्रोगं चिकित्सयेत् ।

વૈદ્યોએ પહેલાં તમામ રોગોમાં નાડી, જીભ, આંખો અને પેશાબ વિગેરેની પરીક્ષા કરીને પછી રોગીનાં ઔષધોપચાર શરૂ કરવાં. ૫

नाडया मूत्रस्य जिह्वाया लक्षणं यो न विन्दति ॥६॥
मारयत्याशु वै जन्तुं स वैद्यो न यशो भजेत् ।

નાડી પેશાબ તેમજ જીભના લક્ષણોને જે વૈદ જાણી શકતો નથી તે વૈદ્ય તરતજ રોગીને મારી નાંખે છે ને તે વૈદને કોઇ પ્રકારે જસ મળતો નથી.

लक्षयित्वा देशकालौ ज्ञात्वा रोगबलाबलम् ॥
चिकित्सामारभेद्वैद्यो यशः कीर्तिमवाप्नुयात् ॥ ७ ॥

દેશ કાળને વિચારપૂર્વક ધ્યાનમાં લઇને તેમજ રોગનું બરાબર નિદાન કરીને જે વૈદ ઔષધોપચાર કરે છે તે વૈદને જશ કીર્તિ લક્ષ્મિ વિગેરે મળે છે.

## नाडीपरीक्षा

नाडीमंगुष्ठमूलाधः स्पृशेद्दक्षिणगे करे ।
ज्ञानार्थं रोगिणो वैद्यो निजदक्षिणपाणिना ॥ १ ॥

વૈદે પોતાના જમણા હાથથી રોગીની પ્રકૃતિ જાણવા માટે તેના જમણા હાથના અંગુઠાના મુળના નીચેના ભાગમાં નાડી અલવી. ૧

स्थिरचित्तः प्रशान्तात्मा मनसा च विशारदः ।
स्पृशेदंगुलिभिर्नाडीं जानीयाद्दक्षिणे करे ॥ २ ॥

જેનું મન સ્થિર છે. જેનો આત્મા શાંત છે જેનું મન પવિત્ર કેળવણી વાળું છે તેવા વૈદે રોગની પરીક્ષા કરવા માટે રોગીના જમણા હાથની નાડી ઉપર ત્રણ આંગળાં ધીમેથી રાખીને જોવી. ૨

प्रायः स्फुटा भवति वामकरे वधूनां
पुंसां च दक्षिणकरे तदियं परीक्षा ।
ईषद्विनामितकरं विततांगुलीकं
बाहुं प्रसार्य रहितं परिपीडनेन ॥ ३ ॥

ઘણું કરીને સ્ત્રીઓની ડાબા હાથની નાડી અને પુરૂષની જમણા હાથની નાડીથી પરીક્ષા સ્પષ્ટ (ચોખી) જોવામાં આવે છે. હાથપર ભાર ન દેતાં બાહુથી હાથને જરા લાંબો કરી આંગળાઓ જરા પહોળાં રાખી જરા હાથ નમાવીને બહુ દબાવ્યા વિના તે નાડી તપાસવી. ૩

ईषद्विनम्रकृतकूर्परवामभागे
हस्ते प्रसारितसदंगुलिसंधिके च ।
अंगुष्ठमूलपरिपश्चिमभागमध्ये ।
नाडीं प्रभातसमये प्रहरं परीक्ष्य ॥ ४ ॥

હાથના કાંડાનો ભાગ ડાબી બાજુ નમાવીને તે હાથ આગળ લાવી આંગળીના સાંધાઓને જરા ( અડે નહિ તેમ ) પહોળાં રાખી અંગુઠાના મૂળ તરફ પશ્ચિમ બાજુ નીચે મધ્યના ભાગમાં સવારમાં ૧ પ્રહર સુધી નાડી પરિક્ષા કરવી. ૪

वारत्रयं परीक्षेत धृत्वा धृत्वा विमोचयेत् ।
विमृश्य बहुधा बुद्धया रोगव्यक्तिं विनिर्दिशेत् ॥५॥

નાડી પકડવી પછી છોડવી તે ફરી પકડવી તથા છોડવી એમ વારંવાર ૩ વખત બરાબર નાડી પરીક્ષા કરવી. બુદ્ધિ વડે કરાને સ્વસ્થ ચિત્તથી વારંવાર વિચાર કરીને રોગનું ખરૂં સ્વરૂપ ઓળખવું.

अंगुलित्रितये स्पृष्ट्वा क्रमाद्दोषत्रयोद्भवाम् ।
मन्दां मध्यगतिं तीक्ष्णां त्रिभिर्दोषैस्तु लक्षयेत् ॥ ६ ॥

આપણા હાથની ( તર્જની, મધ્યમાં અનામિકા ) એમ ૩ આંગળીઓથી નાડી પકડીને અનુક્રમે વાત, પિત્ત, કફની પરીક્ષા કરવી. જેમકે મંદ ગતિથી કફ જાણવો. મધ્ય ગતિથી વાયુ જાણવો. ને ઉતાવળી ગતિથી પિત્ત જાણવું. આ પ્રમાણે દોષની ત્રણ પ્રકારની નાડીની ગતિ લક્ષણથી જાણવી. ૬

वातं पित्तं कफं द्वंद्वं त्रितयं संनिपातिकम् ।
साध्यासाध्यविवेकं च सर्वं नाडी प्रकाशयेत् ॥ ७ ॥

વાયુ, પિત્ત, કફ એ ત્રણે જુદા જુદા ૧ તથા બબે દોષો ભેગા જેવા કે ૨ (વાત પિત્ત, વાત કફ, અને કફ પિત્ત,) અને સન્નિપાત ૩ ( વાત, પિત, કફ ) ત્રણે ભેગા દોષોનો પ્રકોપ) સાથે. એ પ્રમાણે દોષનો કોપ થવાથી રોગની સાધ્ય ૧ કષ્ટ સાધ્ય ૨ ને અસાધ્ય ૩ સ્થિતિ જાણવી. બધું જ્ઞાન નાડી પરિક્ષાનો વિચાર કરીને કરવાથી થાય છે. ૭.

स्नायुर्नाडी ततो हंसी धमनी धरणी धरा ।
तन्तुकी जीवनज्ञाना शब्दाः पर्यायवाचकाः ॥ ८ ॥

સ્નાયુ નાડી, હંસી, ધમની, ધરણી ધરા, તંતુકી જીવનજ્ઞાના એ બધા નાડીના પર્યાય વાચક ( જુદા જુદા નામવાળા ) શબ્દો છે.

सद्यःस्नातस्य भुक्तस्य तथा स्नेहावगाहिनः ।

क्षुत्तृषार्तस्य सुप्तस्य नाडी सम्यङ् न बुध्यते ॥ ९ ॥

નાહીને તરત, જમીને તરત તથા શરીરે ઘી, તેલ વિગેરે ચોળ્યું હોય, ભુખ્યો હોય, તરસ્યો હોય, સુઇ ઉઠેલો હોય તેવા મનુષ્યની નાડી બરાબર જાણી શકાતી નથી.

अंगुष्ठमूलभागे या धमनी जीवसाक्षिणी ।

तच्चेष्टया सुखं दुःखं ज्ञेयं कायस्य पण्डितैः ॥ १० ॥

અંગુઠાના મુળ ભાગમાં જે જીવની સાક્ષી આપનારી નાડી છે તેની ગતિના આધારે પંડીતો શરીરનું સુખ અથવા દુઃખ જાણી શકે છે. ૧૦

स्त्रीणां भिषग्वामहस्ते पादे वामे च यत्नतः ।

शास्त्रेण संप्रदायेन तथा स्वानुभवेन वै ॥ ११ ॥

परीक्षा रत्नवच्चास्यास्त्वभ्यासादेव जायते ।

વૈદે બૈરાંને ડાબે હાથે અથવા ડાબે પગે નાડી જોવી. શાસ્ત્રના અભ્યાસથી, ગુરૂદ્વારા અથવા પોતાના અનુભવથી વારંવાર મહાવરો થવાથી રત્નની પરીક્ષા પ્રમાણે નાડી પરીક્ષા થાય છે. ૧૧

वातनाडी भवेद् ब्रह्मा पित्तनाडी च शंकरः ॥ १२ ॥

श्लेष्मनाडी भवेद्विष्णुस्त्रिदेवा नाडिसंस्थिताः ।

વાયુ નાડીના અધિપતિ બ્રહ્મા, પિત્ત નાડીના અધિપતિ શંકર, અને કફ નાડીના અધિપતિ વિષ્નુ છે એ પ્રમાણે ત્રણ નાડીના ત્રણ દેવ રહેલા છે.

अग्रे वातवहा नाडी मध्ये वहति पित्तला ।

अन्ते श्लेष्मविकारेण नाडी ज्ञेया बुधैः सदा ॥ १३ ॥

આગળના ભાગમાં (પ્રથમ) વાયુ વહન કરનારી નાડી છે. મધ્યમાં પિત્તની નાડી વહે છે, અંતમાં [ છેલી ] કફના દોષની નાડી ચાલે છે એ પ્રમાણે વૈદે સદા સમજવું. ૧૩

सर्पजलौकादिगतिं वदन्ति विबुधाः प्रभञ्जने नाडीम् ।

पित्तेन काकलावकमण्डूकादेस्तथा चपलाम् ॥ १४ ॥

વાયુની નાડી જળો તથા સર્પની પેઠે વાંકી ચુંકી ચાલે છે. પિતની નાડી કાગડો લાવા તથા દેડકાની પેઠે ઉતાવળી ચપળ ઉડતી ચાલે છે. ૧૪

राजहंसमयूराणां पारावतकपोतयोः ।

कुक्कुटस्य गतिं धत्ते धमनी कफसङ्गिनी ॥ १५ ॥

અને કફના દોશ વાળી નાડી રાજહંસ મોર પારેવાં તથા હોલાની પેઠે તેમજ કુકડાની ( એક પગ ઉપડે ને એક પગ મૂકે તે ) આફક ધીમાં ધીમી ચાલે છે એમ જાણવું.

मुहुः सर्पगतिं नाडीं मुहुर्भेकगतिं तथा ।

वातपित्तसमुदभुतां तां वदन्ति विचक्षणाः ॥ १६ ॥

વારંવાર વખત સાપની પેઠે વાંકી તથા વારંવાર દેડકાની પેઠે ઉડતી એમ નાડી ચાલતી હોય તો તેને વૈદ્યો વાતપિત્તની નાડી કહેછે.

सर्पहंसगतिं तद्वद्वातश्लेष्मवतीं वदेत् ।

हरिहंसगतिं धत्ते पित्तश्लेष्मान्विता धरा ॥ १७ ॥

તેજ પ્રમાણે સર્પ અને હંસની ગતી વાળી નાડીને વૈદો વાત શ્લેષ્મ ( કફ તથા વાયુ ) ની નાડી અને દેડકા તથા રાજહંસની ગતિ વાળી નાડીને પિત્ત શ્લેષ્મની નાડી કહે છે. ૧૭

काष्टकुट्टो यथा काष्टं कुट्टते चातिवेगतः ।

स्थित्वा स्थित्वा तथा नाडी संनिपात भवेद् ध्रुवम् ॥१८॥

લાકડાને ફાડનારા ( લક્કડ ખોદ ) જેમ લાકડાને ટોચા કરે છે. ઉતાવળથી ટોચા મારે છે તેમ તથા રહી રહીને થડકા મારે છે તે પ્રમાણે સન્નિપાતની નાડી ચાલે છે. ૧૮

स्पन्दते चैकमानेन त्रिंशद्वारं यदा धरा ।

स्वस्थानेन तदा नूनं रोगी जीवति नान्यथा ।

स्थित्वा स्थित्वा वहति या सा ज्ञेया प्राणघातिनी ॥ १९ ॥

નાડી તપાસતાં તે જો ૩૦ ત્રીશ વાર બરાબર સરખી જ સ્થીતિમાં ચાલતી હોય ને તે પ્રમાણે ત્રણ વખત બરાબર ધ્યાનથી તપાસી જોતાં કાંઇ પણ ફેર જણાય નહિં ( એક સરખીજ ગતિમાં સરલ નાડી ચાલે ) તો રોગી સુખ સાધ્ય છે, ને નાડી પોતાના જ

સ્થાનમાં રહે તો રોગી નિશ્ચય જીવે છે. અને રહી રહીને ચાલે વચમાં અટકી જાય તો આરામ આવતો નથી તે પ્રાણ ઘાતિની નાડી કહેવાય છે. ૧૯

मन्दं मन्दं शिथिलशिथिलं व्याकुलं व्याकुलं वा
स्थित्वा स्थित्वा वहति धमनी याति सूक्ष्मा च सूक्ष्मा ।
नित्यं स्कन्धे स्फुरति पुनरप्यंगुलीः संस्पृशेद्वा
भावैरेवं बहुविधतरैः संनिपातादसाध्या ॥ २० ॥
तस्य मृत्युं विजानीयाद्यस्येदं नाडिलक्षणम् ॥ २१ ॥

જેની નાડી મંદ મંદ ( બહુ ઝીણી–ઢીલી ) શિથિલ અચેતન આકળી બહાવરી ( ગભરાણા જેવી ઉતાવળી વ્યાકુલ ) અથવા ધીમે ધીમે રહી રહીને વહેતી હોય ને ઝીણી ઝીણી પડી જતી હોય તાંતણા જેવી જરા જરા મુશ્કેલીથી હાથને માલમ પડતી હોય ને હંમેશાં જરા વારમાં ખભે ફરકીને આંગળીએ કાંડે દેખાય એમ વારંવાર ડબકા મારતી હોય ને સ્થાન છોડી ચાલી જતી હોય તો તે સન્નિપાત વાળા રોગીની નાડી અસાધ્ય જાણવી આવી નાડીવાળો માણસ ભાગ્યેજ જીવે છે. ૨૦–૨૧

पूर्वं पित्तगतिं प्रभञ्जनगतिं श्लेष्माणमाबिभ्रती—
मत्यन्तं भ्रमणं मुहुर्विदधतीं चक्रादिरूढामिव ।
भीष्मत्वं दधतीं कलासु पतितां सूक्ष्मत्वमातन्वतीं
नो साध्यां धमनीं वदन्ति मुनयो नाडीगतिज्ञानिनः ॥२२॥

પ્રથમ પિત્તની નાડી ચાલતી હોય તેવામાં તરત જ વાયુની નાડી ચાલવા માંડે તે બદલાઇ તરતજ કફની ગતિને અનુસરે ને ચાકડે ફરતાની પેઠે વારંવાર સ્થાન બદલ્યાં કરે, એકદમ ભયંકર વહેવા માંડે તથા અકેકી કળા ઓછી થઇ શાંત થઇ ઝીણી પડી જાય છે તે તેવી (અસાધ્ય) નથી જાણી શકાતી એવી ગતિને વૈદો અસાધ્ય નાડી ગણે છે. ૨૨

गम्भीरा या भवेन्नाडी सा भवेन्मांसवाहिनी ।
ज्वरवेगेन धमनी सोष्णा वेगवती भवेत् ॥ २३ ॥

જે નાડી ગંભીર (ભારે) વહેતી હોય તેને માંસવાહિની કહે છે. તાવ વાળાની નાડી ઉતાવળી તથા ગરમ વહે છે. ૨૩

कामक्रोधाद्वेगवहा क्षीणा चिन्ताभयप्लुता ।
मन्दाग्नेः क्षीणधातोश्च नाडी मन्दतरा भवेत् ॥२४॥

કામ તથા ક્રોધના વેગવાળાની નાડી વેગવાળી ઉતાવળી હોય છે. ચિંતાવાળાની નાડી ક્ષીણ હોય છે, ભય લાગ્યો હોય તેની નાડી લાંબી ચાલે છે, મંદાગ્ન તથા ધાતુની ક્ષીણતા વાળાની નાડી વધારે મંદ ચાલે છે. ૨૪

असृक्पूर्णा भवेत्सोष्णा गुर्वी सामा गरीयसी ।
लघ्वी वहति दीप्ताग्नेस्तथा वेगवती मता ॥ २५ ॥

લોહીથી ભરપુર વાળાની નાડી કાંઇક ઉની ( ગરમ ) તથા ભારે હોય છે. આમદોષ વાળાની નાડી ભારે હોય છે, સગર્ભાની નાડી પણ ભારે ચાલે છે જેને ભૂખ લાગતી હોય ને અગ્નિ પ્રદિપ્ત હોય તેની નાડી હલકી ચાલે છે તથા વેગથી ચાલે છે. ૨૫

चपला क्षुधितस्यापि तृप्तस्य वहति स्थिरा ।
मरणे डमरूकस्य भवेदेकादिनेन च ॥ २६ ॥

ભૂખ્યા માણસની નાડી ચંચળ (ચપળ) ચાલે છે, જે માણસ ખાઇને શાંતિ પામ્યો હોય ( તૃપ્તીવાળો ) હોય તેની નાડી સ્થિર ચાલે છે. [ શાંતિવાળાની નાડી સ્થિર ચાલે છે. ]

અને જેનો મૃત્યુનો અવધિ ફકત એક જ દિવસનો રહ્યો હોય તેની નાડી ડમરૂ ( ડાકલું ) ની માફક બેવડી બેવડી ચાલે છે. ૨૬

कम्पते स्पन्दतेऽत्यन्तं पुनः स्पृशति चांगुलीः ।
तामसाध्यां विजानीयान्नाडीं दूरेण वर्जयेत् ॥२७॥

જેની નાડી ધ્રુજે છે ફરકે છે વારંવાર ફરકીને પાછી આંગળીને અડકે છે તે નાડીને અસાધ્ય જાણીને છેટેથી જ ત્યાગ કરી દેવો.

स्थिरा नाडी भवेद्यस्य विद्युद्द्युतिरिवेक्ष्यते ।
दिनैकं जीवितं तस्य द्वितीये मृत्युरेव च ॥ २८ ॥

જેની નાડી સ્થિર રહેતી હોય તે પાછી વીજળીના ચમકારાની પેઠે જતી રહી આવે છે, વળી જાય છે એમ ચંચળ થાય છે ને એક

દિવસની આયુષ્ય વાળો જાણવો બીજે દીવસે મૃત્યુ પામે છે. ૨૮

शीघ्रा नाडी मलोपेता शीतला वाऽथ दृश्यते ।
द्वितीये दिवसे मृत्युर्नाडी ज्ञेया विचक्षणे ॥ २९ ॥

જેની નાડી મળથી દુષિત હોય ને ઉતાવળી ચાલતી હોય અથવા ઠંડી થતી જતી હોય તો બીજે દિવસે મૃત્યુ થશે એમ નાડી જાણનાર વૈદ કહે છે. ૨૯

मुखे नाडी वहेत्तीव्रा कदाचिच्छीतला वहेत् ।
आयाति पिच्छिलः स्वेदः सप्तरात्रं न जीवति ॥३०॥

જેની નાડી આગળના ભાગમાં તીવ્ર ( ઉતાવળી ) વહેતી હોય વળી કદાચીત શીતળ ( ઠંડી ) થઇ જતી હોય ને ચીકણો પસીનો મોઢા પર આવતો હોય ( શેડ વળતા હોય ) તો તે દરદી સાત રાત્રી જીવતો નથી. ૩૦

देहं शैत्यं मुखे श्वासो नाडी तीव्रा विदाहवत् ।
मासार्धं जीवितं तस्य नाडीविज्ञानभाषितम् ॥३१॥

જેનું અંગ ઠંડુ (ટાઢુ) રહેતું હોય, મોંઢે શ્વાસ ચાલતો હોય નાડી તીવ્ર (ભયંકર) ઉતાવળી ને દાહવાળી (બળતરા) થતી હોય તેનું જીવિત ૦॥ માસ ( પખવાડીયું ) છે એમ નાડીના જાણવાવાળા કહે છે. ૩૧

मुखे नाडी यदा नास्ति मध्ये शैत्यं बहिः क्लमः ।
यदा मन्दा भवेन्नाडी त्रिरात्रं नैव जीवति ॥३२॥

આગળના ભાગમાં જેની નાડી જણાય નહિ, મધ્યભાગે (શરીરમાં) ઠંડી લાગે બહારના ભાગમાં (ત્રોડ થાય) ગભરાટ વધે ને નાડી ઘણી જ મંદ માલુમ પડે તો તે દરદી ૩ રાત્રી જીવતો નથી. ૩૨

अतिसूक्ष्मातिवेगा च शीतला च भवेद्यदि ।
तदा वैद्यो विजानीयाद्रोगिणं च गतायुषम् ॥३३॥

નાડીની ગતિ અત્યંત ઝીણી હોય અથવા બહુ વેગ વાળી હોય તે જ્યારે નાડી ઠંડી થઇ જાય ત્યારે વૈદે દરદી બચવાનો નથી એમ જાણવું. ૩૩

विद्युद्गमिता नाडी दृश्यते च न दृश्यते ।

अकालविद्युत्पातेव स गच्छेद्यमशासनम् ॥३४॥

નાડી અકસ્માત વીજળીની પેઠે જતી રહે છે. કોઈ વાર જ-ણાય કોઇવાર ન જણાય એ પ્રમાણે થાય તો જેમ વીજળી પડવાથી અકાળ મૃત્યુ થાય તેમ માણસ યમના દ્વારમાં જાય છે.

तिर्यगुष्णा च या नाडी सर्पगा वेगवत्तरा ।

कफपूरितकण्ठस्य जीवितं तस्य दुर्लभम् ॥३५॥

જે રોગીની નાડી આડી ગતી વાળી હોય ( વાંકી ) ચુંકી હોય વળી ઉષ્ણ હોય તે સર્પના વેગ જેવી જ વધારે વેગ વાળી હોય ને જેના ગળામાં કફ ભરાઇ ગયો હોય તેનું જીવવું દુર્લભ છે. ૩૫

चैलाञ्चलितवेगा च नासिकाधारसंयुता ।

शीतला दृश्यते या च याममध्ये च मृत्युदा ॥३६॥

( વાયુથી જેમ વસ્ત્ર હાલે છે તે ખબર પડે તેમ) કેવળ ચંચ-ળતા વિનાની [અચળ] નાડી અદ્રસ્ય થઇને તે નાકવાટે ચાલનારા શ્વાસોશ્વાસના આધારે ચાલનારી એવી જે નાડી શીતળ (ઠંડી) થઇ જાય છે તે રોગીને એક પ્રહરમાં મૃત્યુ દેનારી છે. ૩૬.

दश्यते चरणे नाडी करे नैवाभिदृश्यते ।

मुखं विकसितं यस्य तं दूरं परिवर्जयेत् ॥३७॥

જેની નાડી પગે માલમ પડે છે ને હાથે બીલકુલ જોવામાં આવતી નથી ને જેનું મોઢું પોહોળું થઇ ગયું હોય તેને જોઇને જ અસાધ્ય જાણી દવા કરવી નહિ. ૩૭

वातपित्तकफाश्चापि त्रयो यस्यां समाहिताः ।

कृच्छ्रसाध्यामसाध्यां वा प्राहुर्वैद्यविशारदाः ॥३८॥

જેને વાયુ પિત કફ એકદમ વધી ગયા હોય તેને જાણવાવાળો વૈદ કષ્ટસાધ્ય અથવા અસાધ્ય કહે છે. ૩૮

वक्रा च चपला शीतस्पर्शा वातज्वरे भवेत् ।

द्रुता च सरला दीर्घा शीतपित्तज्वरे भवेत् ॥३९॥

વાતજ્વરની નાડીની ગત વાંકી ચપળને અડવાથી ટાઢી લાગે

તેવી હોય છે. તે શીત ( ટાઢીઆ ) પિત્તજ્વરમાં મોટી સરલ તથા ઉતાવળી નાડી ચાલે છે. ૩૯

मंदा च सुस्थिरा शीता पिच्छिला श्लेष्मता भवेत् ।
वक्रा च ईषच्चपला कठिना वातपित्तजा ॥ ४० ॥

કફ જ્વરની નાડી મંદ, જડ ટાઢી ચીકણી હોય છે. વાતપિત્તની નાડી કઠણ કાંઈક ચપળને વાંકી હોય છે. ૪૦

ईषच्च दृश्यते स्पृष्टा मन्दा स्याच्छ्लेष्मवातजा ।
सूक्ष्मा शीता स्थिरा नाडी पित्तश्लेष्मसमुद्भवा ॥४१॥

કફ વાતજ્વરમાં નાડીની ગતી કાંઇક સ્પષ્ટ તથા મંદ હોય છે. પિત્ત કફ જ્વરમાં સૂક્ષ્મ (ઝીણી) સ્થિર ઠંડી નાડી ચાલે છે.

हंसगा चैव या नाडी तथैव गजगामिनी ।
मुखं प्रशस्तं च भवेत्तस्यारोग्यं भवेत्सदा ॥ ४२ ॥

જે નાડી હંસની ચાલની હોય તેમજ હાથીની પેઠે ધીમે ચાલનારી હોય ને જેનું મુખારવિંદ શાંત આનંદયુક્ત હોય તે નિરોગી જાણવો. ૪૨

यो रोगिणः करं स्पृष्ट्वा स्वकरं क्षालयेद्यदि ।
रोगास्तस्य विनश्यन्ति पङ्कः प्रक्षालनाद्यथा ॥४३॥

જે વૈદ રોગીનો હાથ ઝાલીને પોતાનો હાથ પાણીથી ધોઈ નાંખે છે તેનો રોગ પાણીથી કચરો ધોવા પ્રમાણે નાશ પામે છે.૪૩

## मूत्रपरीक्षा.

अथातः संप्रवक्ष्यामि मूत्रस्य च परीक्षणम् ।
येन विज्ञातमात्रेण रोगचिह्नं प्रकाश्यते ॥ १ ॥

હવે પછી હું મૂત્રની પરીક્ષા કહું છું તેને જાણવાથી રોગનું લક્ષણ જાણી શકાય છે. ૧

निशान्त्ययामे घटिकाचतुष्टये उत्थाप्य वैद्यः किल रोगिणं च ।
मूत्रं धृतं काचमये च पात्रे सूर्योदये तत्सततं परीक्षेत् ॥ २ ॥
तस्याद्यधारां परिहृत्य मध्यधारोद्भवं तत्परिधारयित्वा ।
सम्यक्परिज्ञाय गदस्य हेतुं कुर्याच्चिकित्सां सततं हिताय ॥३॥

રાતના છેલ્લા પોહોરની ચાર ઘડી બાકી રહે ત્યારે વૈદે રોગીને જગાડીને પેશાબ કરાવીને તે પેશાબ કાચના વાસણમાં લેવો ને જ્યારે સૂર્યનો ઉદય થાય ત્યારે તેની પરીક્ષા રોજ માફક કરવી. પેશાબની પ્હેલી ધાર જવા દઇને મધ્ય ધારામાંથી પેશાબ તપાસવાનો ભાગ લઇ લેવો. તે પેશાબની પરીક્ષાથી રોગનું કારણ જાણીને દરદીને હિત હોય તેવા ઔષધોપચાર કરવા. ૨-૩

वाते च पाण्डुरं मूत्रं सफेनं कफरोगिणः ।
रक्तवर्णं भवेत्पित्ते द्वंद्वजे मिश्रितं भवेत् ॥
संनिपाते च कृष्णं स्यादेतन्मूत्रस्य लक्षणम् ॥४॥

વાયુનો દોષ હોય તો પેશાબનો રંગ ફીકો પાંડુવર્ણનો હોય છે. કફવાળા રોગીને પેશાબ ફીણવાળો હોય છે.

પિત્તવાળા રોગીનો પેશાબ રક્ત વર્ણનો થાય છે, બન્ને દોશ વાળાનો મિશ્રીત રંગનો હોય છે (ત્રિદોશ) સન્નિપાતવાળા રોગીનું મૂત્ર કાળા રંગનું હોય છે એ પ્રમાણે મૂત્ર પરીક્ષા સમજવી. ૪

परीक्षा विधिवत्कार्या रोगिमूत्रस्य तत्वतः ।
तृणेन दापयेत्तैलबिन्दुं तत्रातिलाघवात् ॥ ५ ॥

રોગીના મૂત્રની પરિક્ષા તત્વથી ( ચતુરાઇથી ) ધ્યાન દઇને વિધિ પ્રમાણે કરવી—ઘાસના તરણાથી તેલનું ટીપું મૂત્રમાં ધીમે રહીને નાંખવું. ૫

विकासितं तैलमथाऽऽशु मूत्रे
साध्यः स रोगी न विकासितं चेत् ।
स्यात्कष्टसाध्यस्तलगे त्वसाध्यो
नागार्जुनेनैव कृता परीक्षा ॥ ६ ॥

મૂત્રમાં ટીપું નાખેલું તેલ જો ફેલાઇ જાય તો તે રોગીનો રોગ મટી શકે તેવો છે. (સાધ્ય) તેલનું નાંખેલું ટીપું ફેલાઇ જાય નહિ પણ સ્થિર રહે તો ( મહેનતથી મટે તેવો) કષ્ટસાધ્ય રોગ જાણવો. તેલનું ટીપું નાંખતાં જ બુડીને તળીયે બેસી જાય તો વ્યાધિ અસાધ્ય ( ન મટે તેવો ) જાણવો. એ પ્રમાણે નાગર્જુન આચાર્યે પરીક્ષા કહી છે. ૬

नीलं च रूक्षं कुपिते च वातौ पीतारुणं तैलसमं च पित्ते ।
स्निग्धं कफे पल्वलवारितुल्यं स्निग्धोष्णरक्तं रुधिरप्रकोपे ॥ ७ ॥

વાયુને પ્રકોપ હોય તો મૂત્ર આસમાની રંગનું તથા સુકું (ચીકાશ વીનાનું) રૂક્ષ હોય છે.

પિત્તનો પ્રકોપ હોય તો રતાશ પડતું પીળું તથા તેલના જેવા રંગનું હોય છે, કફના વ્યાધીમાં ચીકણું તથા પાંદડાં પલાળીને વલોવવાથી ફીણ આવે છે (અથવા ડબકી મારવાથી થાય) તેવું પરપોટાવાળું અને રકતના પ્રકોપમાં ચીકાશવાળું ઉનું રાતું હોય છે.૭

मातुलुङ्गरसाभासं सौवीराभं जलोपमम् ।
प्रपाकरहितानां च मूत्रां चन्दनसंनिभम् ॥ ८ ॥

જેને દોષનો બરોબર પાક ન થતો હોય તેવા દરદીનું મૂત્ર બીજોરાના રસ જેવું ખાટું અથવા ખાટી કાંજીના પાણી જેવું અથવા ચંદનની ગંધ તથા રંગ જેવું આવે છે. ૮

अजीर्णप्रभवे रोगे मूत्रं तण्डुलतोयवत् ।
नवज्वरे धूम्रवर्णं बहुमूत्रं प्रजायते ॥ ९ ॥

અજીર્ણના રોગમાં દરદીનું મૂત્ર ચોખાના ધોવણ જેવું ધોળું ડગરા જેવું આવે છે. તાજા આવેલા તાવમાં ધુમાડાવાળું તથા પ્રમાણમાં વધારે મૂત્ર થાય છે. ૯

पित्तानिले धूम्रजलाभमुष्णं श्वेतं मरुच्छ्लेष्मणि बुद्बुदाभम् ।
तच्छ्लेष्मपित्ते कलुषं सरक्तं जीर्णज्वरेऽसृक्सदृशं च पीतम् ।
स्यात्संनिपातादपि मिश्रवर्णं तूर्णं विधिज्ञेन विचारणीयम् ॥१०॥

વાતપિત્ત વાળાને ધુમાડા તથા પાણી જેવું ને ગરમ મૂત્ર ઉતરે છે, વાત કફવાળાને ધોળું બડબડીયા વાળું પરપોટા જેવું દેખાય છે.

કફ પિતમાં ડહોળું તથા રકતવર્ણું વાળું ઉતરેછે. જીર્ણ જ્વરમાં પીળું તથા લોહિ જેવું મૂત્ર ઉતરે છે.

સન્નિપાતમાં બધા ઉપર બતાવેલા મળેલા રંગનું મૂત્ર ઉતરે છે. તે પ્રમાણે હંમેશાં વિધિને જાણુવાવાળા વૈદે વિચાર કરવો જોઈએ.૧૦

पूर्वाशां वर्धते बिन्दुर्यदा शीघ्रं सुखी भवेत् ।
दक्षिणाशां ज्वरो ज्ञेयस्तथाऽऽरोग्यं क्रमाद्भवेत्॥११॥

મૂત્રમાં નાંખેલ તેલનું ટીપું જ્યારે પૂર્વ દિશામાં પ્રસરે તો દરદી જલદી સુખી થાય છે. દક્ષિણ દીશાએ ફેલાય તો શરીરમાં તાવ જાણવો. ધીમે આરામ થશે એમ જાણવું.

उत्तरस्यां यदा बिन्दोः प्रसरः संप्रजायते ।
अरोगिता तदा नूनं पुरुषस्य न संशयः ॥ १२ ॥
वारुण्यां प्रसरेद्बिन्दुः सुखारोग्यं तदाऽऽदिशेत् ।
ऐशान्यां वर्धते बिन्दुर्ध्रुवं मासेन नश्यति ॥ १३ ॥
आग्नेय्यां तु तथा ज्ञेयं नैर्ऋत्यां प्रसरेद्यदि ।
छिद्रितश्च भवेत्पश्चाद् ध्रुवं मरणमेव च ॥ १४ ॥
वायव्यां प्रसरेद्बिन्दुः सुधयापि विनश्यति ।

જો તેલનું ટીપું ઉતર દિશામાં ફેલાય તો જરૂર આરામ આવી જશે. તેમાં કાંઇ શંકા રાખવી નહિ. ૧૨

પશ્ચિમ બાજુ ફેલાય તો તેને સુખ તથા આરોગ્ય થાય છે. જો બધું ઇશાન ખુણામાં ફેલાય તો દરદી નકકી એક માસમાં મરણ પામે છે. ૧૩

અગ્નિ કોણમાં પણ તેજ પ્રમાણે જાણવું ( એક માસમાં રોગી મરણ પામે છે. )

નૈરૂત્ય ખુણામાં તેલ પ્રસરીને તેમાં છીદ્ર પડે તો તેમાં નક્કી મરણ જ થાય છે.

જો બધું વાયવ્ય દિશામાં ફેલાય તો અમૃત મળે તો પણ દરદ મટી શકતું નથી. ૧૪

विकाशितं हलं कूर्मं सैरिभाकारसंयुतम् ॥ १५ ॥
करण्डमण्डलं वापि शिरोहीननरं तथा ।
गात्रखण्डं च शस्त्रं च खड्गं मुशलपट्टिशम् ॥ १६ ॥
शरं च लगुडं चैव तथैव त्रिचतुष्पथम् ।
बिन्दुरूपं नरो दृष्ट्वा न कुर्वीत क्रियां क्वचित् ॥ १७ ॥

પેસાબમાં ફેલાયેલ તેલના બિંદુનો આકાર હળ જેવો, કાચબા જેવો રેંડો જેવો કરંડીયા જેવો, ચકરડા જેવો, માથા વિનાના ધડના જેવો, મનુષ્યના શરીરના તુટેલા ભાગ જેવો, શાસ્ત્ર જેવો, ખડગ, મુશળ, પટ્ટો, બાણ સોટો તેજ પ્રમાણે ત્રણ ચોક વાળો, ૪ શેરીના રસ્તાનું રુપ અથવા

મનુષ્ય આકૃતિમાં બિંદુ ( કાણા કાણા ) જોવામાં આવે, તો તેની દવા કરવી નહિ. ૧૫-૧૬-૧૭.

हंसकारण्डताडागं कमलं गजचामरम् ।

छत्रं वा तोरणं हर्म्यं सुपूर्णं दृश्यते यदि ॥१८॥

आरोग्यता ध्रुवं ज्ञेया तदा कुर्यात्प्रतिक्रियाम् ।

રાજહંસ, કારંડવ પક્ષી,તલાવ, કમળ, હાથી, ચમર,છત્ર, તોરણ, તેમજ મહેલ ઇત્યાદી સ્પષ્ટ દેખાય તથા સારી વસ્તુ જોવામાં આવે અથવા કોઈ પણ આકાર પરિપૂર્ણ સુશોભીત જોવામાં આવે તો દવા કરવી કેમકે જરૂર આરામ આવી જાય છે.

तैलबिन्दुर्यदा मूत्रे चालनीसदृशो भवेत् ॥ १९ ॥

कुलदोषो ध्रुवं ज्ञेयः प्रेतदोषसमुद्भवः ।

મુત્રમાં તેલનું ટીપું જ્યારે ચાળણીના આકારમાં પસરી જાય ત્યારે કુળનો દોષ નક્કી જાણવો તે પ્રેત સંબંધી ( અવગતીયું ) તેનો દોષ છે એમ જાણવું.

नराकारं प्रजायेत किंवा स्यान्मस्तकद्वयम् ।

भूतदोषं विजानीयाद्भूतविद्यां तदाचरेत् ॥ २० ॥

મુત્રમાં ફેલાયેલ તેલના ટીપામાં પુરૂષનું રૂપ જોવામાં આવે તો અથવા ૨ માથાં જોવામાં આવે તો ભૂતવેશ જાણવો. ત્યારે ભુત વિદ્યામાં બતાવેલા ઉપચાર કરવા ૨૦

मंजिष्ठाभं धूम्रवर्णं च नीलं स्निग्धं मूत्रं वारितुल्यं च शीतम् ।

ज्ञात्वा चित्ते बुद्धिमान्मानुषाणां कुर्यात्त्वन्तर्भेषजं रोगिणां च ॥२१॥

પેશાબ મજીઠના રંગનો લાલ,ધુમાડાના રંગનો આસમાની,ચીકાશ વાળો, પાણી જેવો,શીતળ, એ પ્રમાણે તપાસીને જે જે દોષ જણાય તેની બુદ્ધિવાળા વૈદે યોગ્ય ચિકિત્સા કરવી.

सर्पाकारं भवेद्वातात्छत्राकारं तु पित्ततः ।

मुक्ताकारं बलासात्स्यादेतन्मूत्रस्य लक्षणम् ॥ २२ ॥

વાયુથી બિંદુનો આકાર સર્પ જેવો જાણવો. પિત્તના દોશથી છત્રનો આકાર, તેલના બીંદુનો મુત્રમાં જાણવો.

કફના દોષમાં તેલના બિંદુનો આકાર મોતી જેવો જાણવો એ પ્રમાણે મૂત્રના લક્ષણો જાણી પરિક્ષા કરવી. ૨૨

इति मूत्रपरीक्षा.

## मलपरीक्षा

वातान्मले तु दढता शुष्कता चापि जायते ।
पीतता जायते पित्ताच्छुक्लता श्लेष्मतो भवेत् ॥१॥
संनिपाते च सर्वाणि लक्षणानि भवन्ति हि ।
त्रुटितं फेनिलं रूक्षं धूमलं वातकोपतः ।
वातश्लेष्मविकारे च जायते कपिशं मलम् ॥ २ ॥
बद्धं सुत्रुटितं पीतश्यामं पितानिलाद्भवेत् ।
पीतश्वेतं श्लेष्मपित्तादीषत्सान्द्रं च पिच्छिलम् ॥३॥
श्यामं त्रुटितपीताभं बद्धश्वेतं त्रिदोषतः ।

વાયુના દોષને લીધે મળ કઠણ તથા સુકો થાય છે. પિત દોષથી પીળો અને કફ દોષથી મળ ધોળો થાય છે. ત્રિદોષના મળમાં ત્રણે લક્ષણો મળે છે.

વાયુના કોપથી કટકા કટકા વાળો ગાંઠીયા જેવો ફીણવાળો અને ભુંખરો ધુમાડા જેવા રંગનો મળ આવે છે. વાયુ અને કફના વિકારમાં વાંદરાની હગાર જેવો મળ આવે છે.

વાયુ તથા પીત્તથી ગાંઠાગડીયા વાળો થોડો થોડો પીળાશ પડતો કાળાશ મારતો મળ આવે છે.

કફ પિત્તથી મળ પીળો તથા કાળો જરાક ચીકાશ વાળો લોચા જેવો તાંતણા ( બળખા જેવો ) જેવો મળ આવે છે કાળો તુટેલા ગાંઠા વાળો પીળો બંધાયલો તથા ધોળો મળ ત્રિદોશનો છે એમ જાણવું. ૧-૨-૩-૪

दुर्गन्धः शीतलश्चैव विष्ठोत्सर्गो यदा भवेत् ॥ ४ ॥
तदा जीर्णं मलं वैद्यैर्दोषज्ञैः परिभण्यते ।
कपिलं गुटियुक्तं च यदि वर्चोऽवलोक्यते ॥ ५ ॥
प्रक्षीणमलदोषेण दूषितः परिकथ्यते ।
सितं महत्पूतिगन्धं मलं ज्ञेयं जलोदरे ॥ ६ ॥
श्यामं क्षये त्वामवाति पीतं सकटिवेदनम् ।

જ્યારે ઝાડો આવતી વખતે ગંધાતો તથા તાઢો આવે છે ત્યારે દોષને જાણનારા વૈદો તેને અજીર્ણ દોષથી ઉત્પન્ન થયેલો મળ જાણેછે.

જ્યારે મળ કાળો (કથઇ) વર્ણનો ભુંખરો ગાંઠોવાળો ગોળીયો જેવો જોવામાં આવે ત્યારે તે મળક્ષીણતાના દોષને લીધે છે એ પ્રમાણે વૈદો કહે છે. જળોદર વાળાનો મળ ધોળો ઘણો જ દુર્ગંધી વાળો જાણવો. ધાતુક્ષયમાં (ક્ષયરોગ) ઝાડો કાળો, આમવાતમાં મળ પીળો હોય છે તથા કેડમાં વેદના થાય છે. ૪–૫–૬

अतिकृष्णं चातिशुभ्रमतिपीतं तथाऽरुणम् ॥ ७ ॥

मरणाय मलं किंतु भृशोष्णं मृत्यवे ध्रुवम् ॥

અત્યંત કાળો,અત્યંત ધોળો, અત્યંત પીળો તથા અત્યંત રાતો મળ મૃત્યુ સુચવનાર છે ને મળ અત્યંત ઉનો આવતો હોય તો કેવળ મૃત્યુ જ લાવનાર છે.

वातस्य च मलं कृष्णं ततः पित्तस्य पीतविट् ।

रक्तवर्णं मलं किंचिन्मलं श्वेतं कफोद्भवम् ॥ ८ ॥

आमं वा श्लेष्मजं प्राहुर्मिश्रितं द्वंद्वजं वदेत् ।

अपक्वं स्यादजीर्णे तु पक्वं स्वच्छमलं भवेत् ॥ ९ ॥

વાયુના દોષવાળાનો મળ કાળો થાય છે. પિત્તના દોષવાળાનો મળ પીળાશ પર હોય છે, કોઇ વખત જરા રાતો મળ પણ આવે છે. કફના દોષવાળાનો મળ ધોળા રંગનો હોય છે અથવા આમવાતનો મળ કફ વ્યાધિવાળાના જેવો કફ મિશ્રીત ધોળો હોય છે. તે આમ ચીકાશ યુકત હોય છે.

બન્ને દોષવાળાનો મળ બન્ને રંગથી મળેલો હોય છે અજીર્ણ-વાળાનો મળ અપકવા ( આમ કાચો ) હોય છે. ને જેને દોષો પાકીને મળ પાકો આવતો હોય તે સ્વચ્છ (સાફ મળ આવેછે.)૮–૯

अत्यग्नौ पिंडितं शुष्कं मन्दाग्नौ तु द्रवीकृतम् ।

दुर्गन्धं चंद्रिकायुक्तमसाध्यं मललक्षणम् ॥ १० ॥

બહુ અગ્ની વાળાનો મળ પીંડા જેવો સુકો હોય છે. જેનો અગ્નિ મંદ હોય તેનો મળ પાતળો પડી જાય છે. ગંધાતો ને ચંદ્રિકા ( ચળકાટ વાળો ) વાળો મળ હોય તે મળનાં અસાધ્ય ( ખરાબ લક્ષણ જાણવાં. ૧૦

इति मलपरिक्षा.

## शब्दपरीक्षा.

गुरुस्वरो भवेच्छ्लेष्मा स्फुटवक्ता च पित्तल: ।
उभाभ्यां रहितो वात: स्वरतश्चैव लक्षयेत् ॥ १ ॥

કફવાળાનો સ્વર ભારે હોય, પિત્તવાળાનો સ્વર સ્પષ્ટ હોય છે. વાયુવાળાનો સ્વર બન્નેથી જુદો હોય છે. એ પ્રમાણે સ્વરના લક્ષણ જાણવા ૧.

पित्तरोगी भवेदुष्णो वातरोगी च शीतल: ।
आर्द्रत: स भवेच्छ्लेष्मा स्पर्शतश्चैव लक्षयेत् ॥ १ ॥

પિતરોગ વાળાનું શરીર ગરમ રહે છે, વાયુ રોગી વાળાનું શરીર શીતળ રહે છે. કફ પ્રકૃતિ વાળાનું શરીર ભીનું રહે છે તેને અડવાથી તે જણાશે. ૧

## रूपपरीक्षा

विभुत्वादाशुकारित्वाद्बलित्वाद्न्यकोपनात् ।
स्वातंत्र्याद्बहुरोगत्वाद्दोषाणां प्रबलोऽनिल: ॥ १ ॥

प्रायस्त एव पवनाध्युषिता मनुष्या
दोषात्मका: स्फुटितधूसरकेशगात्रा: ।
शीतद्विषश्चलधृतिस्मृतिबुद्धिचेष्टा-
सौहार्ददृष्टिगतयोऽपि बहुप्रलापा: ॥ २ ॥

વાયુ સર્વ વ્યાપક છે, ત્વરિત ભાવ દેખાડનાર ( જલ્દી પ્રભાવ બતાનાર ) બળવાન બીજા પર કોપ કરવા વાળો, સ્વતંત્ર પ્રકૃતીનો અને અનેક રોગ ઉત્પન્ન કરનાર છે એટલા માટે તેને બધા દોષોમાં મુખ્ય ગણ્યો છે.

એટલા માટે વાત પ્રકૃતિવાળા મનુષ્યો ઘણે ભાગે દોષવાળા, તે અવયવો જુદા જુદા સ્પષ્ટ દેખાય તેવા તથા ભુખરા રંગના હોય છે તેને ઠંડા પદાર્થ ગમતો નથી. ( પ્રતિકુળ ) આવે છે. તેની ધારણા શક્તિ યાદશક્ત બુદ્ધિ ચેષ્ટાઓ (વર્તણુંક) મૈત્રી, દ્રષ્ટિ,ગતિ, ચંચળ હોય છે ને બહુ મોટી મોટી વાતો કરનારો હોય છે. ૧-૨

पित्तं वन्हिर्वन्हिजं वा यदस्मात्पित्तोद्रिक्तस्तीव्रतृष्णा क्षुधुः ।
गौरोष्णाङ्गस्ताम्रहस्ताङ्घ्रिवक्त्र: शूरो मानी पिङ्गकेशोऽल्परोमा ॥२॥

પિત્ત એ અગ્નિસ્વરૂપ છે કિંવા અગ્નિથી ઉત્પન્ન થયેલ છે તેટલા માટે પિતવાળાની પ્રકૃતિ તિક્ષ્ણ હોય છે તેને તરસ તથા ભુખ બહુ લાગે છે વર્ણ ગૌર અંગ ઉનુ હાથ પગના તળા તથા મુખનો ભાગ બાદરણુ (લાલ) જેવો દેખાય છે. તે શુર તથા માનની ઇચ્છા રાખનાર હોય છે તેના વાળ પીળા જેને થોડાં રૂવાડાં હોય છે. ૩

श्लेष्मा सोमः श्लेष्मलस्तेन सौम्यो गूढस्निग्धश्लिष्टसंध्यास्थिमांसः ।
क्षुत्तृदशोकक्लेशघर्मैरतप्तो बुद्धया युक्तः सात्त्विकः सत्यसंधः ॥४॥

કફ એ પ્રત્યક્ષ ચંદ્ર [ શીતળ ] જેવો છે તેથી કફ પ્રકૃતી વાળો સાત્વિક (શાંત) હોય છે તેના સાંધા હાડકાં માંસ મજબુત, ચીકાશવાળા ગંભીરને ઘટ્ટ ( એક બીજાને બરાબર ચોટી રહેલ ) ભરપુર હોય છે. તે ભુખ તરસ શોક કલેશ ધામ (ગરમી) થી તપતો નથી ( શાંત રહે છે) બુદ્ધિવાળો સાત્વિક સાચું બોલનાર ( બોલ્યા પ્રમાણે ચાલનાર ) હોય છે. ૪

## दृक्परीक्षा.

रूक्षा धूम्रा तथा रौद्रा चला चान्तर्ज्वलत्यपि ।
दृष्टिर्यदा तदा वातरोगं रोगविदो जगुः ॥ १ ॥
दीपद्वेषी च संतप्तं पीतं पित्तेन लोचनम् ।
जलार्द्रं ज्योतिषा हीनं स्निग्धं मन्दं कफेन तत् ॥२॥
द्वन्द्वदोषे भवेन्मिश्रं तूर्णं तूर्णं विलोचनम् ।
श्यामवर्णं च निर्मुग्नं तन्द्रामोहसमन्वितम् ॥३॥
रौद्रं च रक्तवर्णं च भवेच्चक्षुस्त्रिदोषजः ।

જેની આંખો રૂક્ષ ( લુખા જેવી રીકી ) ધુમાડાના ભયંકર ચંચળ તથા અંદર જેવાથી બળતરા બળનાર હોય તો તેને વાત રોગી જાણવો.

પિત્તરોગની આંખવાળાએ દીવા પાસે બેસી શકાતું નથી તથા આંખો તપી જાય છે ને નેત્ર પીળાં હોય છે.

કફથી આંખો ભીની રહે છે દ્રષ્ટિ ઓછી હોય છે ને તેજ મંદ હોય છે તેમજ ચીકણી આંખો રહે છે.

બન્ને દોષમાં મળેલાં બન્ને લક્ષણ હોય છે ચાવતા ડોળા અત્યંત

અંબળ હોય છે ને ત્રિદોષવાળાની આંખો કાળાશ પડતી ભાંગી ગયા જેવી વાંકા ઘેનવાળી બેભાનવાળી ભયંકર રાતાશ પડતી હોય છે.

एकं चक्षुर्यदा भीमं द्वितीयं मीलितं भवेत् ॥४॥
त्रिभिर्दिनैस्तदा रोगी स याति यममन्दिरम् ।
ज्योतिर्विहीनं सहसा रोगिणो यस्य लोचनम् ॥ ५ ॥
ईषत्कृष्णं स नियतं प्रयाति यमशासनम् ।
सरक्तं कृष्णावर्णं च रौद्रं च प्रेक्षते यदा ॥ ६ ॥
इति लिंगैर्विजानीयान्मृत्युरेव न संशयः ।
एकदृष्टिरचैतन्यो भ्रमन्स्फुरिततारकः ।
एकरात्रेण नियतं परलोकपथं व्रजेत् ॥ ७ ॥

જેની એક આંખ ભયંકર (ઉઘાડી) દેખાતી હોય બીજી મીંચાઇ ગઇ હોય તો તે રોગી ૩ ત્રણ દિવસમાં યમના ધામમાં જાય છે અને જે રોગી એકદમ આંખે આંધળો થઇ જાય કાંઇક કાળી આંખ થઇ જાય તો થોડા વખતમાં યમમંદિરમાં જાય છે. ૪

જેની આંખ કાળી અથવા રાતા રંગની દેખાતી હોય ને ભયંકર જેવી લાગે તો તેનું મૃત્યુ જરૂર નજીક આવ્યું એમ જાણવું, એમાં કાંઇ શંશય રાખવો નહિ. જેની એક આંખમાં ચૈતન્ય તથા દેખવાપણું જતુ રહ્યું હોય અથવા ડોળો ચકર ચકર ફરકયા કરતો હોય (તારાની પેઠે ) તે જરૂર એક રાતમાં પરલોકને રસ્તે જાય છે. ૫–૬–૭

शुष्कास्यः श्यामकोष्ठोऽप्यासितरदंततिः शीतनासाप्रदेशः
शोणाक्षश्चैकनेत्रो लुलितकरपदः श्रोत्रपातित्ययुक्तः ।
शीतश्वासोऽथ चोष्णश्वसनसमुदयः शीतगात्रप्रकम्पः
सोद्वेगो निष्प्रपञ्चः प्रभवति मनुजः सर्वथा मृत्युकाले ॥ ८ ॥

જેનું મોઢું સુકાતું હોય, હોઠ કાળા પડતા હોય, દાંત કાળા પડી જાય નાક શીતળ થઇ જાય આંખો લાલ થાય અથવા એક આંખ ઉઘાડી રહે, હાથ પગ લબડી જાય ( લુલા થઇ જાય, અચેતન થાય) કાન પણ નમી જાય, ઢીલા થઇ જાય, શ્વાસ ઠંડો થાય અથવા અત્યંત ગરમ થાય, શ્વાસોશ્વાસ વધારે થાય ( રાજા પ્રગટે ) શરીર

ઠંડું થાય શરીર ધ્રુજે શોકાતુર રહે શરીરનો વ્યાપાર બંધ થાય. ( અચેતન ) થાય સ્મૃતી રહે નહિ. આવા લક્ષણો માણસને મરવાના વખતનાં થાય છે.

## मुखपरीक्षा.

वाते च मधुरास्यत्वं पित्ते च कटुकं तथा ।

मधुराम्लं कफे चैव सर्वलिङ्गं त्रिदोषजे ।

अजीर्णे घृतपूर्णं स्यात्कषायं चाग्निमान्द्यके ॥ १ ॥

વાયુથી મોઢામાં મીઠાશ આવે છે. પિત્તથી મોઢું કડવું અથવા તીખું થાય છે, કફથી ખટમધુરૂં મોઢું થાય છે ત્રિદોશથી ત્રણે લક્ષણ વાળું થાય છે.

અજીર્ણથી અંદર ઘી ચોપડયા જેવું મોઢું થાય છે અને અગ્ની મંદથી તુરાસ પડતું કસેલું મોઢું થાય છે.

## जीभपरीक्षा

जिह्वा शीता खरस्पर्शा स्फुटिता मारुतेऽधिके ।

रक्ता श्यामा भवेत्पित्ते कफ शुभ्राऽतिपिच्छिला ॥१॥

कृष्णा सकण्टका शुष्का संनिपाताधिके तु सा ।

मिश्रिते मिश्रिता ज्ञेया सर्वलक्षणवर्जिता ॥ २ ॥

વાયુ અધિક હોય તો જીભ ઠંડી, અડવામાં બડસટ, ફાટેલી કાંટાવાળી, પિત્ત દોષવાળાની જીભ રાતી કાળાશ પડતી, કફદોષવાળાની જીભ ચીકણી તથા ધોળી અને શ્વેત વર્ણની થાય છે.

ત્રિદોષવાળાની જીભ કાળી, કાંટાવાળી, સુકાઇ ગયેલ, જીભ હોય છે. મિશ્રીતપણામાં બબ્બે દોષથી મળેલી જીભ હોય છે બધા લક્ષણોવાળી જીભ ત્યાગ કરવા જેવી છે.

## मरणकालनुं ज्ञान.

अथैर्लक्षितलक्षणेन पयसा पूर्णेन्दुना भानुना

पूर्वादक्षिणपश्चिमोत्तरदिशं षट्त्रिद्विमासैककम् ।

छिद्रं पश्यति चेत्तदा दशदिनं धूमाकृतिं पञ्चमे

ज्वालां पश्यति सद्य एव मरणं कालोचितज्ञानिनाम् ॥१॥

આકાશમાંથી પાણીમાં પડેલું ચંદ્રનું અથવા સૂર્યના મંડળનું પ્રતિબિંબ જો પૂર્વ દક્ષિણ, પશ્ચિમ, અથવા ઉત્તર દિશામાં આકાશ આચ્છાદિતથી પુરેપુરો ન દેખાય ( અધુરો ખંડીત ) અધુરો દેખાય તો અનુક્રમે ૬, ૩, ૨, ૧ [છ, ત્રણ,બે,એક] માસમાં મરણ જાણવું.

અથવા ચંદ્ર કે સૂર્ય છિદ્ર જોવામાં આવે તો દશ દિવસ જાણવા અથવા તેમાંથી ધુમાડા નીકળતા જણાય તો પાંચ ૫ દિવસ અને તેમાંથી બળતું દેખાય તો તરતજ મરણ થાય છે એમ કાલને જાણવા વાળા કહે છે. ૧

अरुन्धतीं ध्रुवं चैव विष्णोस्त्रीणि पदानि च ।
आयुर्हीना न पश्यन्ति चतुर्थं मातृमण्डलम् ॥ २ ॥
अरुन्धती भवेज्जिहवा ध्रुवं नासाग्रमेव च ।
विष्णुस्तु भ्रूद्वयोर्मध्ये भ्रूद्वयं मातृमण्डलम् ॥ ३ ॥
नासाग्रं भ्रूयुगं जिहवां मुखं चैव न पश्यति ।
कर्णघोषं न जानाति स गच्छेद्यममन्दिरम् ॥ ४ ॥
नवभ्रूः पञ्चचक्षुश्च सप्तकर्णस्त्रिनासिका ।
जिहवा च दिनमेकं तु कालचिन्ह दिने दिने ॥५॥

અરૂંધતી, ધ્રુવપદ ને વિષ્ણુનું પદ એ ત્રણ તથા ચોથું માતૃ મંડળ એ આવરદાથી ક્ષીણ થયેલ મનુષ્ય જોઇ શકતો નથી.

અરૂંધતીને જીભ માનો, નાસીકાનો આગળનો ભાગ તે ધ્રુવ જાણવો. બે ભમર વચ્ચેનો ભાગ તે વિષ્ણુપદ જાણવું. બે ભમર તે માતૃમંડળ કહેવાય છે. ૩

નાકનો આગળનો ભાગ ( ટેરવું). બે ભમરો જીભ અને પોતાનું મોઢું જે જોઇ શકતો નથી તથા કર્ણદોષ (કાનના કુદરતી અવાજો) જેઓ જાણતા નથી તે યમમંદીરમાં જાય છે. ૪

જે ભમર ન દેખે તો ૯ દિવસ, ચક્ષુ ન દેખે તો ૫ દિવસ, કાનનો અવાજ ન સાંભળે તો ૭ દિવસ, નાકના અગ્રભાગને જોઇ શકે નહિ તે ૩ દિવસ જીભ ન જોઇ શકે તો તેનું ૧ દિવસનું આયુષ્ય જાણવું.

अकस्माच्च भवेत्स्थूलो ह्यकस्माच्च कृशो भवेत् ।
अकस्मादन्यथाभावः षण्मासैश्च विनश्यति ॥ ६ ॥

જે એકદમ જાડો થઇ જાય, એકદમ પાતળો (દુબળો) થઇ જાય અથવા બીજો કોઇ અકસ્માત શરીરમાં ફેરફાર થાય તો એટલે પ્રકૃતી અને સ્વભાવ બદલાઇ જાય તો રોગી ૬ માસથી વધારે જીવતો નથી.૬

रसनायां कृष्णभावो मुखं कुंकुमसंनिभम् ।
जिह्वा स्वल्पखरस्पर्शा दुर्लभं तस्य जीवितम् ॥ ७ ॥

જેની જીભ કાળી હોય, જેનું મોઢું કંકુ જેવું લાલ થઇ જાય છે જીભ આંગળી અડાડવાથી કંઇક કર્શ ( ખડબચડી ) હોય છે તેનું જીવવું દુર્લભ ગણાય છે.

स्वेदो ललाटे हिमवन्नरस्य शीतार्दितस्यापि सुपिच्छिलस्य ।
कण्ठे स्थितो यस्य न याति वक्षो नूनं यमस्यैति गृहं स मर्त्यः ॥८॥

જેનું શરીર ઠંડુ પડતું જતું હોય અને ફકત કપાળમાં પરસેવો વળતો હોય ઠંડક લાગી જતી હોય, ચીકાશપણું શરીરમાં લાગી ગયું હોય, કંઠમાં અડકી રહેલ પદાર્થ કે કફ છાતીએ પોચતા નથી કંઠમાં ગળવાની શકતી રહેતી નથી, કફ બહાર કાઢી શકાતો પણ નથી તેવા રોગી જરૂર યમપુરીમાં જાય છે તે મરવાનોજ છે એમ જાણવું.

रात्रौ दाहोऽभितपति दिवा जायते शीतलत्वं
कण्ठे श्लेष्मा विरसवदनं कुंकुमाकारनेत्रे ।
जिह्वा कृष्णा वहति च सदा स्थूलसूक्ष्मा च नाडी
यद्भैषज्यं स्मरणमधुना रामरामेति नाम्नः ॥ ९ ॥

જેને રાતે શરીરમાં અતિશય બળતરા થાય,અને દીવસે શરીરમાં ઠંડી લાગે, કંઠમાં કફ બોલતો હોય, મોઢાનો સ્વાદ બદલાઇ જાય, આંખો કંકુવરણી લાલ થઇ જાય, જીભ કાળી પડી જાય ને જેની નાડીઘડીમાં જાડી ને ઘડીમાં પાતળી થાય છે તેને મોઢે રામ, હે રામ, હે કૃષ્ણ, એવા ઉચ્ચાર કરાવવા એજ ઔષધ છે (અસાધ્ય છે.) ૯

## સાધ્યરોગી

सौम्या दृष्टिर्वदति विमलं हस्तपादौ सदोष्णौ
स्वल्पो दाहः सरसवदनं कोमला यस्य जिह्वा ।
नासाश्वासो वहति सरलः स्वेदहीनो ज्वरोऽसौ
साध्यो रोगी भवति नियतं वै भैषज्ययोग्यः ॥१०॥

જેની દ્દષ્ટી સૌમ્ય છે જેની બોલી નિર્મળ (સ્પષ્ટ) છે, જેના હાથો તથા પગો નિરંતર (જોઈએ તેટલાં) ગરમ રહેલાં હોય, શરીરમાં સાધારણ ગરમી રહેલી હોય, મોઢામાં ઉત્તમ રસથી ભરપુર સ્વાદ રહેલો હોય, જેની જીભ કોમળ હોય, નાકેથી શ્વાસ સરલ (સરખો) ચહેતો હોય ને જેને પરસેવા વિનાનો તાવ રહેતો હોય તેવો રોગી સાધ્ય છે તેની દવા વૈદે નકી કરવી તેથી જસ મળે છે. ૧૦

## देशज्ञान.

देशोऽल्पवारिद्रुनगो जांगलः स्वल्परोगदः ।
अनूपो विपरीतोऽस्मात्समः साधारणः स्मृतः ॥१॥
जांगलं वातभूयिष्ठमनूपं तु कफोल्वणम् ।
साधारणं सममलं त्रिधा भूदेशमादिशेत् ॥ २ ॥

જે દેશમાં વરસાદ થોડો પડે તથા ઝાડો ડુંગર વિગેરે થોડાં હોય તે જંગલ દેશ કહેવાય છે તે દેશમાં રોગ થોડો હોય છે. આથી ઉલટો એટલે જે દેશમાં ઝાડી ડુંગર વધુ હોય અને વરસાદ વધુ પડતો હોય તે અનુપ કહેવાય છે. જેમાં ઝાડ ડુંગર તથા પાણી સરખેભાગે હોય ( બહુ થોડા અથવા બહુ વધુ પણ નહિ ) તે સાધારણ દેશ કહેવાય છે. ૧

જંગલ દેશમાં વાયુ વધારે રહે છે, અનુપ દેશમાં કફનું જોર વધારે રહે છે. સાધારણ દેશમાં સમાન દોષ રહે છે આ પ્રમાણે ૩ પ્રકારના દોષ કહ્યા છે. ૨

देशः प्रचुरपानीयो बहुवृक्षसमाकुलः ।
बहुवातकफव्याधिरनूप इति कथ्यते ॥ ३ ॥
स्वल्पोदकः स्वल्पवृक्षो बहुपित्तासृगामयः ।
कथ्यते जांगलो देशस्ताभ्यां साधारणः परः ॥ ४ ॥

જે દેશમાં પાણીના જળાશયો બહુ હોય, વરસાદ વધારે પડે, ઝાડ તથા પર્વતો વિગેરેમાં ઝરણાં વધુ રહે તે દેશમાં કફ તથા વાયુના બહુ રોગો થાય તે અનુપ દેશ કહેવાય ૩

જ્યાં થોડું પાણી, જ્યાં થોડો વરસાદ પડે, થોડાં વૃક્ષ હોય તે દેશમાં બહુ પિત્ત તથા રક્તના રોગ બહુ થાય તે જંગલ દેશ કહેવાય

છે, તે બન્નેથી બીજો (બહુ નહિ તેમજ થોડાં નહિ) એટલે સાધારણ ઝાડ તથા પાણીવાળો દેશ સાધારણ છે. ૪

### વાતાદિ દોષોનો પ્રકોપ થવાના મહિના.

मार्गे पौषे तथा माघे आषाढे श्रावणेऽपि च ।
भाद्रे मासि चिकित्साज्ञैर्वातो राजा प्रकीर्तितः ॥१॥
आश्विने कार्तिके मासे वैशाखज्येष्ठयोर्ध्रुवम् ।
सर्वशास्त्रविचारज्ञैः पित्तं राजा प्रकीर्तितः ॥ २ ॥
फाल्गुने चैत्रमासे च जन्तुपीडाकरो मतः ।
शीतलाम्बुसमुद्भूतः श्लेष्मा राजा प्रकीर्तितः ॥३॥

માગશર, પોશ, માઘ, અશાડ, શ્રાવણ, ભાદ્રપદ આ માસમાં વાયુના દોષનું પ્રાબલ્ય હોય છે. ૧

આસો, કાર્તક, વૈશાક, જેઠ એ માસમાં પિત્તનું પ્રાધાન્ય વધુ હોય છે એમ શાસ્ત્ર જાણનારા કહે છે. ૨

ફાગણ તથા ચૈત્ર માસમાં ઠંડા પાણીના સેવવાથી ઉત્પન્ન થયેલા પ્રાણીને પીડા આપનારો કફ પ્રાધાન્ય (રાજા) છે.

### દોષોત્પત્તિની ઋતુ

हेमन्तवर्षाशिशिरेषु वायोः पित्तस्य तोयान्[illegible] ।
कफस्य कोपः कुसुमागमे च कुर्वीत यद्विहितं तथैव ॥१॥

હેમંત વર્ષા અને શિશિર ઋતુમાં વાયુનો પ્રકોપ હોય છે. શરદ, ગ્રીષ્મઋતુમાં પિત્ત પ્રકોપ પામે છે, વસંતઋતુમાં કફનો પ્રકોપ થાય છે એટલા માટે વિધિને જાણનાર વૈદે ક્રમા પ્રમાણે યોગ્ય આહારવિહાર દવા વિગેરે કરવાં. ૧

### [illegible]પ્રકોપ પામવાનાં કારણો

संधारणाध्यशनजागरणोच्चभाषाव्यायामयानकटुतिक्तकषायरूक्षैः ।
चिन्ताव्य[illegible]यभयलंघन[illegible]गीतशोकवातः प्रकोपमुपयाति घनागमे च ॥१॥

ઝાડો પેશાબ પવન વિગેરે રોકવાથી, બહુ ( નિયમ વગરનું ) અનિયમીત ખાવાથી, રાતે ઉજાગરો કરવાથી, બહુ મોટેથી ભાષણ કરવાથી, અત્યંત કસરત, પાલખી, મેના, ગાડી વિગેરે વાહનોમાં બેસી બહુ ફરવાથી, અતિ કડવું, અતિ તીખું, અતિ તુરૂં, અતિ લુખું, ખાવું

અતિ ચિંતા, અતિ સ્ત્રીસંગ, અતિ ભય, અતિ લંઘન, અતિ શીત, અતિશોક વિગેરે કારણથી તેમજ વર્ષારૂતુમાં વાદળાં હોય ત્યારે વાયુ પ્રકોપ થાય છે. ૧

कटवम्लमद्यलवणोष्णविदाहितीक्ष्णक्रोधातपानलभयश्रमशुष्कशाकैः ।
क्षाराद्यजीर्णविषमाशनभोजनैश्च पित्तं प्रकोपमुपयाति घनात्यये च ॥२॥

તીખું, ખાટું, મદ્ય, (દારૂ) ખારૂં ગરમ દાહ કરનાર, તીક્ષ્ણ પદાર્થનું અતિ સેવન, રાગ, ક્રોધ તડકો અગ્નિ ભય, શ્રમ, સુકાં શાક અત્યંત ક્ષાર ખાવાથી અજીર્ણ વિષમપણે ખાવું અને વિષમ પદાર્થો ખાવાથી તથા શરદરૂતુમાં પીતનો પ્રકોપ થાય છે.

स्वप्नाद्दिवा मधुरशीतलमत्स्यमांसगुर्वम्लपिच्छिलतिलेक्षुपयोविकारैः ।
स्निग्धातितृप्तिलवणोदकपानभक्ष्यैःश्लेष्मा प्रकोपमुपयाति तथा वसन्ते॥३

દિવસે સુવાથી મીઠા ઠંડા પદાર્થોના સેવનથી માછલા તથા તેનું માંસ વિગેરે ભારે ખાટા ચીકણા પદાર્થો તેમજ તલ શેરડી દુધની બનાવટો અત્યંત ઘી તેલ વિગેરે સ્નેહ (ચીકાશવાળા પદાર્થો) ખાવા સારા સારા તૃપ્તિવાળા જમણથી ખરાં જળ તથા પાનો (પીણાં) વિગેરે વાપરવાથી વસંતરૂતુમાં કફ પ્રકોપ પામે છે.

पारुष्यसंकोचनतोदशूलश्यावत्वभङ्गव्यथचेष्टभावान् ।
सुप्तत्वशीतत्वखरत्वशोषान्कर्माणि वायोः प्रवदन्ति तज्ज्ञाः ॥१॥

શરીર કઠણ સુકું લાગે, અંગ સંકોચાઇ જાય, અંગમાં (તોડ) સોયા ધોચાતી હોય તેવી પીડા થાય, શુળ નિકળે, શરીર કાળું પડી જાય. શરીર ભાંગતું હોય તેવી પીડા થાયછે, શરીરની ચેષ્ટાઓ હાલવા ચાલવાપણું બંધ થઇ જડપણું થાય, શરીર બેરૂં થઇ જાય, ઠંડુ થાય ખડસીપણું અને સોશાવાપણું તેને દોષના જાણનારાઓ ( વૈદ્યો ) વાયુનાં કાર્યો કહે છે. ૧

परिश्रमस्वेदविदाहरागवैगन्ध्यसंक्लेदविपाककोथाः ।
प्रलापमूर्छाभ्रमपित्तदाहाः पित्तस्य कर्माणि वदन्ति तज्ज्ञाः ॥२॥

વગર મહેનતે થાક, પરસેવો, બળતરા, રતાશ, ખરાબ ગંધ, શરીર ભીનું રહેવું તે કોઇ ભાગ પાકી પડવો, સડો (ફોડકીઓ) થવી તથા ફોડકા ઉઠવા, બકવું, મુર્છા ભ્રમ, દાહ, તથા પીળાશ એ પીત્તનાં કામો છે.

श्वेतत्वशीतत्वगुरुत्वकण्डूस्नेहोपदेहस्तिमितत्वलेपान् ।
उत्सेधसंक्लेदचिरक्रियाश्च कफस्य कर्माणि वदन्ति तज्ज्ञाः ॥३॥

ધોળાપણું ઠંડાપણું ભારેપણું ચળ ચીકાશથી શરીર ખરડાવું અંગ જકડાઇ જવું લેપ લગાડયા જેવું થવું ઉંચુ થવું (સોજો ઉંચા જેવો લાગે તે) શરીર ભીનાશવાળું ઘણે કાળે પાકે તેવું તે કફનાં લક્ષણ જાણવા.

## दोषशमन प्रकार

स्निग्धोष्णस्थिरवृष्यबल्यलवणस्वाद्वम्लतैलातप—
स्नानाभ्यञ्जनबस्तिमांसमदिरासंवाहनोद्वर्तनम् ।
स्नेहस्वेदनिरूहनस्यशयनस्थानोपनाहादिकं—
पानाहारविहारभेषजमिदं वातं प्रशान्तिं नयेत् ॥१॥

ચીકણું ગરમ તથા સ્થિર, ધાતુ પૌષ્ટિક તથા બળ આપનાર ખારૂં ગળ્યું ખાટું તેલ તડકો નાવું શરીરે તેલ ઇત્યાદિ ચોળવું. બસ્તિ પ્રયોગ માંસ મદિરા અંગ ચોળવું શરીરે કોઇ સુકો પદાર્થ ( લોટ ) ઇત્યાદિ ચોળવું.

ઉદ્વર્તન સ્નેહ પ્રયોગ, સ્વેદ પ્રયોગ નિરૂહ નસ્ય પ્રયોગ સુવું આ સ્થાપન બસ્તીનો પ્રયોગ ઉદનાહ બંધાણ વિગેરે વાનાં, આહાર વિહાર વિગેરેના આ ઔષધો વાયુનિશાન્તિ કરે છે.

तिक्तस्वादुकषायशीतपवनच्छायानिशावीजन—
ज्योत्स्नाभूगृहवारियन्त्रजलजस्त्रीगात्रसंस्पर्शनम् ।
सर्पिःक्षीरविरेकसेकरुधिरस्रावोपदेहादिकं
पानाहारविहारभेषजमिदं पित्तं प्रशान्तिं नयेत् ॥ २॥

કડવું, સ્વાદિષ્ટ તુરૂ એવા પદાર્થો ખાવા ઠંડા પવનમાં રહેવું છાયડે રહેવું રાતે એકાંતમાં રહેવું ચંદ્રમાની ચાંદનીનું સેવન કરવું. ભોયરામાં રહેવું. ફુવારા નીચે બેસવું કમળના ફુલો ધારણ કરવાં સુંદર ગાત્રોવાળી સ્ત્રીયોના ચંદન લગાવેલ ગાત્રોનો સ્પર્શ કરવો ઘી,દુધ રેચ પાણીથી અભીષેક ( સ્નાન ઠંડા પાણીથી) રૂધિર કઢાવવું, ઠંડા લેપો કરાવવા એ પ્રમાણે ઠંડા આહારવિહાર એ પિત્ત રોગના શમનના ઔષધ જાણવા.

रूक्षक्षारकषायतिक्तकटुकव्यायामनिष्ठीवनं
स्त्रीसेवाध्वनियुद्धजागरजलक्रीडापदाघातनम् ।
धूमस्तापशिरोविरेकवमनं स्वेदोपनाहादिकं
पानाहारविहारभेषजमिदं श्लेष्माणमुग्रं जयेत् ॥३॥

લુખુ, ખારૂં;તુરૂં, કડવું તીખું કસરત, વમન કરાવવું સ્ત્રીસેવન ચાલવું, યુદ્ધ કરવું, ઉજાગરો કરવો, જળની ક્રીડાઓ (ડુબકી મારી તરવું) ઇત્યાદિ એક પગથી અથવા હાથથી એકબીજાને મુઠીથી ઢીકા પાટુ વિગેરેથી આઘાત કરવો (મસળવાં) ધુમાડો તડકો (તાપ) શીરો વિરેચન નાકમાંથી દવા સુંઘાડી કફ કાઢવો. ઉલટી કરાવવી, પરસેવો લાવવો બંધારણુ બાફ વિગેરે આપવાં આ બધાં પીવાનાં ખાવાનાં વર્તવાનાં કફ નાશ કરવાના ઉપાયો છે.

कफं दुर्जनवत्तीक्ष्णैर्वातं स्नेहेन मित्रवत् ।
पित्तं जामातरमिव मधुरः शीतलैर्जयेत् ॥ ४ ॥

દુર્જનની પેઠે કફને તીક્ષ્ણ પદાર્થથી જીતવો, વાયુને મીત્રની પેઠે સ્નેહ ઘી માખણ સાકરથી જીતવું. પિત્તને જમાઇ માફક મીઠાં મીઠાં તથા ઠંડા પદાર્થથી જીતવો જોઇએ. ૪

कफप्रकोपे वमनं सनस्यं विरेचनं पित्तभवे विकारे ।
वातामये बस्तिविशोधनं च संसर्गजे च प्रविमिश्रमेतत् ॥५॥

કફના કોપમાં વમનને નસ્ય નાકમાં ટીપાં નાંખવાની ક્રીયા કરવી પિતના વિકારમાં રેચ આપવો વાયુના રોગમાં બસ્તી આપવી અથવા રેચ સંશોધન આપવો. બબે દોશ મિશ્રીત હોય તો બબે દોશની દવાઓ આપવી. ૫

श्लेष्मा प्रायस्तु पूर्वाह्ने प्रदोषे च प्रवर्तते ।
पित्तं प्रायस्तु मध्यान्हे क्षपामध्ये प्रवर्तते ॥ १ ॥
अपराह्णेऽनिलः प्रायोऽपररात्रे प्रवर्तते ॥

કફનો પ્રકોપ સવારે તથા સંધ્યાકાળે ઘણો થાય છે. પિત્ત મધ્યાન્હે તથા અર્ધરાત્રે પ્રકોપે છે, દિવસના ત્રીજા પહોરે તથા રાત્રીના ત્રીજા પહોરમાં વાતનું પ્રાબલ્ય વધુ હોય છે.

## આમવ્યાધિનાં લક્ષણ

आलस्यतन्द्राहृदयाविशुद्धिदोषप्रवृत्त्याकुलमूत्रभावैः ।
गुरूदरत्वारुचिसुसत्ताभिरामान्वितं व्याधिमुदाहरन्ति ॥ १ ॥

આળસ ઘેન, હૃદયની અસ્વસ્થતા, વાતાદિ દોષની અયોગ્ય પ્રવૃત્તિથી ઝાડો પવન બરાબર છુટે નહિ, અકળાવાપણું, પેટનું ભારેપણું, અરૂચીપણું આટલા વ્યાધીવાળાને આમવ્યાધિવાળો જાણવો. ૧

## आम जीतवाना उपायो

आमं जयेल्लंघनकोष्णपेयालघ्वन्नरूक्षौदनतिक्तयूषैः ।
निरूहणैः स्वेदनपाचनैश्च संशोधनैरूर्ध्वमधस्तथा च ॥१॥

લાંઘણુ કરાવવી, પછી કાંઇક ઉની રાબડી પાવી, હલકું અનાજ રૂક્ષ અન્ન વાતકર વાયુ, ઓસડ નિવયહ સ્વેદન પાચન વમન વિરેચન વિગેરે યોગ્યતા જોઇને આપવાં.

## અવસ્થાભેદ

बाल्यमाषोडशाद्वर्षान्मध्यमासप्ततेस्ततः ।
वृद्धत्वमूर्ध्वं विज्ञेय वयोमानमिति त्रिधा ॥ १ ॥

જન્મ થયા પછી ૧૬ સોળ વરસ સુધી બાલ્યાવસ્થા કહેવાય છે, ત્યાર પછી ૭૦ સીતેર વર્ષ સુધી મધ્યમાવસ્થા કહેવાય છે તેથી વધારે વયના વૃદ્ધ (ઘરડા) કહેવાય છે.

## प्रकृति विचार

अधृतिरदृढसौहृदः कृतघ्नः कृशपरूषो धमनीततः प्रलापी ।
द्रुतगतिरटनोऽनवस्थितात्मा वियति च गच्छति संभ्रमेण सुप्तः ॥
अव्यवस्थितमतिश्चलदृष्टिर्मन्दरत्नधनसंचयमित्रः ।
किंचिदेव विलपत्यनिबद्धं मारुतप्रकृतिरेष मनुष्यः ॥२॥

ધૈર્ય વિનાનો, દ્રઢ મૈત્રી ન કરવાવાળો કરેલા કામને ન જાણનાર, દુબળો, જેના શરીર પર રગો દેખાતી હોય તેવો, બહુ બોલનારો ઉતાવળી ગતિવાળો, ફરવાની ટેવવાળો, જેનું મન સ્થિર નથી તેવો જેને સુતાં સુતાં સ્વપ્નમાં ભમવા વિગેરેનાં સ્વપ્ન આવતાં હોય તેવો,

અસ્થિર, જેની બુદ્ધિ અને દૃષ્ટિ અને ગતિ ચંચળ હોય, જેની પાસે ધન અને ધનસંચય થોડો હોય, જેને મિત્રો પણ થોડા હોય, ભાષણ પણ કાંઇ તાલમેલ વિનાનું કરતો હોય તેવો મનુષ્ય વાતપ્રકૃતિ-વાળો જાણવો.

मेधावी निपुणमतिर्विमर्दवक्ता तेजस्वी समितिषु दुर्निवारवीर्यः ।
सुप्तः सन्कनकपलाशकर्णिकारान् संपश्येदपि च हुताशविद्युदुल्काः ।
न भयात्प्रणमेदनतेष्वमृदुः प्रणतेष्वपि सान्त्वनदानपरः ।
भवतीह सदा व्यथितास्यगतिः स भवेदिह पित्तमयप्रकृतिः ॥

બુદ્ધિમાન, કુશળ બુદ્ધિનો, ગંભીર બોલનાર, પરાક્રમી, યુદ્ધમાં ઘણો શુરો, સુપ્ત હોય ત્યારે સ્વપ્નામાં સોનું, આખરો, ગરમાળો, કર્ણિકા, નાગરમોથના ઝાડોપર વિજળી અગ્નિ અથવા તારા પડવા એવું જેના જોવામાં આવતું હોય, જે બીકથી કોઇને નમે નહિ તેવો, જુડા ઉપર કઠોરપણે વર્ત્તનાર, નમનાર માણસને શાંતિ આપનાર, અભયદાન દેવાવાળો અને સદા મોંના રોગવાળો મનુષ્ય પિત્ત પ્રકૃતિવાળો જાણવો.

शुक्लाक्षः स्थिरकुटिलालिनीलकेशो लक्ष्मीवाञ्जलदमृदङ्गसिंहघोषः ।
सुप्तः सन्सकमलहंसचक्रवाकान् संपश्येदपि च जलाशयान्मनोज्ञान् ।
रक्तान्तनेत्रः सुविभक्तगात्रः स्निग्धच्छविः सत्वगुणोपपन्नः ।
क्लेशक्षमो मानयिता गुरूणां ज्ञेयो बलासप्रकृतिर्मनुष्यः ॥ २ ॥

જેની આંખો ધોળી હોય, સ્થિર અથવા ભમરજેવા કાળા કેસો ભમરા જેવા સુશોભીત હોય લક્ષ્મીવાન, મેઘ અથવા મૃદંગના તથા સિંહના જેવો અવાજ હોય, સ્વપ્નામાં કમળ હંસ ચકવાક નામનું પક્ષી ઇત્યા-દિકને, સુંદર મનને આનંદ આપે તેવા સુંદર જળાશયો જોતો હોય, નેત્રના છેડાના ભાગો રાતા હોય તથા અવયવો ગાત્ર ( અવયવો ) પન જુદા જુદા સારી રીતે વિભાગથી દેખાતા હોય તેવા ભરેલા હોય ( ચકચકતું હોય ) સ્નિગ્ધ કાંતિ, દુઃખ વેઠનાર મોટા માણસને માન આપવાવાળો તથા શ્રદ્ધાથી માનનાર હોય, તેને કફ પ્રકૃતિવાળો જાણવો.

જેની પ્રકૃતિમાં બબ્બે દોષનાં લક્ષણો મળતાં હોય તે બબ્બે દોષ વાળી પ્રકૃતિ જાણવી, ત્રણ પ્રકૃતિ સન્નિપાતવાળી જાણવી.

જેમ ઝેરનો કીડો ઝેરથી મરતો નથી તેમ મનુષ્યને પોતાની પ્રકૃતિથી કોઇ પણ જાતની હરકત (નુકશાન) થતી નથી.

## આરોગ્ય લક્ષણ

રોગી અથવા તેનો પરિવાર કે કુટુંબીઓ હોય તેઓ જો સંયમી આચારવાળા, ભક્તિવાળા, શ્રદ્ધાવાળા, વૈદ્યને અનુકુળ વર્તનાર, ધનવાન, સંપત્તિવાળા તથા સાત્વિક ગુણવાળા હોય અને બ્રાહ્મણ, વૈદ વિગેરે ઉપર ભક્તિ કરનારા હોય અને દવા કરવામાં કંટાળો લાવે નહિ તો એ નિશ્ચય જાણવું કે આરોગ્યતા પાસે છે, (જલ્દી રોગ મટે છે.)

## પરિમાણ અથવા વજન

માપ વિના ઔષધની યોજના થઇ શકે નહિ એટલા માટે દરેક પ્રયોગ માટે ઔષધોનું પરીમાણ કેટલું જાણવું તે કહેવાનો આરંભ કરૂં છું.

માપ બે પ્રકારનું છે. કલીંગ અને માગધ. કલીંગ કરતાં માગધ ઉત્તમ છે એમ માપ જાણનારા કહે છે.

૩૦ ત્રીસ પરમાણુંનો એક ત્રસરેણું થાય છે ત્રસરેણુંનું બીજું નામ વંશી છે. ૩

માત્ર ચાંદરડા રૂપે સુર્યનું અજવાળું છાપરામાંથી પડે છે તેમાં ઝીણી રજ દેખાય છે તે ત્રસરેણું (વંશી) કહેવાય છે ૬ વંશીની ૧ મરીચી થાય છે ૬ મરીચીનો ૧ રાઇ થાય છે.

૩ રાઇનો એક સરસવ વૈદો કહે છે. આઠ સરસવનો ૧ જવ થાય છે. ૪ જવની એક ગુંજા (ચણોઠી) ભાર થાય છે.

૬ ગુંજા ( ચણોઠી ) નો ૧ માસો ૨ આનીભાર કે ૨ વાલ થયું. તેને માસો હેમ તથા ધાંત્યક એ તેના પર્યાય શબ્દ છે.

૪ માસાનો ૧ શાણ એટલે ૦। રુપીઆભાર થયું તેને ધરણ કહે છે. ટંક પણ તેનુંજ નામ છે, ૨ ટંકનો ૧ કોલ એટલે ૦॥ ભાર થયું. તેનું નામ ક્ષુદ્રમ કે વટક ક્ષણ પણ જાણવું.

૨ કોલનો ૧ કર્ષ (તોલો) છે, તે કર્ષનાં બીજાં નામ પાણીમાનીકા છે. અક્ષુ, પિચુ પાણીતલ કિંચીત પાણી, તિંદુક,બીડાલ પદક, અને શોડશીકા કહે છે. કરમધ્યં હંસપદં સુવર્ણ કવલગ્રહ ઉદુંબર એ બધાં કર્ષનાં જુદાં જુદાં નામો છે.

૨ કર્ષનો ૦॥ પલ થાય છે. તેને શુક્તિ તથા અષ્ટમિકા કહે છે, ૨ શુક્તિનો ૧ પલ છે. મુઠી, આમ્ર ચતુર્થિકા, પ્રકુંચ, સોડશી એ બધાં પલનાં બીજાં નામો છે.

૨ પલની ૧ પ્રસ્તુતી જાણવી (પસલી) જેને પ્રસુતિ કહે છે. ૨ પ્રસૃતિની એક અંજલી થાય છે, તેને કુડવ અર્ધશરાવ, રામપાત્ર કહે છે તેને અષ્ટમાન પણ કહે છે.

૨ કુડવની એક માનીકા કહે છે. તેને શરાવકે (રામપત્ર) અષ્ટ પલ એ પ્રમાણે બુદ્ધિશાળીએ માપવું.

૨ શરાવનો ૧ પ્રસ્થ થાય છે ૪ પ્રસ્થનો એક આઢક જાણવો તેને ભાજક કંસપાવા કહે છે. તેના ચોસઠ પલ થાય છે.

૪ આઢકનો એક દ્રોણ થાય છે, કલશ નલ્વણ, અર્મણ ઉન્માન ઘટ અને રાશી એ દ્રોણનાં નામ છે.

બે દ્રોણનો ૧ શુર્પ છે, તેનું બીજું નામ કુંભ છે, ચોસઠ શરાવ જાણવા. ૨ શુર્પની ૧ દ્રોણી ( માણ ) તેને ગોળી પણ કહે છે ૪ દ્રોણીની ૧ ખારી છે. એમ બુદ્ધિવાળા કહે છે. ૪૦૯૬ પલની ૧ ખારી થાય છે.

૨ હજાર પલનો ૧ ભાર થાય છે, અને ૧૦૦ પલનો ૧ તોલુ (દસ શેર) એ પ્રમાણે નિશ્ચય કરેલા છે.

માસો, ટાંક, અક્ષ ( તોલો ), બીલ્વ (પલ), કુડવ (અંજલી), પ્રસ્થ, આઢક, રાશી, ગોળી, ખારી એનાં માપ ઉત્તરોત્તર ૪–૪ ગણું ગણીને જાણી લેવું જેવા કે ૪ માષાનો ૧ ટંક; ૪ ટંકનો ૧ અક્ષ (તોલો), ૪ તોલાનો ૧ બીલ્વ, ૪ બીલ્વનો ૧ કુડવ; ૪ કુડવનો ૧ પ્રસ્થ ૪ પ્રસ્થનો ૧ આઢક; ૪ આઢક ૧ રાશી; ૩ રાશીનો (પલ), દ્રોણી; ૪ દ્રોણીની ૧ ખારી.

ગુંજા (રતી)થી આરંભ કરીને જ્યાં સુધી કુડવ આવે ત્યાં સુધી પ્રવાહી, લીલુ અથવા સુકું ઔષધ હોય તે સરખા માપથી લેવું પ્રસ્થથી જોડીને પ્રવાહી તથા લીલું દ્રવ્ય સુકાથી બમણાં લેવાં, ૧ તોલું તે ૧૦ શેર થાય, તે બમણું લેવું નહિ.

પાતળી વસ્તુ ભરવા માટે માટીનું લાકડાનું કે વાંસનું, લોઢાનું ૪ આંગળ લાંબુ અને ૪ આંગળ પોળું તથા ઉંચુ હોય તે વાસણ કુડવ કહેવાય.

જે યોગમાં જે ઓસડ પહેલું કહ્યું હોય તેના ઉપરથી તે યોગનું નામ પડે છે તે નિશ્ચય જાણવું. જેમકે પુનર્નવાદી ક્વાથ; સીતોપલાદી ચુર્ણ વિગેરે.

ઔષધ સેવન માટે પ્રમાણનો નિયમ નથી; માટે કાળ, અગ્નિ, વય, બળ, પ્રકૃતિ દોષ વિગેરેનું બળાબળ જોઇને દેવાનું પ્રમાણ આપવું. કારણ કે કળીયુગમાં માણસો મંદાગ્નિવાળાં, નાનાં, અને બળહીન માણસો હોય છે તેથી તેમની શક્તિ અનુસાર ડાહ્યા પુરૂષોનો મત પડે તે પ્રમાણે યોગ્ય માત્રા આપવી.

ધોળા બાર સરસવનો ૧ જવ થાય છે, ૨ જવનો ૧ રતી (ચણોઠી) ભાર, ૩ રતિનો ૧ વાલ, આઠ રતીનો ૧ માસો, ૪ માસાનો ૧ શાણ, તેને નિષ્ક અથવા ટંક કે પાવલીભાર કહે છે. ૬ માશાનો ૧ ગદીયાણો થાય, દશ માશાનો એક કર્ષ ( તોલો ) થાય છે, ૪ કર્ષનો ૧ પલ તે દશ શાણ જાણવો, ૪ પલનો ૧ કુડવ, ૪ કુડવનો ૧ પ્રસ્થ પછી બાકી ઉપર માગધ પ્રમાણ નુસાર જાણવું.

### અનાજના ગુણ

ચોખા—ધોળા રાતા ઝીણા જાડા અને એવીજ બીજી શાળની જાતના ચોખા ઉત્તમ પ્રકારના છે તથા પાકમાં સ્વાદવાળા છે. ચીકાશ વાળા, (સ્નીગ્ધ) વીર્ય વધારનાર, ઝાડો બાંધનાર, થોડો મળ કરનાર છે રસમાં કાંઇક તુરા રસવાળા છે. પથ્ય છે, હલકા છે, પેશાબ વધારનાર તથા ઠંડા છે. વ્રીહીની જાતમાં સાઠી ચોખા ઉત્તમ છે; તે કાળા તથા ધોળા સાઠી ચોખામાં બે ભેદ છે. બંન્ને જાતમાં ધોળા સાઠી ચોખા ઉત્તમ છે. ૨

જવ—રૂક્ષ છે, ઠંડા છે, જડ છે, મધુર તથા સારક છે, ઝાડો તથા વાયુ બંને કરનાર છે.

ઘઉં—તુટેલું હાડકું સાંધનાર છે; મીઠા, અંગ સ્થિર કરનારછે. ઝાડો સારૂ લાવે છે. ૩

જુવાર—ત્રિદોષઘ્ન, મધુર, પથ્યકારક, રસાયણ છે. ( શરીરમાં રહેલી સાત ધાતુઓને સમાન કરનાર રસાયન છે.

કઠોળ-મગ, તુવેર, મસુર આદી શીંગોમાં થનારાં ધાન્યો, ઝાડો બંધ કરી પેટ ફુલાવનાર છે, તેમજ તુરા સ્વાદિષ્ટ દસ્ત કબજ કરનાર છે. પાકમાં તીખાં ઠંડાં હલકાં છે. મેદ કફ રકતપિત્તમાં હિતકારી છે, લેપ બંધાણ પરિષેક વિગેરેમાં હિતકારક છે.

મગ કઠોળમાં પથ્ય છે એ વિશેષે કરીને વણ વિગેરે શુદ્ધ કરનાર છે, ગળાના અને આંખોના વ્યાધિવાળાને ફાયદો કરનાર છે. વાયુકર્તા

શોધન કરનાર છે, ગોળો ગુનિ, અરુચિ (અતિવ રોગ)ને મટાડે છે.

( કઠોળ ) સર્વે શીંગોના ધાન્યમાં મગ ઉત્તમ છે પણ કાંઇક વાયુ કરનાર છે અને વટાણા તો બહુજ વાયુ કરનાર છે. ચણા પણ તેની માફક વાયુ કરનાર છે. કળથી કફ તથા વાયુ મટાડનાર છે.

**ચંદન બટવાની ભાજી**—બથવો ગ્રહણી, કોઢ,ત્રિદોષ હરસ મટાડવામાં ઉત્તમ છે, સારક છે તેજ પ્રમાણે નાના પાંદડાંની ચીલની ભાજી, બેઠી ઝીલુડી તથા મેથી પણ જાણવી.

**તાંદળજાની ભાજી**—ઠંડી છે, રૂક્ષ છે, વિષ રકતપીત્ત, ઉધરસ મટાડે છે. અને લુણીની ભાજી કફ વાતરકત સંગ્રહણી અતિસારને મટાડે છે. ૯

**પરોળ—પરવળ** એ હૃદયને હિતકારક કૃમિ મટાડે છે, સ્વાદવાળું છે; ઠંડુ રૂચી આપવાવાળું છે. પરોળનાં પાન પિત્ત મટાડે છે, તેની નાલ (ડાંડલી ) કફ મટાડે છે. ફળ ત્રણે દોષને મટાડે છે. અને મુળથી રેચ લાગે છે.

બન્ને જાતની **ભોંયરીંગણી** પિત્તકારક છે. અગ્નિ પ્રદિપ્ત કરે છે. ઝાડા લાવનાર અને વાયુ મટાડનાર છે.

**કારેલાં**—કડવાં છે, અગ્નિદીપક છે તથા અત્યુત્તમ મટાડનાર છે, કંકોડાં, જ્વર, શ્વાસ, ધાધર કોઢ તથા ઝેર મટાડનાર છે.

**વંત્યાક**—કફ વાયુને મટાડનાર છે, કાંઇક પિત્તપ્રકોપવાળું છે. દસ્ત લાવનાર, પેશાબ લાવનાર છે ને કુણાં રીંગણાં બળ આપનાર છે.

**ભીંડી**—રસમાં ખાટી છે, ગરમ છે, ઝાડો બંધ કરે છે ને રૂચી ઉત્પન્ન કરે છે.

( ગિલોડાં) ઘોળું સ્વાદીષ્ટ, ઠંડુ મળનો અવરોધ કરનાર, સ્તંભક ( શોષન ) શોષ પાતળો કરનાર અને ભારે છે. રક્તપિત્ત, દાહ, સોજાને મટાડનાર, વાયુ, આફરો અને ઝાડાનો અટકાવ કરવાવાળું છે.

**કોળું**—પોષ્ટિક, ઠંડુ, ભારે, રક્તપિત્ત તથા વાયુને મટાડનારછે. નાનું (કુણું) કોળું પિત્ત મટાડનાર,ઠંડુ, કાચું કોળું કફ કરનાર છે. પાકું કોળું બહુ ઠંડુ નથી,સ્વાદવાળું દસ્ત લાવનાર અગ્નિ વધારનાર અને હલકું છે. બસ્તની શુદ્ધિ કરનાર ( ઝાડો, પેશાબ, પવન ) સાફ લાવનાર છે. માનસિક રોગ મટાડનાર અને ત્રિદોષના વ્યાધીને મટાડનાર છે. ૧૭

**દુધી**—( મીઠું તુમડું ) પોષ્ટીક છે કફ તથા પિત મટાડનાર અને ભારે છે.

**કડવી તુંબડી**—ઠંડી છે, હૃદયને પૌષ્ટિક છે, પિત, ઉધરસ અને કફ મટાડનાર છે.

**કાકડી**—પેશાબ લાવનાર, ઠંડી, લુખી, રકતપીત્ત અને મુત્રકૃચ્છ મટાડનાર છે. તે પાકી હોય (ઘરડી હોય) તો ગરમ અને ખટાશવાળી તથા પિત કરનાર છે, કફ તથા વાયુ મટાડે છે.

**કોડકું**-હલકું, કડવું, રૂક્ષ, તથા આમાશયનું શોધન કરનારછે. સોજા, પાંડુરોગ, ઉદરરોગ, બરોલ, કોડ, હરસ, કફ તથા પિત્ત મટાડે છે. તેનાં પાન ઝાડો લાવનાર છે; ઠંડાં છે. પચવામાં હલકાં છે. પ્રમેહ તથા શોષને મટાડે છે.

**સુવાની ભાજી**-તીખી, ચીકાશવાળી, કડવી, ગરમ, કફ તથા વાયુ મટાડનારછે. રૂચિકારક, બસ્તિને હિત કરનાર, નેત્રને હિત કરનાર ઝાડો ગંઠાયેલ હોય તેને તથા કરમીયાનો રોગ તથા વીર્યશ્રાવને મટાડેછે.

**ચક્રવતી** ( ચીલની ભાજી )—ગુણમાં ચંદન બટવાની ભાજી બથવા જેવી છે; દસ્ત લાવનાર, ઠંડી, ત્રિદોશ મટાડનાર અને હલકી છે, તથા દીપન પાચન છે.

સરસવની ભાજીનું શાક નેત્રની શકિતને હણનાર છે. દાહ કરનાર છે, રૂચિકારક છે. ઝાડો પેશાબ રોકનાર, ભારે, ગરમ ત્રિદોષ ઉત્પન્ન કરે છે.

કસુંબી (કાબરી)નું શાક ગરમ છે, સ્વાદવાળું છે, રૂક્ષ છે. કફ મટાડનાર છે. પિત્ત ઉત્પન્ન કરે છે.

ચણાના છોડની ( પાલીનું ) ભાજી હલકી છે. પચવામાં કઠણ છે. વાયુ તથા કફ કરનાર છે.

સરગવો તીક્ષ્ણ છે. લઘુ, ગ્રાહી, બંધકોશ કરનાર,અગ્નિદીપક, કફ તથા વાયુ મટાડનાર છે. તથા અતિશય ગરમછે, વિદ્રધી, બરોલ, અને અમ્લપિત્ત એ ત્રણને મટાડે છે.

**મીઠો સરગવો**—કડવો,તીખો, સોજા ઉતારનાર, દીપન ઝાડો લાવનાર છે, તેનાં પાંદડાં વાયુ તથા પિત્ત મટાડે છે. આંખને તેજ આપનાર અને કૃમિનો નાશ કરનાર છે.

**સરગવાની શિંગો**—સરગવાનું ફળ સ્વાદવાળું,તુરૂ, કફ તથા પિત્તને મટાડે છે. શુળ, કોડ, ક્ષય, શ્વાસ, ગોળો મટાડે છે. ને પરમ દીપન છે.

**લીલા ધાણા**—લીલી કોથમી-સુગંધીદાર છે. સ્વાદવાળી છે, હૃદયને હિતકર છે.

સુકી કોથમી સ્નીગ્ધ (ચીકણી છે) પાકમાં મીઠી છે તુરી તીખી તથા હલકી છે.

કેળનાં ફુલ કડવાં અને તુરાં છે, ઝાડો રોકનાર છે અગ્નિ પ્રદીપ્ત કરનાર છે. ગરમછે, કફ મટાડનાર છે. તેના પાકેલા ફુલના ગુણ પણ કુણા પાંદડામાં ગુપ્ત છે.

**અગથીયા**નાં ફુલ ટંડાંછે, ચોથીયા તાવને મટાડનારછે; રાતના અંધાપા ( રતાધળા )ને નાશ કરનાર કહેલ છે; દીપન છે, કફ તથા પિત્તના રોગને મટાડે છે. પાકમાં કડવાં તથા તાખાંછે, તુરાં તથા વાયુ કરનાર માનેલ છે. અગથીયાની શીંગના પણ તેવાજ ગુણો છે. ફુલો પ્રમાણે પચવામાં કઠણ છે.

**શતપત્રી**, તરૂણી, કર્ણીકા, ચારૂ કેશરા, છકુમારી ગંધાબ્યા લાક્ષાપુષ્પા અતિમંજુલા, એ શેવતીનાં નામછે. શેવતી ઠંડી છે. હૃદયને હિતકર છે, ગ્રાહી, વીર્ય વધારનાર અને હલકી છે.

ત્રિદોશ તથા લોહીના વિકારને મટાડનાર છે; કડવી તીખી તથા પાચન છે.

**કુણા મુળા**-કુણા મુળા રૂચિકારક, ગરમ, પાચક, અને હલકા છે. મોટા મુળા તેજ પ્રમાણે ગુણવાળા છે. પણ રૂક્ષ, ગરમ અને ભારે છે. ત્રણે દોષને ઉત્પન્ન કરે છે.

**સુરણ**—અગ્નિ પ્રદિપ્ત કરનાર છે, લુખુ છે; કફ, હરસ, કૃમિ મટાડનાર છે. હલકું છે; તેજ પ્રમાણે રાની સુરણ વિશેષે કરીને કફઘ્ન છે; રકતપિત્ત કરવાવાળું છે.

**ગાજર**—મધુર, તીક્ષ્ણ, કડવું, ગરમ, દીપન, હલકુંછે, સંગ્રાહિ (દસ્ત રોકનાર) રકતપિત્ત, હરસ, સંગ્રહણી, કફ તથા વાયુ મટાડે છે.

**કેળનોકાંદો**—શીતળ છે, ગ્રાહી છે; રૂક્ષ છે, રકતપિત મટાડે છે. કાંઇક તુરો, કફ કરવાવાળો અને વાયુ વાળો છે. પ્રદર મટાડવામાં ગુણકારી છે. ૩૮

**ગુવારફળી**—લુખી બહુ પિત કરનાર, ભારે, વાયુ કરનારછે. કડવી પેટના રોગવાળાને પથ્ય નથી, અહણી તથા હર્ષના વિકારને મટાડેછે.

**મરચાં**—રૂચિકારક વાતાદિ દોષ કોપાવનાર, સર્વે રોગ કરનાર છે.

પ્રમેહ હરસના રોગવાળાને માફક આવતાં નથી, મોટાં મરચાં નાના મરચાં કરતાં ગુણમાં જરા ઓછાં છે.

**સફેદ કાકડી**–બીજી રાજકાકડી, લાંબી રાજકાકડી ( ૮રવળ જેવી લાંબી ) ઝીણા ઝીણા કાંટાવાળી કાકડી તે વાલુકકાકડી કહેવાય છે. વાલુક કફ કરનાર છે, સ્વાદવાળી, હલકી, ઝાડો લાવનાર, પિત્તને મટાડનાર છે.

**પાકેલી** કાકડી–રસ મીઠો તથા ખાટો થાય છે, પિત્તના રોગને તથા લોહિના રોગને મટાડે છે પાકેલાં સારો ગુણ કરે છે.

**ધોળા આલુ**–નિર્દોષ છે, અગ્નિ વધારનારછે, ઝાડો સાફ લાવે છે. હરસ, કૃમી, પ્રમેહ, કફ, પિત મટાડે છે. ૪૩

## દ્રાક્ષ

**કાચી** દ્રાક્ષ–( કોમળ ) કડવી–ગરમ નિર્મલ ( મુખ સ્વચ્છ કરનાર ) રક્તપિત્ત અને વાતાદિ દોષ વધારનાર છે.

**પકેલી જુની** દ્રાક્ષ–મધ્યમ દતાંતર હોઇ ખાટી હોય છે, જે ખટમધુરી છે અને રૂચિ કરનાર છે–અગ્નિ વધારનાર છે. પુરેપુરી પાકેલી હોય તે મધુર અને જરા ખાટી હોય છે. તરસ તથા રક્તપિત્ત મટાડે છે.

**પાકીને** ચીમળાઇ ગઇ હોય તે દ્રાક્ષ શ્વાસ તથા પિડા મટાડે છે તૃપ્તિ પમાડે છે તથા પુષ્ટિ આપે છે.

**સુકી** દ્રાક્ષ–મુનકા દ્રાક્ષ થાક મટાડનાર છે.

**પાકેલી** દ્રાક્ષ–સારક ઠંડી; નેત્રરોગનાશક; પૌષ્ટિક તથા ભારે છે તે તૃષ્ણા, જ્વર, શ્વાસ, વાંતિ; ઉલટી; વાતરક્ત; કમળો;મુત્રકૃચ્છ, રક્તપિત્ત, મોહ, દાહ, શોષ, મદાત્યય આદિ મટાડે છે.

**કાચી** દ્રાક્ષ—થોડા ગુણવાળી હોય છે; ભારે હોય છે; તથા ખટાશવાળી હોય છે તે રક્તપિત્તને મટાડે છે.

## કેરીના ગુણ

**આંબાની કેરી**—દસ્ત બાંધનાર છે. પ્રમેહ, રક્તના વ્યાધિ, કફરોગ, પિત્તના રોગો, વ્રણોને મટાડે છે. તેનું કાચું ફળ જે કેરી ઘણી ખાટી (મરવો) લુખી હોય છે. વાયુ, પિત્ત, કફ તથા લોહિ બગાડનાર છે.

જેમાં ગોટલી બંધાણી હોય તેનું ફળ ઉપર પ્રમાણે વાયુ મટાડનાર છે પણ પિત્ત કરનાર હોય છે.

**પાકેલી કેરી**—મીઠી હોય છે, ધાતુ પૌષ્ટીક છે ચિકાશવાળી, સ્નિગ્ધ છે, હૃદયને હિત કરનાર છે, શક્તિ આપનાર છે, ભારે છે. વાયુ મટાડનાર છે, રૂચિકારક છે, શરીરનો વર્ણ સુધારનાર છે, ઠંડી છે તથા પિત કરનાર નથી.

**આંબાની કેરી** એ એક ફળ એવું છે કે જે બધી ઇંદ્રિયોને તૃપ્તિ આપે છે, બળ આપનારછે, અત્યંત પૌષ્ટીક છે, હૃદયને પુષ્ટિ આપી સુધારનાર છે અને સ્ત્રીઓને પ્રસંગે અત્યંત હર્ષ આપનારછે. તથા સર્વ ફળોમાં તે શ્રેષ્ઠ છે.

**ગળી કેરીનો** રસ દસ્ત લાવનાર છે. સ્નિગ્ધ, રૂચિકારકછે, બળ તથા વર્ણ કરવાવાળો છે. આંબાની ગોટલી તુરી, ઉલટી તથા ઝાડો મટાડે છે. આંબાનો મોર ( ફુલ ) ઝાડો, કફ, પિત પ્રમેહ, મટાડે છે. રક્તદોષને મટાડે છે; ઠંડી છે, રૂચિ કરે છે, વાયુ મટાડે છે.

આંબાનાં પાન રૂચિકારક છે, કફ તથા પિતનો નાશ કરનાર છે.

**પાકુફણસ**—ટાઢું, સ્નિગ્ધ. પિત તથા વાયુ મટાડનારછે, બળ આપે છે, ધાતુ વધારે છે, રક્તપિત ક્ષતક્ષયને મટાડે છે. તે કાચું હોય તો ઝાડો અટકાવનાર, વાયુ કરનાર, તુરૂ તથા ભારે છે તેનાં બીયાં વાયુ કરનાર તથા ભારે છે, ફણસના ફળનો ખાધા પછી થતા વિકારને મટાડે છે, રૂચિ ઉત્પન્ન કરનારછે; ચામડીના દોષો મટાડનારછે.

## કેળ

કેળ યોનિદોષ મટાડનાર છે. પ્રદરના રોગો, રક્તપિત મટાડનાર તથા ઠંડી છે.

કેળનો કંદ શીતળ છે. બળ આપનાર, કેસ સુધારનાર છે, પિત કફ તથા લોહિ બગાડના રોગ મટાડે છે.

**પાકેલું કેળું** મીઠું છે ઠંડુ છે. દસ્ત અટકાવી પેટ ફુલાવનાર છે; બળ આપનાર છે, ભારેછે, ચીકણું છે; રક્તપિત, દાહ, ઉરક્ષત, રાજયક્ષ્મા ( ક્ષય ) અને વાયુના રોગને મટાડે છે.

કાચું કેળું—મીઠું, ખાટું, તુરૂ છે, પિત્તને હણનાર છે, ઠંડુ છે, રૂચીકારક છે, તેનાં નાળ અને કેળનાં ફુલ પણ તેવંજ ગુણવાળાં છે, કેળનો કન્દ કૃમિ મટાડનાર છે. પાંદડાં શુળ મટાડનાર છે.

પકુ કેળું—કાંઇક તુરૂ છે, સ્વાદિષ્ટ અને બળ આપનાર છે તથા પિતના તથા લોહિબગાડના રોગને મટાડનાર છે, તે અતિશય ભારે છે, મંદાગ્નિવાળાને પચતાં નથી, તેથી પથ્ય નથી. તરતજ ધાતુવર્ધક

છે, કૃમિ મટાડનાર છે, તરસ મટાડે છે. શરીરની કાંતિ વધારે છે, જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે. સુખ આપે છે, કફના રોગને મટાડે છે, તૃપ્ત આપનાર છે તથા મુશ્કેલીથી પચે એવાં છે.

**નાળીએર**—ઠંડું, પચવામાં કઠણુ, મુત્ર સાફ લાવનાર, પૌષ્ટીક બળ આપનાર, મળ રોકનાર, વાતપિત્તના રોગો, રકતના રોગો મટાડનાર છે, બળતરા પણુ મટાડે છે. નાળીએરનું પાણી ઠંડુ, હૃદયને પૌષ્ટીક, અગ્નિ વધારનાર, વીર્ય વધારનાર ને હલકું છે.

નાળીયેરનાં ઝાડ ઉપરના ગાભાનો મગજ વીર્ય વધારનાર છે, વાયુ તથા પિત મટાડે છે.

ઘણું કરીને કુણું નાળીયેર (કાચું ત્રાપો) પિત્તજ્વર તથા પિત્તના દોષોને મટાડે છે.

તોપણુ અધકચરૂં પાકેલું નહિ એવું નાળીએર ભારે છે, પિત્ત કરનારછે, ને વૈદ લોકો તેને દાહ કરનાર તથા મળને રોકનાર માનેછે.

ખારેક—ઠંડી, સ્વાદવાળી, સ્નિગ્ધ, ભુખ તથા રકતના વ્યાધી મટાડે છે, બળ આપનાર છે; વાયુ પત, મદ, મુર્છા, મદાત્યય રોગ મટાડે છે. તેનાથી બીજી જાત ખજુર ગુણમાં એ ઉતરતું છે.

દાડમ—ગ્રાહિ ( દસ્ત બંધાઇને લાવનાર ) સર્વ દોશ મટાડનાર છે, હૃદયને હિતકર છે, રૂચિકારક તથા દીપન છે.

તેજ પ્રમાણે **આંબળાં** પથ્ય છે. તેનો રસ મધુર તથા ખાટો છે તે સાફ મળ ઉતારનાર છે. બોર હલકું તથા ઝાડો અટકાવનાર છે. રૂચિકારક, ગરમ તથા વાયુને મટાડનાર છે.

**કાચાં બોર**—ભારે છે અને કફ પિતકારક છે.

**કાશી બોર**—ઠંડુ મળભેદક (ઝાડો લાવનાર) ભારે, વીર્ય વધારનારછે. પૌષ્ટિકછે, પિત્તદાહ, રકતદોષ, ક્ષય, તરસઅને વાયુ મટાડેછે.

જાંબુ—ગ્રાહી છે, રૂક્ષ છે, કફ અને પત્ત તથા વ્રણના તથા રકતના વ્યાધિ મટાડે છે. નાનુ જાંબુ તેજ પ્રમાણે ગુણુ કરે છે. વિશેષ કરીને વાયુ મટાડનાર છે.

ખર્બુચુ—પેશાબ લાવનારછે, બળ આપનાર છે, કોઠાની શુદ્ધિ કરનાર છે તથા ભારે છે. ચિકણું વધારે સ્વાદવાળું, ઠંડુ, વીર્ય વધારનાર પિતના તથા વાયુના વ્યાધિ મટાડે છે.

બદામ—ગરમ અને અતિશય ચીકણી છે, વાયુ મટાડનાર, બળ આપનાર અને વીર્ય વધારનાર છે.

**ખરોટ**–મીઠું, બળ આપનાર, ભારે, ગરમ અને વાયુ મટાડે છે, તથા દસ્ત સાફ લાવે છે.

**જામફળ** (શેવફળ) વાત, પિત મટાડનાર, પૌષ્ટિક, કફ કરનાર અને ભારે છે. રસ તથા પાકમાં મીઠું છે. ઠંડુ છે, રૂચ કરનાર છે વીર્ય ઉત્પન્ન કરે છે.

**સીતાફળ**–મીઠું છે, ઠંડુ, પિત મટાડનાર, હૃદયને પૌષ્ટિક, બળ આપનાર, સ્વાદવાળું, પાષ્ટિક અને કાંઇક વાયુ કરનાર છે.

**રામફળ**—સીતાફળ પ્રમાણે તેના ગુણ છે. પણ થોડું સ્વાદ-વાળું અને વાયુ કરનાર છે.

**સુકાં શિંગોડાં**–મીઠાં, રૂક્ષ, ભારે, ગ્રાહિ, ઠંડાં છે તેજ પ્રમાણે ધાતુ, વાયુ અને કફ કરનાર છે; લીલાં શીંગોડાં વિશેષ ફાયદાકારક છે.

**પીલુ**–વિરેચન ફલ, શાખી, શ્યામ, કરભ વલ્લભ અર્ક્ષધ એ પીલુનાં નામો છે. પીલુ તીખાં, તુરાં, મીઠાં તથા ખારાં છે. રસમાં સ્વાદવાળાં છે, ગુલ્મ તથા હરસને મટાડે છે તે અતિશય અગ્નિ-દીપક છે.

**મીઠાં પીલુ**–મહાપીલુ મીઠાં છે. વીર્ય વધારનાર, વિષનો નાશ કરનાર, અને પિત્તનું શમન કરનાર છે. રૂચીકારક, આમ મટાડનાર, અને અગ્નિદીપન છે.

**અંજીર**–રસદાર તથા પાકયા પછી અત્યંત મધુર, ભારે તથા શિતળ છે. કફ, આમ અને વાયુ કરનાર તથા અગ્નિને મંદ કરનાર છે.

**અનનસ**–કાચું અનનસ રૂચિકારક, કફ અને પિત્ત કરનાર તથા ભારે છે. અન્ન ઉપર રૂચિ કરનાર છે, હૃદયને હિતકારક તથા ગ્લાનિ મટાડનાર છે.

પાકું **અનનસ** પિત મટાડનાર છે, મીઠા રસવાળું છે, તડકો તથા તેથી થતા દોષને મટાડનાર છે.

**બીજોરૂં**–બીજોરૂં રૂચિકારક, રસમાં ખાટું, અગ્નિદીપન કર-નાર અને હલકું છે. તેમ રકતપિત કરનાર છે.

બીજોરૂં ગ્રાહી છે, જીભ તથા હૃદયને શુદ્ધ કરનાર, શ્રેષ્ટ ગણાય છે. બીજોરાની છાલ કડવી છે. ભારે, ગરમ, કૃમિ, વાયુ, તથા કફના રોગ મટાડનાર છે.

બીજોરાનો ગર્ભ પૌષ્ટીક, ઠંડો અને ભારે છે. પિત્ત તથા વાયુ મટાડનાર છે.

બીજોરાનાં કેસર મીઠાંછે. મળને રોકનાર છે અને શુળ, ગોળા તથા ઉદરના રોગો મટાડે છે.

તેનાં બીજ ગરમછે, કૃમિ, કફ તથા વાયુ મટાડનાર છે. ગર્ભ આપનાર તથા ભારે છે. બીજોરાનું ફુલ ઠંડાં તથા ગ્રાહિ છે, રક્તપિત્ત કરનાર તથા હલકાં છે.

પૈ પૈયુ-ઠંડું, રકતપિત નાશક તથા ભારે છે.

કાલીંગડુ ગ્રાહિ છે. દ્રષ્ટિદોષ પિત્તદોષ અને વીર્યને હણનાર, ઠંડુ ને ભારે છે.

નારંગી-ખાટી, અત્યંત ગરમ,રૂચિકારક, વાયુ મટાડનાર અને દસ્ત સાફ લાવનાર છે. બીજાના મત પ્રમાણે કાંઇક તીખું, ખાટું, હૃદયને પૌષ્ટિક, પચવામાં કઠણ અને વાયુ મટાડનાર છે.

મોટાં લીંબુ-ખાટાં, શુળ મટાડનાર, ભારે,ગરમ અને કફ વાત મટાડનાર છે. મોઢાના સ્વાદનું બગડી જવું, હૃદયની પીડા, અગ્નિનું મંદપણું તથા કૃમિ રોગને મટાડે છે.

અમ્લવેતસ-બહુ ખાટુ છે, તે મળભેદન, શતવેધી છે હૃદરોગ, શુળ, ગોળો, મટાડનાર, રકતપિત અને કફ કરનાર છે.

સારામ્લ (લીંબુની જાત છે) તે ખાટું, વાયુ મટાડનાર છે, ભારે પિત્ત તથા કફ કરનાર છે.

કરમર—ઠંડાં, સ્વાદિષ્ટ, ખાટાં છે, અને તે કફ તથા પિત મટાડનાર છે.

કાગદી લીંબુ—ખાટાં, વાયુ મટાડનાર, પાચક, અગ્નિદીપક અને હલકાં છે.

મોટાં લીંબુ-સ્વાદવાળાં, કફ, વાતપિત મટાડનાર છે.

મીઠાં લીંબુ-પિત તથા વાયુ મટાડનાર, ભારે છે, રૂચિકારક છે, શ્રમ,તરસ દાહ,રક્તપિત,ઉલટી,ક્ષયને તથા વિષને ઝટ મટાડનારછે.

આંબલી-(કાચી ) ભારે, વાયુ મટાડનાર, પિત્ત કફ, રકતના દોષને મટાડનાર છે. પાકી ( આંબલી ) પણ ગુણમાં કાચી આંબલી જેવીજ છે પણ દસ્ત લાવનાર છે, રૂચિકારક છે, અગ્નિ શુદ્ધ કરનાર, તથા બસ્તિ શુદ્ધ કરનાર છે, સુકી આંબલી હૃદયને હિતકારકછે. શ્રમ, ભ્રાંતિ, તરસ, કૃમિ રોગ મટાડનાર તથા હલકી છે.

આમચુર-કોકમ-વાયુ મટાડનાર છે, કાચું ગરમ ને અતિશય ભારે છે. પાકાં કોકમ હલકાંછે. ગ્રાહિ છે, ગ્રહણી, કફવાતને મટાડનાર છે.

**કરમદાં**—ભારે, ગરમ, ખાટાં, રક્તપિત્ત તથા કફ કરનાર છે. પાકું કરમદું મીઠું, રુચિકારક, હલકું. પિત્ત તથા વાયુ મટાડનાર છે. સુકાં પાકાં કરમદાં જેવાજ ગુણ કરે છે. પાકેલ તે કાચાં જેવાંજ જાણવાં.

**કોઠાં** કાચાં—કોઠાં દસ્તને રોકનાર છે. હલકું, ગ્રાહી, પિત, કફ મટાડનાર છે. પાકેલું કોઠું ભારે છે, તરસ હેડકી મટાડનાર છે, વાયુ તથા પિત મટાડેછે. ખટમધુર, તુરૂ, કંઠ સુધારનાર, દસ્ત બંધ કરનાર, અને પચવામાં કઠણ છે.

**અંબાડા**—કાચાં ફળો વાયુ મટાડનાર છે, ભારે છે. ગરમ છે રુચિકારક તથા દસ્ત લાવનાર છે. પાકાં ફળો મીઠાં છે, ઠંડાં વીર્ય વધારનાર, વાયુ પિત્ત ઉરક્ષત વિગેરેને મટાડે છે.

**સોપારી**—ભારે છે, ઠંડી છે, લુખી છે. તુરી છે, કફ તથા પિત્ત મટાડે છે મોહકારક છે, રૂચિકરક છે, મોંઢાનો ખરાબ સ્વાદ નાશ કરનાર છે લીલી સોપારી ભારે છે, શરદી કરનાર છે, અગ્નિ પ્રદિપ્ત કરનાર તથા દસ્ત સાફ લાવનાર છે. શેકેલી સોપારી ત્રિદોષ મટાડે છે તેના બીજા ભેદોના પણ ગુણ તેજ પ્રમાણે જાણવા.

**લસણ**—પૌષ્ટિક, ધાતુવર્ધક, ચીકણું, ગરમ, પાચક, અને દસ્ત લાવનાર છે. ભાંગેલું હાડકું સાંધનાર છે, કેશ વધારનાર, ભારે, રકતપિત કરનાર છે, તથા બુધ્ધિ વધારનાર છે, રસાયન છે. કફ, શ્વાસ, ઉદરસ, ગોળો, તાવ, અરૂચિ, સોજા, પ્રમેહ, હરસ, પેટનું શુળ, વાયુ તથા કૃમિ મટાડે છે. તેનાં પાંદડાં મીઠાં તથા ખારાં, ચીકણાં તથા સ્વાદવાળાં છે.

**ડુંગળી**ના ગુણ પણ લસણ જેવાજ છે. તે કફ કરવાવાળી છે બહુ પિત્ત કરતા નથી, પાકમાં ગરમ છે, પાકમાં તથા રસમાં પણ સ્વાદિષ્ટ છે તે વાયુને જીતે છે.

**આદુ**—પાચન, દીપન, રૂચિકરક, ધાતુપૌષ્ટિક, તીખું, ગરમ, અને ઉતમ પથ્યકારક છે. કંઠ સુધારનાર છે. મેદ મટાડનાર, કફના રોગને મટાડનાર, સોજા મટાડનાર, શુળ મટાડે છે. જીભ તથા કંઠને સુધારનાર છે, લીંબુના રસ તથા સીંધવ સાથે રોજ ખોરાક સાથે ખાવાથી પથ્ય છે. જમવામાં રૂચિ ઉત્પન્ન કરનાર છે, અગ્નિ પ્રદિપ્ત કરેછે, દસ્ત લાવનારછે. કોઢ, પાંડુરોગ, મુત્રકૃચ્છ, રકતપિત, વ્રણ, તાવ, દાહમાં ગરમી હોય ત્યારે અથવા બહુ જ શરદીમાં આદુ ખાવું નહિં.

**શાકનો નિષેધ**—તમામ જાતનાં શાકભાજીમાં મનુષ્યદેહ (શરીર)

નો નાશકારક રોગ રહેલો છે તેટલા માટે ડાહ્યા પુરૂષે ભાજીનો ત્યાગ કરવો. ખટાશમાં પણ તેવાંજ દ્રવ્ય છે માટે ખટાઇ પણ ખાવી નહિ.

**તમાકુ ખાવી**—ધુમાખ્ય, ધૂમ્રદક્ષ, બ્રહત્પત્ર,ધુસર, તમાકુ, ગુછફલક ધુમયંત્ર, પ્રકાશક,બહુબીજ,બહુફળ, સુક્ષ્મબીજ દીર્ઘક એ તમાકુ નાં નામો છે. તેનાં પુષ્પો લાંબાં અને તાંબાના વર્ણનાં ફીકાશવાળાં લાલ થાય છે. તેનાં પાન તીક્ષ્ણ, ગરમ, કફનાશક, શ્વાસ, ઉધરસ મટાડનાર, કોઠાનો વાયુ મટાડનાર, વાતાનુલોમન ( નિચે ઉતારનાર) કરનાર, ઉત્તમ પ્રકારે બસ્તિશોધક દાંત સંબંધી પિડા, કૃમિરોગ, ચળ ખોસ વિગરે મટાડે છે.

મદ, પિત્ત અને ભ્રમ કરેછે; ઉલટી તથા રેચ લગાડે છે, દ્રષ્ટિ મંદ કરે છે. તીક્ષ્ણ છે, તે વીર્ય ઉત્પન્ન કરનાર છે.

તમાકુ પિવાથી હૃદયને નબળું પાડે છે, વીર્યનો પણ નાશ કરે છે. દેશભેદથી તે તીક્ષ્ણ તેમજ રૂતુ લાવનાર તથા પિત્તકારકછે. ઉલટી થાય છે તે વિંછી વિગેરેનું ઝેર મટાડનાર છે, રેચક છે તેથી વાયુ મટાડે છે કફનો પણ નાશ કરે છે.

માંસના ગુણ આ પુસ્તકમાં અમે છોડી દીધા છે.

## રાંધેલા અન્નના ગુણ

**ભાત**—૧૪ ચોદગણા પાણીમાં ૧૬ સોળ રૂપીઆભાર ચોખા નાંખીને ઉકાળવો ( રાંધવા) પછી તેનું ઓસામણ કાઢી લેવું તે ભાત કહેવાય છે. તે ભાત સ્વાદિષ્ટ તથા હલકો છે.

અતિશય ગરમ ભાત બળ હણનારો છે, બહુ ઠંડો તથા સુકો ભાત પચવામાં કઠણ છે ( માંડ માંડ પચે તેવો હોય છે) બહુ છેદા છેદા થઇ ગયેલો ગ્લાનિ કરવાવાળો છે. તે કાચો પાકો પચી શકતો નથી. જે ભાત બહુ દ્રવ ( પાતળો ) હોય તે શ્વાસ ઉધરસ અગ્નિ મંદપણું કરી પીનસ (સળેખમ) ઉત્પન્ન કરે છે. બળ તથા વર્ણ પણ હણી નાંખે છે, ઝાડો તથા વાયુ અટકાવે છે.

છાસમાં રાંધેલ ભાત ગ્રહણી અર્શ તથા શ્રમને મટાડે છે, વાયુ મટાડે છે, બળ આપે છે, કફપિત તથા રકતને વધારનાર છે.

ભાગલા ચોખા (કણકી)નો રાંધેલો ભાત રૂચિકારક છે. રુચિ કરનાર, કફ જીરનાર તથા હલકો છે. વાયુ પિત મટાડનાર, અર્શ, ક્ષય તથા ઝાડો મટાડનાર છે.

યથાયોગ્ય ( જેટલું જોઇએ તેટલું ) પાણી લઇ ધોઇને ભાત ચઢવવો તેમાંથી ઓસામણ કાઢી નાંખી જરા ઘી નાંખી દોશ દેવો. તેપર ઢાંકણામાં થોડો અગ્નિ ભરી રાખવો. થોડોવખત રાખ્યા પછી કડછીથી ઉપરનો ભાત કાઢી નાંખવો, જેથી તે ભાત ઉત્તમ પ્રતિનો રાજાને જમવા યોગ્ય થાય છે. તે મનને આનંદ આપે છે.

**યવાગુ**—ચોખાને ધોઇ સાફ કરીને ૬ છ ગણા પાણીમાં ઉકાળીને કે રાબડી જેવું બનાવવું તે યવાગુ કહેવાય છે, તે યવાગુ ગ્રાહિ છે, તરશ તથા તાપ મટાડનાર છે બસ્તિ શોધા કરવાવાળી છે.

**વિલેપી**—ચારગણું પાણી મુકીને ચોખા ધોઇ ઓરવાથી રાબડી કરતાં જાડી થાય ( લાપશી ) તે વિલેપી કહેવાય છે ( જેમાં જાડી કણીયો હોય છે.

આ વિલેપી અગ્નિ પ્રદિપ્ત કરનારછે. બળ આપનાર છે હૃદયને પૌષ્ટીક છે, ગ્રાહી ( ઝાડો રોકનાર ) હલકી છે. વ્રણ રોગવાળા તથા અક્ષિરોગ, આંખોના રોગવાળને ફાયદાકારક છે તે તૃપ્તિ આપનાર તથા તાવ મટાડનાર છે. આમશુળને મટાડનાર, સ્વાદવાળી, અગ્નિ પ્રદિપ્ત કરનાર છે રૂચિકારક તથા પુષ્ટિ આપનાર છે.

**પેયા**—ચૌદ ઘણું પાણી મુકી પીવા જેવી થાય અને જેમાં ઝીણી ઝીણી કણીયોવાળી પેયા (હાલ) કરવી તે પેયા કહેવાય છે, તે કુક્ષિ પેડુ તથા કુખના રોગો, બેચેની, જ્વર, થાક, જડઇ જવું તથા ઝાડાના રોગને મટાડે છે. તે રૂચિકારક છે. અગ્નિદીપક છે, હલકીછે, વાતાદિ દોષ, મળનું અનુલોમન કરનારી તથા પરસેવો વગેરે સાફ લાવનાર છે.

મંડ—ચૌદગણા પાણીમાં ચોખા સિદ્ધ કરીને કણીયો ગળી જવાવેળા તે કેવળ રસરૂપ થઇ જાય તે મંડ કહેવાય છે. મંડ ગ્રાહી છે લઘુ છે ઠંડી છે, દીપન છે, ધાતુને સરખી કરવાવાળી છે. સ્રોતોને કુણા કરનાર છે. પિતનો તાવ, કફ, ભ્રમ હણનાર છે.

વાટયમંડ—જવ શેકીને સાથવો કરીને તેનો કરેલો મંડ તે વાટય મંડ કહેવાય છે. ડાંગર શેકીને કરેલો મંડ લાજમંડ કહેવાયછે. વાટય મંડ હલકો છે, શુળ, દાહ, ત્રિદોશ મટાડનાર છે, આ વાટયમંડ નવા તાવમાં પટોળ તથા પીંપળ નાંખી લેવાથી પથ્ય છે.

લાજમંડ હલકો છે. ગ્રાહી છે, હૃદયને પૌષ્ટીક છે. પાચન

તથા દીપન છે. અતિસાર સંગ્રહણી, અર્શ, અરુચિ, પીડા તથા ત્રિદોષ મટાડનાર છે.

**અષ્ટગુણ મંડ**—અડધા ચોખા ને અડધા મગ ભેગા કરી જરા શેકીને પછી તેમને પકવીને તેમાં હીંગ,સીંધવ,ધાણા, તેલ, ત્રિકટુનો વધાર મુકી બનાવેલ જે મંડ તે અષ્ટગુણ મંડ કહેવાય છે. તે વાત ત્રિદોષ મટાડે છે, લોહિ વધારેછે, ભુખ વધારે છે, શક્તિ આપે છે, પ્રાણદાયક અને બસ્તિ શોધક છે.

**સાર**—ખાવામાં સારરૂપ એવો સાર નામનો પદાર્થ છે. તે મૃગલોચનીના અધરામૃત કરતાંય રૂચીમાં મધુર છે. તેને વારંવાર પીવો તે વિના સંસાર વ્યર્થ છે

**આંમલીનો સાર**—પાકેલી આંબલી ૪ રૂપીઆ ભાર લેવી, ૬૪ રૂપીઆ ભાર પાણીમાં ઉકાળવી, ૩૨ બત્રીસ તોલા રહે ત્યારે ગાળીને તેમાં મરી રૂ ૨) ભાર, સીંધવ, જીરૂં, હીંગ જોઇએ તે પ્રમાણે નાખવાં, બધી ચીજો ઝીણી વાટીને તે ઉકળેલા પાણીમાં નાંખવી, પછી તેમાં કરલી પાન અથવા અજમો (કાલશાક) કોથમીર ફુદીનો વિગેરે નાંખી છમકારીને રસ સીઝવવો તે કઢી જેવો સાર (પંચામૃત) છે. તે જેમ યોગ્ય લાગે તે પ્રમાણે યોગ્ય વખતે સેવન કરવો.

આંબલીમાંથી કાઢેલ આ સાર (ઉકાળો) અથવા કઢી, વાયુનો નાશ કરે છે,કાંઈક પિતકારક અને કફકર છે, સારી રૂચિ ઉત્પન્ન કરે છે, અગ્નિ પ્રદિપ્ત કરે છે.

## ઓસામણ

**યુષ કે ઓસામણ**—કોઇ પણ કઠોળની દાળમાંથી યુશ (ઓસામણ) બને છે. અઢાર ગણા પાણીમાં કઠોળ ઉકાળી ચોગણું પાણી રાખવું. પછી પેટા ફુટી ગયા હોય તેવા મગને કાઢી લઇ તેમાંથી પાણી ગળી લેવું આ યુશ (ઓસામણ) બળવાન છે પાકમાં હલકું છે, રૂચિકારક છે, કફને હણનાર છે.

**મગનું યુશ**—ઉતમછે, દીપન છે, શીતળ છે, હલકું છે, વ્રણના રોગ, અબા ઉપરના રોગ તથા બળતરા, કફપિત, તાવ તથા લોહિ વિકારને મટાડે છે. દાડમ, આંબળાં નાંખીને કરેલો મગનો યુશ પિત તથા વાયુ મટાડનાર છે. ગ્રાહ્ય છે, હલકું છે, અગ્નિ દીપક છે. દસ્ત સાફ લાવનાર છે.

મગ તથા આંબળાંનો યુશ—મળભેદકછે, કફ તથા પિત્તને મટાડનાર છે તથા દાહ મટાડનાર છે, ટાઢો છે. મુર્છા તથા ભ્રમ મટાડનાર છે.

કળથીનો યુશ—ગોળો, ઉધરસ, કફ, વાયુ, મુત્રકૃચ્છ, મુત્રશર્કરા પથરી, પ્રતુની, મેદના રોગો અને પ્રમેહને મટાડે છે. અગ્નિદીપક છે, અને દસ્ત સાફ લાવે છે.

ચણાનો બનાવેલો યુશ—ગરમ નહિ તેવો, તુરો તથા હલકો છે, રક્તપિત, પ્રતિસ્યાય, કાશ, પિત, કફ હણનારો છે.

મઠનો યુશ—સંગ્રાહિ ( મળ ઘટ્ટ કરનાર ) પિત, કફ, તથા તાવ મટાડનાર છે. હલકો છે, તૃપ્તિ આપનાર, પથ્યકારક, હદયને શક્તિ આપનાર, પીનસને ઉધરસ મટાડનાર છે.

મસુરનો યુશ—સંગ્રાહિ ( ઝાડો રોકનાર ) છે, વીર્ય વધારનાર સ્વાદવાળો તથા પ્રમેહને મટાડનાર છે.

તુવેરનો યુષ—તુરો, મીઠો, વીશેષે કરીને વાયુ હણનાર છે, પિત્ત મટાડનારછે, કફ હણનારછે, તાવ, કૃમિ, ભગંદર એ બધાનો નાશ કરે છે.

અગસ્તિ સાર—સ્વાદિષ્ટ, કડવો, વાયુ, કફ, પાંડુ રોગ, સોજા, અરૂચિ, પ્લીહા, ગુલ્મ, શુળ વિગેરે રોગ મટાડે છે.

મગનું સુપ (વરણ) હલકું, ગ્રાહી, કફ તથા પિત મટાડે છે, ઠંડુ સ્વાદવાળું, નેત્રને હિતકારક તથા વાયુ મટાડનાર છે, મગની ધુધરી વીર્ય વધારનાર છે.

અડદના સુપ તથા ધુધરી સ્નિગ્ધ—વૃષ્ય તથા વાયુ મટાડનાર છે. ગરમ છે, સંતર્પણ, બળ દેનાર છે, સ્વાદવાળો તથા રૂચિ કરનાર છે.

તુવરની દાળનું સુપ બનાવેલો—કફ તથા પિત મટાડનાર છે, ઠંડો છે, કાંઇક તુરો રૂચીકારક, ધી સાથે લેવાથી ત્રણે દોષ મટાડે છે.

ચણાનો વરણ—રૂચિકારક તથા પાચક છે, કફ તથા પિત મટાડે છે, બળ આપનારછે, રક્તના રોગ મટાડનાર અને બહુ વાયુ કરનાર નથી.

મઠનો સેરવો—થોડા બળવાળો છે, પાચન છે, દીપન છે; હલકો છે તેમ હિત કરનાર છે, પૌષ્ટીક છે; વીર્ય વધારનાર છે, પિત્ત, કફ તથા લોહીવિકારનો રોગ મટાડનાર છે.

મસુર સુપ—સંગ્રાહીછે, શીતળ, મધુર તથા હલકો છે. કફ પિત્ત તથા લોહીના રોગને મટાડનાર છે, વર્ણ સુધારનાર છે. વિષમ જ્વરનો નાશ કરનાર છે.

**ચોળાનો સૂપ**—સ્વાદવાળો, લુખો તથા તુરો છે; ગ્રાહી,ભારે ને વાયુ કરનાર છે; (ધાવણ) દુધ વધારનાર, રૂચિ ઉત્પન્ન કરનાર છે.

**વાલનો યુશ**—પિત તથા રક્ત વધારનાર છે, એ મુત્રકારક તથા સ્તનમાં ધાવણ વધારનાર તથા વાયુ કરનાર છે, દાહ કરનાર ગરમ અને ભારે છે, સોજા લાવે છે, કફ કરેછે. ધાતુવર્ધક તથા દસ્ત સાફ લાવનાર છે.

**કળથીનો યુષ**—વાયુ મટાડનાર છે; કડવો, પાકમાં તુરો છે, કફનો વિરોધી છે, પિત્ત તથા રક્તના વ્યાધિ કરવાવાળો, ઉનો, શ્વાસ, ઉપરસ મટાડનાર છે.

## પાપડ.

પાપડમાં મીઠું, જીરૂં, હીંગ, સાજીખાર, મરી નાંખીને કરેલા પાપડ હંમેશાં અરૂચિ રહેતી હોય તેવા માણસને રૂચિ ઉત્પન્ન કરનાર છે તથા ઉત્તમ છે.

**અડદના પાપડ**—બળ આપનાર છે, રૂચિ કરનાર છે, પાચન કરનાર છે, દસ્ત લાવનારછે, ભારે છે, રકતપિત્ત, તથા કફ વધારનાર છે, અગ્નિવર્ધક ને બહુ મળકારક છે.

**મગના પાપડ**—પથ્ય છે, તાવ મટાડનાર છે, નેત્રના વ્યાધિવાળાને તથા સ્તનના વ્યાધિવાળાને પથ્યછે, અરૂચી મટાડે છે, સ્નિગ્ધ છે, હલકા છે તથા દોષ મટાડનાર છે.

## ખીચડી

મગ તથા ચોખાની ખીચડી થોડું બળ આપનારી તથા હલકી છે. ભાત કરતાં પચવામાં કઠણ, બળ આપનાર, પુષ્ટિ કરનાર, તૃપ્તિ આપનાર તથા ઠંડી છે.

મોતી જેવા ચોખા ખાંયણીયામાં ખાંડયા શીવાય ભરડેલા ચોખામાં ચોથા ભાગની અડદની દાળ મેળવી તેમાં જોઇતું પાણી રેડી પકવેલી ખીચડી, હીંગ, મીઠું, આદુ વગેરે મશાલો નાંખી વધારેલી ઘીવાળી ખીચડી શીશીરઋતુમાં હિતકારક છે. આ ખીચડી પચવામાં ભારે છે, બળ આપનાર છે, ભારે, વાયુનો નાશ કરનાર છે, બળ પુષ્ટિ, મળ, કફ, પિત્ત ને વીર્ય વધારવાવાળી છે.

**ચોખાની ખીર**—દુધને તાપ ઉપર અડધું બાળીને તેમાં ચોખા નાંખી દેવા; બહુ જાડી તેમ બહુ પાતળી ન થાય તેમ ઉકાળવું ને ખીર તૈયાર કરાવવી તે શ્રુત અન્ન (પરમાન્ન) કહેવાય છે.

આ દુધપાક પચવામાં કઠણ, બળ આપનાર, ધાતુપુષ્ટિ આપનાર, બળ આપનાર, અને ભારે છે.

પાકમાં વીર્ય વધારનાર તથા સ્વાદિષ્ટ છે, પિત્ત મટાડનાર, ધાતુ વધારનાર તથા દસ્ત લાવનાર છે.

ઘઉંની **ખીર**--બળ આપનાર છે, મેદ તથા કફ કરનાર છે, ભારેછે, ઠંડી છે પિત્તશમન કરનારછે, વાયુ કરનાર, વીર્ય વધારનારછે.

ઘઉં**ની પુરી**--બળ આપનાર છે, કફ કરનાર, વાયુ મટાડનાર અને ભારે છે, વીર્ય વધારનાર છે, પાકમાં મીઠી છે, પિત્ત મટાડનાર, પૌષ્ટિક તથા ભારે છે.

**બાટી**—ઘઉંનો આટો ૮ ભાગ લઇ તેમાં ચણાનો આટો ૧ ભાગ મેળવી તેમાં અજમો, હીંગ, મીઠું તથા જરા ઘી મેળવી કણેક બાંધીને વચમાં બાટી જેવી ચકતીઓ બનાવવી. તે બાટીને ધુમાડા વિનાના અગ્નિના અંગારામાં શેકીને, બળ્યા વિનાની લાલ ત્રાંબા જેવી થાય ત્યારે તે બાટી કાઢી લેવી. તે અંગાર કર્કટીકા (બાટી) કહેવાય છે. તે બળકારક છે, પૌષ્ટિક છે, ધાતુવર્ધક છે, હલકી છે, અગ્નિ પ્રદિપ્ત કરનાર છે, કફ, હૃદયરોગ પીનસ, શ્વાસ, અને વાયુના વ્યાધિ મટાડનાર છે.

**મંડક-માંડો**—હલકો છે, ગરમછે, પથ્ય છે, ત્રિદોષ મટાડનાર છે. રેત વધારનાર,પુષ્ટિ આપનાર,કાંતી અને દૃષ્ટિ વધારનાર, સ્નિગ્ધ તથા પૌષ્ટીક છે.

**મલીદો**—લોટમાં પાણી નાંખી તેમાં સાકર તથા ઘી મેળવી ખુબ મસળવાથી ભાખરી જેવું કરી અંગારાપર શેકવું તે ચુરમું (મલીદો) અંગારિકા કહેવાય છે. તે વાયુ પિત્ત હણનાર તથા ભારે છે.

**વડાં**— મીઠું મરી, હીંગ, આદુ (સુંઠ) વિગેરે વડાં અડદના લોટમાં યથાયોગ્ય નાંખી વડાં બનાવી, તાજા ઘી અથવા તેલમાં તળવાં. આ અડદનાં વડાં મોટા ભાગ્યશાળી મનુષ્યો જમે છે. વાયુ, અરૂચિ અને અપ્રસન્નતાને મટાડે છે. આંચકી, અડદીયો વા, લકવો કંપવાયુને મટાડે છે. જીભના સ્વાદરૂપી રંગભૂમી ઉપર એ નટ જીભને રમાડનાર (બહુજ સ્વાદિષ્ટ) છે તથા કફ પિત્ત કરનાર છે.

જેને હિંગનો ધુમાડો (પાશ) આપ્યો હોય એવો સુંદર ઘડો લઇ તેમાં સુંદર ચોખું પાણી નાંખીને તેમાં જોઇએ તે પ્રમાણે સિંધાલુણ, રાઇ મરચું, હળદર, અજમો જે જોઇએ તે મશાલો નાંખી

તેમાં ખટાશ થાય એટલે તેમાં અડદના લોટનાં બનાવેલાં વડાં નાખવાં પછી મોઢું બાંધી કોઇ ઠેકાણે કાળજીથી રાખી મુકવું તે કાંજીવટક કહેવાય છે તે રૂચિકારક, વાતનાશક તથા કફપિત્ત કરનાર છે.

મગનાં વડાં-ભારે છે. રૂચિકારકછે, વાયુપિત્ત તથા લોહિ વધારનાર માનેલ છે. કફ કરનાર, પુષ્ટિ આપનાર, બળ આપનાર વીર્ય વધારનાર મૃદુ-પોચાં તથા કાંઇક તૃષા લગાડનાર છે.

**વેઢમી** (કચોરી) ચણાની દાળ બાફવી તેમાં ગોળ નાંખી ખુબ ઝીણી વાટી પુરણ બનાવવું. તેમાં ગોળ ન નાંખવો હોય તો સીંધવ જીરૂં. હિંગ મેળવી પુરણ બનાવવું. પછી તે પુરણ ભરી ઘઉંની પુરીઓ તે પુરીઓ તેલમાં કે ઘીમાં તળવી તે પુરણપોળી કહેવાય-આ પુરણપોળી મીઠી છે, બળવાળી છે, શ્રમ વાયુના રોગ મટાડનાર છે. પૌષ્ટિક-વીર્ય વધારનાર, શ્વાસરોગ પર પથ્ય ( માફક ) આવે છે. હૃદયના રોગ મટાડેછે. આમાં મીઠું નાંખી બનાવેલી પુરી હલકી થાય છે; કફ વાતનાશક હોયછે. (જે ગળપણવાળી પુરણપોળી કરે તે પુરણ પોળી કહેવાય છે. (મીઠું મસાલો વગેરે નાંખીને જે પુરણપોળી કરે તે કચોરી કહેવાય છે.)

ઘેબર—ચોખાનો ઝીણો લોટ કરીને દુધનો ધાબો દઇ પછી તેને ચાળીને સાકર મેળવીને ઘેબર બનાવી ઘીમાં સારી રીતે પકવવાં તે ઘેબર કહેવાય છે. તેને શાળી (ચોખાનાં) ઘેબર કહે છે.

અડદનો અથવા મગનો લોટ લઇ તેમાં મીઠું, હિંગ જીરૂં, આદુ નાંખી નાનાં નાનાં મુઠીયાં બાંધવાં, પછી તપેલામાં પાણી નાંખી ઉપર ઘાસ ભરી તેના ઉપર મુઠીયાં મુકીને પકવવાં (બાફવાં) તે સારી રીતે બફાય ત્યાર પછી તેને તેલમાં તળી નાંખવાં તેને મુઠીયાં કહે છે તે ખટાશ મેળવીને પણ ખવાયછે. તે બળ આપનાર, વાતનાશક,શુક્ર વર્ધક ને પૌષ્ટિક છે, ને મગનાં મુઠીયાં હલકાં છે ને ગુણમાં અલ્પ છે.

ચોખાના લોટની ખાવાની બનાવટો બહુ શકિત વધારનાર નથી, તેમ દાહ કરનાર, વીર્ય ન વધારનાર, ભારે તથા ઉષ્ણ તેમજ કફ અને પિત કરનાર છે.

ઘઉંના લોટના બનાવેલા પદાર્થો બળવાન છે, પિત્ત તથા વાયુ મટાડનાર છે.

કઠોળની બનાવટના ખાવાના પદાર્થો વાયુ વધારનાર છે. ભારે

ગુરૂ તથા ઠંડા છે. અડદના લોટના ખાવાના પદાર્થો બળવાન તથા પિત્ત, કફ કરનાર છે.

ઘીમાં તળેલા ખાવાના પદાર્થો બળ આપનાર છે. પિત્ત તથા વાયુ મટાડનાર છે.

તેલમાં તળીને બનાવેલા પદાર્થો ગરમ, દ્રષ્ટિ ઓછી કરનાર, વાયુ મટાડનાર છે. પિત તથા રકતને વધારનારછે. ઘઉં તથા ચોખાના લોટને દુધમાં બાંધી બનાવેલા પદાર્થો વાયુ તથા પિત્ત મટાડનાર છે, ખાવાને લાયક છે, હૃદયને હિત કરનાર છે. શુક્ર—ધાતુ તથા બળને આપનાર છે.

**સરબત**—દ્રાક્ષ, આંબલી અથવા ફાલસાં વીગેરેના રસમાં ખડી-સાકર મેળવી મરી, આદુ, કપુર ચાતુર્જાત ( તજ, એલચી, તમાલ પત્ર અને નાગકેસર) વિગેરેનો સુવાસ આપી તૈયાર કરેલું સરબત તેને પનો કહેવાય છે. તે બે પ્રકારનો છે. ગળ્યો તથા ખાટો. તે પેશાબ લાવનાર છે હૃદયને બળ આપનાર છે. સર્વને ખુશી કરનાર છે. તરસ તથા મહેનત અને થાક મટાડનાર છે. ને જે ચીજનો તે બનાવે તેના પ્રમાણે ભારે કે હલકો અથવા તેવા ગુણવાળો થાય છે.

દ્રાક્ષનો સરબત હૃદ્ય—(હૃદયને હિતકારક) મુત્રલ તૃષા તથા શ્રમ મટાડનાર છે. પિત્ત,વાયુ, ઉલટી, બળતરા, બેભાનપણું,અને મદાત્યય, મટાડનાર છે.

ફાલસાં અને બોરાંનો સરબત હૃદયને હાનિ કરનાર તથા બંધ-કોશ કરનાર છે.

**કાચી કેરી**ના રસનો બનાવેલ સરબત—વાયુ નાશ કરનાર છે, રોજ પીવાથી કાંઇક કફ તથા પિત કરનાર છે.

પાકેલ કેરીના રસમાંથી બનાવેલ સરબત (રસ)—સ્વાદવાળો, ગરમ, ભારે, પિતકર્તા છે. રૂચિકારક, કફ કરનાર, બળ આપનાર, વર્ણ સુધારનાર પૌષ્ટિક તથા વાયુ મટાડનાર છે.

ધાણા પાણીમાં વાટી સાકર નાંખીને કપુરનો વાસ આપી કરેલો સરબત પીવાથી બહુ જ ઠંડો તથા પિત હરનાર તથા ઉનાળાની ગરમી મટાડનાર છે.

**લીંબુનું સરબત**—લીંબુનો રસ ૧ ભાગ અને સાકરનું પાણી ૬ ભાગ, એકત્ર કરી તેમાં લવીંગ તથા મરી નાંખીને કરેલું સરબત ઉત્તમ બને છે. લીંબુના રસનો સરબત ઘણો જ ખાટો તથા વાયુ

મટાડનાર છે. અગ્નિ પ્રદિપ્ત કરનાર છે. રૂચિકારક છે તમામ જાતના આહારને પચાવે છે.

**કેરીનો મુરબ્બો**—કાચી આંબાની કેરીઓ લઇ ઉપરથી છાલ કાઢી નાંખવી (છોલવી) પછી તેને જરા જરા ખમણુ અથવા કચુંબર કરવી (છુંદો કરવો)પછી તેને ઘીમાં શેકીને ખાંડની ચાસણીમાં નાંખી દેવો. સારી રીતે પાકે ત્યારે એલચી તથા કપુર એનો વાસ આપી રીઢા વાસણમાં રાખી મુકવું. તે મુરબ્બો કહેવાય છે.

તે મુરબ્બો પુષ્ટી દેનારછે,બળ આપનારછે, પિતના રોગો તથા રકતના વ્યાધી,અને અરૂચિ મટાડનાર છે, સ્નિગ્ધ છે, ભારે છે, તૃપ્તિ આપનાર તથા મીઠો અને સાગ સ્વાદવાળો છે. ખડીસાકર, સંચળ, સીંધવ, આંબલી, ફાલસાં, જાંબુના ફળનો રસ, એ સર્વ નાંખીને તૈયાર કરેલો આ મુરબ્બો કે (રાયતું) કહેવાય છે.

તે ખાંડવ મુરબ્બા—મધુર તથા મિશ્રિત રસવાળા છે તે અગ્નિ-દીપક, પૌષ્ટિક, રૂચિકારક; તિક્ષ્ણ, હૃદયરોગ અને શ્રમને મટાડનારછે.

**શ્રીખંડ**—ખાટું દહીં લઇને તેમાંથી અડધું પાણી કાઢી નાંખી તે દહીંમાં તેના જેટલીજ સાકર નાંખી લુગડાથી છણીને ધીમે ધીમે માવો બનાવવો પછી તેમાં મરી, એલચી, કપુર તેનો વાસ દઇને રીઢા વાસણમાં ભરવો. તે રસાલા શખન્ડ કહેવાય છે તેજ પ્રમાણે તૈયાર કરેલા ઘટ્ટ દહીંમાંથી પાણી કાઢી લઇ તેમાં મધ,ઘી,સાકર યોગ્ય માત્રામાં મેળવીને એલચી, મરી ઇત્યાદિકનો સંસ્કાર આપી મસાલા નાંખીને કામવેદની ઇચ્છાવાળા સ્ત્રીપુરુષોએ મંથન કરીને તેને સારી રીતે કપુરનો વાસ દીધેલા વાસણમાં ભરવું. તેને ડાહ્યા પુરૂષો રસાલો શીખન્ડ કહે છે. શીખરણી અથવા માજીકા પણ કહે છે.

આ રસાલા શીખંડ શુક્ર (વીર્ય) વધારનાર છે, બળ આપનાર, રૂચિ કરનાર, વાતપિતનાશક, સ્નિગ્ધ, ભારે અને વિશેષ કરીને સળેખમ મટાડે છે.

**ભરત**—રીંગણાં આદીનું જે ફળનું અથવા ડુંગળી આદિનું ભડથું [ભરત] કરી (મોઢામાં તેલ ભરી દેવતામાં ભરવું પછી બફાઈ જાય ત્યારે તેની છાલ કાઢી નાંખી તેમાં મીઠું, લસણ, મરી, હીંગ લીંબુનો રસ વીગેરે નાંખી વધારીને ખાવું. તે ભરત કહેવાય છે. તે ભરત વાયુના જોરને મટાડે છે, કફને હણેછે, પેટને આનંદથી ખાવાને યોગ્ય સુંદર ભોજન તરીકે ખવાય છે.

**ચટણી**—આદુ લીલું લાવીને સ્વચ્છ પાણીથી ધોઇને તેની કચુંબર (ઝુંદો) કરીને ઘીમાં તળવી પછી તેમાં સીંધવ, મરી, જીરૂ, શાહજીરૂ ખાંડી લુગડે ચાળીને તેમાં નાખવાં પછી દાળીયા ફોતરા વિનાના વાટી તેનો લોટ અને હીંગ તથા ઘીનો વઘાર આપીને તે તેમાં મેળ-વવું આ પ્રમાણે બનાવેલી આદુની ચટણી કોઈ પણ જાતના દોષ વિનાની થાય છે તેમ રૂચિકારક છે.

**પ્રથુકા**—ભારે, બળ આપનાર,કફ કરનાર, વાયુ મટાડનાર છે. પચવામાં કઠણ છે વીર્ય વધારનાર છે, રૂચિકારક છે, આમ કરનાર તથા દસ્ત બંધ કરી પેટ ફુલાવનાર છે.

**ધાણી**—વધારે હલકી છે. ઠંડી છે. બળ આપનાર તથા પિત કફનું છેદન કરનાર છે. ઉલટી, ઝાડો, રોગ રક્તબિગાડ મેદ પ્રમેહ, તરશ વિગરે રોગ મટાડે છે.

શિંગોનાં ધાન્યો [કઠોળ]ને અડધાં પકાવી તેને શેકવાં તે ઓળો કહેવાય છે એ ઓળો થોડો વાયુ કરનાર, મેદ તથા કફ કરનાર છે.

**મશાલો**—સુંઠ, મરી,પીંપર, ધાણા,જીરૂ, દાડમ, ગંઠોડા ખાંડીને લુગડે ચાળીને મશાલો બનાવી રાખી મુકવો. તે ભારે છે, ચીકણો છે, બળ આપનાર, વાયુની પીડા મટાડનાર છે, તમામ ધાતુઓને પુષ્ટિ આપનાર છે, ને વિશેષે કરીનો મળનાશક છે.

## આયુષ્યનો વિચાર

વૈદે પ્રથમ રોગીની આવરદાની પ્રયત્નવડે કરીને પરીક્ષા કરવી. કારણ કે જો આયુષ્યવાન હોય તો તમામ જાતની ચિકિત્સા ફાયદો કરે છે.

## દીર્ઘાયુ રોગીનાં લક્ષણ

જે રોગીની નજર સૌમ્ય ( સરખી) હોય, વિકાર વિનાની હોય તેજ પ્રમાણે કાન પણ ચપળ હોય, ચામડી પણ નિર્વિકાર હોય ( સ્પર્શ જ્ઞાન ) બરાબર હોય, સ્વાદ તથા ગંધની બરાબર ખબર પડતી હોય તેને સાવધ જાણવો.

જેના હાથ તથા પગ ગરમ રહેતા હોય તથા શરીરમાં જરા જરા દાહ થતો હોય ( એટલે સાધારણ ગરમી હોય ) જેની જીભ કોમળ હોય તે રોગી નાશ પામતો નથી.

જે દરદીને તાવ આવતો હોય પણ તે તાવ પરસેવા વિનાનો

હોય, જેનો શ્વાસોશ્વાસ ફક્ત નાકથી ચાલતો હોય ( સરલ શ્વાસ ) હોય, જેના કંઠમાં બીલકુલ કફ ન હોય તે રોગી જરૂર જીવે છે.

જેને સુખે નિદ્રા આવતી હોય ને જેનું શરીર ચંચળ (ઉદ્યમવાળુ) છે જેની ઇંદ્રિયો પ્રસન્ન છે તે રોગી નાશ પામતો નથી.

## કાળજ્ઞાન

હવે શાસ્ત્રદ્વારા સાંભળવા પ્રમાણે કાળનું જ્ઞાન કહું છું. જેથી જીવવાનો અથવા મરણનો નિર્ણય થઇ શકે છે.

કાળથી પકડાયેલું આ જગત કાળની દાઢમાં છે અત્યારે નહિ તો પ્રભાતે ( ગમે તે વખતે ) તે અવશ્ય ગળી જવાનું જ છે ( ખાવાનું છે. )

કોઇપણ ઓષધી રસાયણ, માત્રા વિગરે વાપરવું તે યોગ્ય કાળ જ્ઞાન જોઇને વાપરવાં; કારણ કે જેના જ્ઞાન વિના તમામ વૃથા છે તેટલા માટે તે કાળજ્ઞાન તમોને કહું છું.

મનુષ્યની સ્વાભાવિક પ્રકૃતિ ગુણ ઇત્યાદિમાં સ્વભાવિક ફેરફાર વિકાર થાય ત્યારે ટુંકામાં જીંદગીનો છેડો આવવાનો છે તે ટુંકામાં કહી હવે વિસ્તારથી કહું છું.

## સ્વલ્પાયુ રોગીનાં લક્ષણ.

જે દરદી જુદા જુદા શબ્દો સાંભળતો હોય અથવા જુદી જુદી જાતના (કાંઇપણ સંબંધ વિનાના) શબ્દો-નાદ સાંભળતો હોય અથવા અકસ્માત જલદી ન સાંભળતો હોય તો તેને ગતાયું જાણવો. જે ઠંડા પદાર્થનો ઉપચાર ઉનો જાણે છે તથા ઉના પદાર્થનો ઉપચાર ઠંડો જાણે છે અને જેનું શરીર અત્યંત ગરમ રહે તથા ઠંડા ઉપચાર વાળા પદાર્થથી બહુજ કંપી ઉઠે છે જેને માર વિગરેની ખબર પડતી નથી અથવા જે બીજી બળતી અયોગ્ય જગ્યાએ બટકે અને પોતાના શરીરને ધુળથી ખરડેલું માને અથવા શરીરનો વર્ણ બદલાઇ જાય શરીરપર. રેખાઓ દેખાઇ આવે કે ગંધલેપન સ્નાનની પેઠે ચીકણું થઇ જાય ને જેના શરીર ઉપર લીલી ચારે કોર માંખો ( શરીરપર ) બેસે, જેને મધુરાદિરસ વિગેરે તથા ગંધ વિગેરે વિપરિત લાગે તેમ રૂચિ પણ થાય નહિ તે માણસ મૃત્યુ પામશે એમ જાણવો.

જે દરદી સુગંધીવાળી ચીજને દુર્ગંધીવાળી જાણે ને દુર્ગંધીને સુગંધીવાળી જાણે અથવા કોઇ અમુક જાતના ગંધને ન જાણતાં

બળતીજ વાસ આવે, ગંધ આવે છે, જેને દીવો શાંત થયે રોગ જણાતો નથી.

રાત્રે ચંદ્રમાં સુરજનો તાપ લાગતો હોય તેવો દાહકારક તાપ લાગે છે ને દિવસે સુર્યનો તાપ ચંદ્રમાના તેજની પેઠે શાંત લાગે છે અને દીવસને વિષે ચાંદરડાં રહે તે ચળકતાં હોય એમ ભાસે છે.

આકાશ નિર્મળ હોય તોપણ વાદળાં તથા વીજળી વિગેરે જોવામાં આવે છે. વિમાનો,વાહન,મહેલ વિગેરેથી આકાશ ઢંકાયેલું જણાય ને જરાવારમાં આકાશમાં વાયુની મૂર્તિ દેખાય,વળી જતી રહે એમ થયા કરે, જેને જમીનપર ધુમાડો,ધુંસર, વસ્ત્રો વિગેરે પથરાઇ ગયેલાં દેખાય ને જગતમાં દવ લાગ્યો હોય તેવું ભાસે, અથવા પૃથ્વી જળજળાકાર થઇ ગઇ હોય એમ દેખાય.

પૃથ્વી અષ્ટપદ ( આઠ પગલાં ) ના આકાર જેવી ને તેના પર રેખાઓ કાઢી છે એમ જણાય અથવા જે આકાશમાં નક્ષત્રો દેખી શકતો નથી અથવા અરૂંધતિને પણ જોતો નથી, ધ્રુવપદ અને આકાશગંગા પણ જોઇ શકતો નથી તો તેને ગતાયુ જાણવો.

જેને પોતાનું પ્રતિબિંબ તકતામાં અથવા પાણીમાં દેખાય નહિ, અથવા તડકામાં જેને પોતાની છાયા દેખાતી નથી અથવા દેખાય તો એક અંગ ઓછું દેખાય અથવા વિપરીતવાળી અથવા બીજા કોઇ પ્રાણીનો આકાર જોવામાં આવે,જેને ભય કે શરમ જતાં રહ્યાં હોય, અથવા જેની શરીરની કાંતિ હણાઇ ગઇ હોય,તેમજ તેજ ઓછું થાય. યાદદાસ્તિ, કાંતિ નાશ પામી હોય અથવા અકસ્માત હણાઇ ગઇ હોય તેનું આયુષ્ય નક્કી હણાઇ જાય છે.

જેનો નીચેનો હોઠ ઢળી પડયો હોય અને ઉપરનો હોઠ ઉપર ખેંચાયો હોય અથવા બન્ને હોઠનો રંગ જાંબુના જેવો લાગતો હોય તેનું જીવવું દુર્લભ છે.

જેના દાંત રાતા થઇ ગયા હોય, કાળા થઇ ગયા હોય, અથવા ચાસ પક્ષીના રંગ જેવા રંગના થઇ ગયા હોય, તેનું આયુષ્ય પુરૂં થયેલું જાણવું. જેની જીભ કાળી હોય તથા કંઇ ચોપડયા જેવી થઇ ગઇ હોય ને જેની જીભ શુન્ય પડી ગઇ હોય,કરકરી અને જાડી થઇ ગઇ હોય તે જલ્દી પ્રાણનો ત્યાગ કરે છે.

જેનું નાક વાંકુ થઇ ગયું હોય, અથવા ફાટી ગયું હોય,અથવા

સુંકું થઇ ગયું હોય, ટેરવું ( ટીસી ) નિચે પડી જાય અથવા ભાગી ગયેલા જેવું થઇ ગયું હોય તે મનુષ્ય જીવતો નથી.

જેનાં નેત્રો સંકોચાઇ જાય,વાંકાં થઇ જાય, સ્તબ્ધ થાય,લુખાં થઇ જાય. ઢીલાં પડી જાય, અથવા આંખની પાંપણો ગળી ગયેલી જણાય તો તે નકી મરી જાય એમ જાણવું.

જેના વાળમાં સેંથો પડયો હોય, ટુંકા સંકુચિત થયા હોય, ભમર નમી ગયા જેવી હોય, જેની આંખની પાંપણો લુલી થઇ ગઇ હોય. ચૈતન્ય વિનાનો થાય તે થોડા વખતમાં મૃત્યુ પામે છે.

જેનો આહાર મોઢામાંથી ઉતારી શકાતો નથી,જેનું માથું સરખું રહેતું નથી, જેની દ્રષ્ટિ એકાગ્ર ( એકજ વૃત્તિ )ને મુઢાત્મા અજ્ઞાન, ( ચૈતન્ય વિનાનું શરીર) છે, તે પ્રાણ જલ્દી મુકે છે.

જે દરદી બળવાન હોય, અથવા નબળો હોય તેને પણ બેઠો કરવાથી જો બહુજ ગ્લાનિ પામે તો તેવા દરદીને પાકી ગયેલ,મરણ પામે એવો જાણવો.

જેને નિરંતર નિદ્રા રહેતી હોય અથવા બિલકુલ નિદ્રા ન હોય જાગ્યા જ કરતો હોય, કાંઇપણ બોલતાં મુર્છા આવી જાય તો તેને ઉપચાર કરવા નકામા જાણવા.

જે ઉપલો હોઠ ચાટયા કરે તથા જેના શ્વાસમાં વારંવાર હોઠ ફરકયા કરે, તેમજ સ્વપ્નામાં પ્રેતની સાથે ભાષણ કરતો હોય તેને પ્રેતરૂપ જાણવો.

જેના નાકમાંથી (નાકના વચલા ભાગમાંથી) અથવા રૂંવાડામાંથી વિષવિકાર વિના જેનું રકત નીકળતું હોય, કાંઇ પણ વિષ લીધા સિવાય રકત નીકળે તો તે તરત જીવવાનો ત્યાગ કરે છે.

યોગ્ય રીતે દવા કરતાં છતાં, જેનો વિકાર વધતો જણાતો હોય,બળ તથા માંસ ક્ષિણ થઈ ગયું હોય તે લક્ષણ ગતાયુનાં જાણવાં.

અનેક પ્રકારનાં ભુતપ્રેત, પિશાચ, રાક્ષસો જે મરવાને તૈયાર થયો છે તે મનુષ્યને હંમેશાં નડે છે (પ્રાપ્ત થાય છે) પાછળ પડે છે, તેને મારી નાંખવાની ઇચ્છાથી ઔષધના સત્વને હણી નાંખે છે; તેટલા માટે ઉત્તમ તમામ ક્રિયાઓ ગતાયુષિને નિષ્ફળ જાય છે.

## યોનિ (જાતિ) સંખ્યા

જળચર પ્રાણીની જાતિ નવ લાખની છે, પક્ષિની દશ લાખની, ક્રમી કીટ (કિડા) વિગેરેના અગ્યાર લાખ,વૃક્ષાદિ સ્થાવર જાતિના જીવ

વીસ લાખ, ગાય બળદ ઇત્યાદિ પશુઓની ત્રીસ લાખ, મનુષ્યોની ચાર લાખ યોનિયો છે. એકંદર મળી ચોરાશી લાખ યોનિ (જાતિ) કહેવાય છે.

## આયુષ્ય વિચાર

મનુષ્યનો આવરદા ૧૦૦ વર્ષનો, ઝાડનાં આયુષ્ય હજાર વર્ષનું છે. ઘોડાનું આયુષ્ય ૩૨ વર્ષનું છે, હાથી અને સિંહનું આયુષ્ય ૧૦૦ વર્ષનું છે, વાઘનું આયુષ્ય ૬૪ વર્ષનું છે, નાગ તથા કાગડાનું આયુષ્ય ૧૦૦૦ વર્ષનું છે, શીયાળવાં ઇત્યાદિનું ૧૬ સોળ વરસનું, કુતરાં વિગેરેનું બાર વરસનું, ગાયો,ભેંસો,ભુંડ વિગેરેનું આયુષ્ય ૨૪ ચોવીસ વરસનું છે,બકરાંનું ૧૨ બાર વર્ષનું આયુષ્ય છે, માછલાંનું ૧૦૦૦૦ દશ હજાર, કુકડાંનું નવ વર્ષ,મૃગજાતિનું ૨૦ વર્ષનું આયુસ્ય, પક્ષિનું દશ વર્ષનું, ઉંટ ખચ્ચર તથા ગધેડાંનું ૨૪ વર્ષનું આયુસ્ય જાણવું. આ પ્રમાણે આયુસ્યની ગણના છે.

## નિત્ય વિધિ પ્રકાર

દિનચર્યા, રાત્રિચર્યા, રૂતુચર્યા, જે શાસ્ત્રમાં કહેલું છે તે પ્રમાણે પુરૂષે હંમેશાં વર્તવાની જરૂર છે, તે પ્રમાણે વર્તે તો તેથી સુખી થવાય છે, નહિતો કોઇ પણ જાતના રોગને આધિન થવું પડે છે.

જેના દોષો સમાન સ્થિતિમાં છે તથા જેનો અગ્નિ પણ સમાન છે ધાતુઓ તથા મળ ઇત્યાદિ સમાન છે,સરખી સ્થિતિમાં છે, જેનો આત્મા ઇંદ્રિયો તથા મન પ્રસન્ન છે તેને સ્વસ્થ કહે છે.

વિદ્વાન પુરૂષોએ નિરોગીના આયુસ્યની રક્ષા કરવા માટે બ્રાહ્મ મુહુર્તમાં [પાછલી ચાર ઘડી રાત્રિ રહે તે બ્રાહ્મમુહુર્ત કહેવાય] જાગવું તે વખતે તમામ પાપથી મુક્ત થવા માટે પરમાત્મા શ્રીમધુસુદનનું સ્મરણ કરવું, ઉઠયા પછી દહીં, મધ,ઘી, દર્પણ,ધોળા સરસવ, બીલીનું ફળ, ગોરોચન, પુષ્પની હારમાળાનું દર્શન કરવું. અથવા તેને હાથમાં લેઇ તેનો સ્પર્શ કરવો તથા સારા પુરૂષ સાથે મંગળ ભાષણ કરવું તે શુભ ફળ આપનાર છે.

લાંબા આયુસ્યની ઇચ્છાવાળાએ સવારમાં ઉઠી પોતાનું મુખ ઘીમાં જોવું.

સવારમાં ઉઠતાં વેંત પેશાબ ઝાડો કરવા જવું, પવન છુટે તો તે વધારે આયુસ્ય આપનાર કહેલાં છે. કારણકે તેથી આંતરડાંનું ફુલવું (ગડગડાટ) આફરો, પેટનું ભારેપણું તે સર્વ મટે છે.

**મળમૂત્રના વેગને રોકવાથી**–પેટનું ફુલવું,પેટમાં શુળ ગોચ્યાં હોય તેવી પીડા થવી,પેટમાં આંટીથી વઢાવું (ચુંક આવવી), ઝાડાનું અટકાવું તથા ઉર્ધ્વવાત,પવનનું ઉંચે છાતીમાં ચઢવું અથવા મોંઢેથી ઝાડો નીકળી જાય, આટલા વ્યાધીઓ ઝાડાનો વેગ રોકવાથી થાય છે.

**અધોવાયુને રોકવાથી**–પવનની છુટ ( અધોવાયુ ) રોકવાથી વાયુ, પેશાબ અને ઝાડો અટકવો,ગ્લાનિ,આફરો,અણગમો પેટમાં પીડા અને બીજા જઠર સંબંધી રોગો વાયુ રોકવાથી થાય છે.

## મૂત્રના વેગને રોકવાથી થતાં લક્ષણો.

પેડુ તથા લિંગ ( ઇંદ્રિય)માં શુળ નીકળે, પેશાબ કષ્ટથી થાય, મુત્રકચ્છ, માથાનો દુઃખાવો,ડોકું દુઃખવું, કમરમાંથી નીચે નમી જાય, પેડુના ભાગમાં મળ સુકાઇ ગાંઠા બંધાય,તે મુત્રનાં ગ્રહનાં લક્ષણો થાય છે.

મળમુત્રના વેગવાળાએ બીજું કામ કરવું નહિં, તરત જ ઝાડો અથવા પેશાબ કરવા જવું. અથવા પવન રોકવો નહિ. તેમજ બળાત્કારથી ઝાડો, પેશાબ તથા પવન ઉતારવો નહિ, મનના વેગો જેવા કે કામ, શોક, ભય, ક્રોધ વિગેરે મનના વેગોને અવશ્ય ધીમે ધીમે કાબુમાં રાખવા, સંયમ કરવો, ધારણા કરી રાખવી.

ગુદા આદિ જેટલા મળના માર્ગો છે તે બધાં સાફ કરવાં. તેમને સાફ કરવાથી કાંતિ તથા બળ વધે છે. પવિત્રતા તથા આયુષ્ય તથા લક્ષ્મી આપવાવાળાં છે, તેમાં જ કળી સંબંધી વીગેરે પાપ મટાડનાર છે. હાથ તથા પગ ધોવાથી મલિનપણું જતું રહે છે, ને દેહની શુદ્ધિ થાય છે, શ્રમ મટે છે, આંખનું તેજ વધે છે, અથવા રાક્ષસોની ખરાબ પીડાને મટાડનાર છે.

## દાતણ કરવાનો વિધિ

આકડો, વડ, ખેર, કણઝી, અર્જુનવૃક્ષ (સાદડ)નું દાતણ લેવું, પછી પૂર્વ અથવા ઉત્તર દિશામાં બેસીને દાતણ કરવુ.દાતણ કરતાં હરવું ફરવું નહિ મૌનપણું રાખવું.

દાંત ઘસવામાં મીઠાસમાં મહુડો ઉત્તમ જાણવો,તીખાશમાં કરંજ ઉત્તમ છે કડવાશમાં લિંબડો ઉત્તમ છે, તુરાશમાં ખેર ઉત્તમ છે, સમયને જોઇને તેમજ દોષ તથા પ્રકૃતિનો વિચાર કરીને જે પ્રમાણે ઘટે તે પ્રમાણે રસ તથા વીર્યવાળું યોગ્ય દાતણ આપવું.

દાતણ ઘસવાથી મોઢાનો ખરાબ રસ તથા દુર્ગંધી તથા મોઢાના

તથા જીભના રોગો જાય છે, રૂચિ ન હોય તો થાય છે મોઢું નિર્મળ ન હોય તો થાય છે, શરીર હલકું ન હોય તો થાય છે.

આકડાના દાતણથી દાંત ઘસવાથી વીર્ય વધે છે, વડનું દાતણુ ઘસવાથી તેજ અને કાંતિ વધે છે, કરંજના દાતણુથી વિજય પ્રાપ્ત થાય છે, પીંપળના દાતણુથી દ્રવ્ય તથા સંપત્ત મળે છે, બોરડીના દાતણથી મીઠો અવાજ થાય છે ખદિર [ ખેર ]ના દાતણુથી મુખની સુગંધી વધે છે, બીલીના દાતણુથી બહુજ ધન વધે છે, ઉમરડાના દાતણુથી વાકસિદ્ધિ પ્રાપ્ત થાય છે, આબાના દાતણુથી આરોગ્યપણું પ્રાપ્ત થાય છે. કદંબના દાતણુથી ધારણાશકિત તથા બુદ્ધિ વધે છે, ચંપકના દાતણુથી વાણી તથા કાન દ્રઢ થાય છે, સિરષના દાતણુથી કિર્તિ, સૌભાગ્ય, આરોગ્ય પણ મળે છે. અંઘાડાના દાતણુથી પણ ધારણાશકિત પ્રજ્ઞાશકિત તથા અવાજ વધે છે, દાડમના દાતણુથી આકાર સુંદર થાય છે,અર્જુન તથા કડાના દાતણુથી પણ તેજ પ્રમાણે જાણવું. જુઇ તગર મંદારના દાતણુથી ખરાબ સ્વપ્નાં નાશ પામે છે.

દાંત ઘસવાનું દાતણુ બાર આંગળ વિસ્તારવાળું [લાંબુ] ટચલી આંગળી જેવું જાડું, કુણું, પોચું, સુંવાળું, ગાંઠ વગરનું તેમજ કોઇ પણ જાતના છિદ્ર વિનાનું જોઇએ. કુણા કુચાવડે કરીને એક એક દાંત ઘસવા. દાંતના પારાને હરકત ન આવે તેવી રીતે દાંતને સાફ કરવાના દંતમંજનથી ધીરે ધીરે એકેએક કુણા કુચાથી દાંત ઘસવા, ત્રિકટું (સુંઠ, મરી, પીંપળ)માં મધ મેળવીને અથવા તેલ તથા સીંધવ મેળવીને ઘસવા અથવા તેજબળનું ચુર્ણ, માલકાંકણી, પણ વપરાય છે. ને ઉપર બતાવ્યા પ્રમાણે પારાને હરકત ન આવે તેમ દાતણુ દાંતે ઘસવું.

માથાની પીડાવાળા, તૃશાવાળા, થાકવાળા,મદિરાપાનથી ગ્લાનિ-વાળા, અર્દિત રોગવાળા, કાનમાં ચસકા શુળ નિકળતું હોય તેણે, નેત્રના રોગવાળા, નવા તાવવાળા, હૃદયના રોગવાળા હોય તેણે,પણુ દાતણુ કરવું નહિ. વળી ગળાનો રોગ, તાળવાનો રોગ, હોઠનો રોગ જીભ દાંતના રોગવાળાએ દાતણુ કરવું નહિ, મોઢાનો વાંક, સોજા, શ્વાસ, ઉધરસ, ઉલટીના રોગવાળાએ તેમજ દુબળા અજીર્ણ રોગ-વાળાએ,જમેલાએ,હેડકી,મુર્છા તથા મદાત્યયવાળાએ દાતણુ કરવું નહિ.

જીભે ઉલ ઉતારવા માટે સોનાની, રૂપાની અથવા ત્રાંબાની પટી રાખવી જોઇએ અથવા એવી પટી સુંવાળા લાકડાની અથવા પાંદડા

વાળી હોય છે,દશ આંગળ લાંબી,સુંવાળી તથા સ્નિગ્ધ હોવી જોઇએ તેથી જીભ સુખેથી સાફ થાય છે, તેથી મોઢાનો મળ, મોઢાનો રસ બગડી જવો મટે છે. જીભ, દાંત, મોંઢાની ગંધ જતી રહે છે. રૂચિ થાય છે, દાંત નિર્મળ થાય છે, મોંઢું સ્વચ્છ થાય છે તથા શરીરમાં હલકાપણું આવે છે

દાતણ કરતી વખતે તથા ત્યાર પછી ઠંડા પાણીથી કોગળા કરવા તે કફ તરસ તથા દાંતના મેલને મટાડનારછે. મોઢાની અંદરનો ભાગ શુદ્ધ કરનાર છે.

નવશેકા પાણીના કોગળા કરવા એ કફ, અરૂચિ તથા મેલ મટાડનાર છે. દાંત જડાઇ ગયા હોય તેને મટાડે છે. મોઢું હલકું કરે છે. વિષ, મુર્છા તથા મદથી પીડાવાળા, સોશ રોગવાળાએ તથા રકત પિત્તવાળાએ, આંખના રોગવાળાએ,મળની ક્ષિણુતાવાળાએ, રૂક્ષ શરીર વાળાએ કોગળા કરવા નહિં.

ઠંડા પાણીથી મોઢું ધોવાથી રકતપિત મટે છે. મોઢાની ફોડકીઓ શોશ, લીલાં ચાઠાં, વ્યંગનો નાશ થાય છે.

ઉષ્ણ પાણીથી–મુખપ્રક્ષાલન કરવાથી, મોઢું સાફ કરવાથી કફ, વાયુ મટાડે છે. ચિકણોકફ તથા મોઢાનો શોશ મટાડે છે.

સરશીયું તેલ નાકમાં ટીપાં નાંખવા માટે રોજ ઉપયોગ કરવો. સવારે, મધ્યાન્હે અને સાયંકાળે પિત્તવાયુ મટાડે છે.

નસ્ય વાપરનાર હંમેશાં સુગંધીવાળા મુખાર્વિંદવાળો થઇ તેનો સ્વર શુદ્ધ થાય છે, ઇંદ્રિયો નિર્મળ થાય છે, વળીપલીત વિનાનો ને વ્યંગ વિનાનો થાય છે.

### આંખમાં અંજન

સુરમાનું અંજન હંમેશાં આંજવાથી આંખને પથ્ય છે, બન્ને નેત્રો સ્નિગ્ધતાવાળાં તથા પાંપણો જાડી થાય છે, આંખો સુંદર દેખાય છે તથા દૃષ્ટિ સુક્ષ્મ થાય છે આંખો તેજોમય મનને આનંદ આપનાર થાય છે. વિશેષવડે કરીને નેત્રોને કફનો ભય હોય છે તે મટાડે છે.

**સ્રોતાંજન**—( કાળો સુરમો ) સુરમો સિંધુ નામના પર્વતમાં થયેલ શુદ્ધ સુરમો વાપરવો.

આંખમાં ચળ તથા મેલ મટાડે છે. દાહ–કલેદ, પીડા મટાડેછે. આંખોને રૂપ આપે છે તેથી પવન તથા તડકો વિગેરે પણ સહન થાય છે,આંખોના રોગો થતા નથી તેટલા માટે અંજન હંમેશાં કરવું.

રાત્રે ઉજાગરો કર્યો હોય તેણે.થાકી ગયેલા હોય તેણે,ઉલટી થઇ હોય ભુખ્યો હોય તેણે, તાવવાળાએ માથા ઉપર સ્નાન કર્યું હોય તેણે અંજન કરવું નહી. પાંચ પાંચ દિવસે નખો લેવરાવવા, ડાઢી, મુછના વાળ કતરાવવા, માથા ઇત્યાદિના વાળ સાફ કરાવવા, વાળ મુછ તથા નખ વિગેરે લેવરાવવાથી સુંદરતા, ભાગ્ય, આયુષ્ય, પવિત્ર કાંન્તિ પ્રાપ્ત થાય છે, નાકના અંદરના વાળ કદી લેવરાવવા નહીં નાકના વાળ લેવરાવવાથી દ્રષ્ટિ મંદ જલ્દી થાય છે, કાંસકીથી વાળ સાફ રાખવા, માથાના વાળ રોજ સાફ રાખવાથી વાળ વધે છે તથા રજ જંતુ તથા કાળને હણનાર છે.

નિત્ય પોતાનું મોઢું અરિસામાં જોવું તે મંગળકારક તથા કાંન્તિ કરનાર છે. પોષ્ટીક, બળ આપનાર, આવરદા વધારનાર, પાપ અને દારિદ્રય મટાડનાર છે.

## કસરત કરવી

કસરતથી શરીર હલકું પડે છે; શરીરના ગાત્રો જાડા મજબુત થાય છે, દોષનો ક્ષય, અગ્નિની વૃદ્ધિ એ કસરતથી થાય છે, જે માણસના ગાત્રો કસરતથી મજબુત થાય છે તેને કદિ વ્યાધી થતો નથી. કાચાં અથવા વિરૂદ્ધ અથવા ખાધેલ અનાજ જલદી પાચન થઇ જાયછે, વળી કસરત કરનાર મનુષ્યને ચામડીમાં વળીયાં પડતાં નથી તેમ તેને જલ્દી ધોળા વાળ આવતા નથી ને શરીરમાં શિથિલપણુ (સુસ્તી) આવતું નથી.

કસરત કરનાર મનુષ્યને ઘડપણ જલ્દી આવતું નથી, શરીરની જાડાઇને મટાડનાર કસરત જેવી બીજી ઔષધી નથી.

બળવાન મજબુત તથા સ્નિગ્ધ પદાર્થો ખાનારને કસરત હંમેશાં ગુણ કરે છે. વસંત રૂતુમાં, ઠંડકના વખતમાં કસરત કરવી સહેલી પડે છે માટે કરવી જોઇએ. બીજી રૂતુઓમાં—બળના પ્રમાણમાં—શકિત પ્રમાણે અડધી કસરત કરવી.

હૃદયમાં રહેલો વાયુ જ્યારે જલદી ચાલવા માંડી મોઢામાં આવે છે ત્યારે મોઢામાં શોષ પડે છે એ શક્તિથી અર્ધી કસરત કરવાનું લક્ષણ છે, અથવા લલાટમાં, નાકમાં, માથામાં, સાંધામાં, બગલમાં જ્યારે પરસેવો ઉત્પન્ન થાય છે ત્યારે તેને શક્તિ કરતાં અર્ધો વખત વ્યાયામ થયો એમ જાણવું.

## કસરત કોણે ન કરવી

ખાધું હોય તેણે, સંભોગ કર્યો હોય તેણે કાસ શ્વાસ, ઉદરસ થયાં હોય તેણે, દુબળો હોય તેણે, ધાતુક્ષયવાળાએ, રક્તપિતવાળાએ, ઉરૂક્ષત કિંવા રાજયક્ષ્મા ા રોગવાળાએ કદી કસરત કરવી નહિ.

## કસરતથી થતા રોગો

અત્યંત કસરત કરવાથી ઉધરસ,તાવ, ઉલટી,ભ્રમ, ચકકર, થાક, તરસ, ક્ષયરોગ, પ્રતમક નામનો શ્વાસ,અંધારાં આવવાં, અને રક્તપિત રોગ થાય છે.

## શરીરે તેલ ચોળવા ઈત્યાદિ અભ્યંગ

શરીરે તેલ ચોળવું તે શરીરને પુષ્ટી દેનારછે, અભ્યંગ-શરીરે તેલ ઇત્યાદિ રોજ ચોળવું. વિશેષ કરીને તેલ માથામાં,કાનમાં તથા પગના તળીઆમાં રોજ ચોપડવું.

શરશીયું તેલ, સુગંધીવાળું તેલ અથવા ફુલાં વિગેરેની સુગંધી મેળવીને પાડેલું તેલ અને બીજી વસ્તુઓથી બનાવેલ તેલ, તે અવગુણ કરનાર નથી તેથી શરીરે ઘસવું.

શરીરે તેલનું મર્દન કરવું એ વાયુ, કફ અને શ્રમને હણનાર છે. શાન્તિ, બળ અને સુખ અર્પનાર છે. ઉંઘ લાવે છે. શરીરનો રંગ સુધારે છે, કુણાપણું કરે છે, દ્રષ્ટિ સુધરે છે, તથા શરીરને પુષ્ટી આપે છે. આયુષ્ય વધે છે, માથે તેલ ચોળવાથી ઇંદ્રિયો સમાધાન પામે છે,દૃષ્ટી વધે છે શરીર પુષ્ટ થાય છે,માથાના તમામ રોગ નાશ પામે છે, વાળ અને મસ્તક મજબુત રહે છે.

## કાનમાં તેલનાં ટીપાં નાંખવાથી ફાયદા

કાનમાં તેલનાં ટીપાં પાડવાથી કાનના રોગો થતા નથી, તથા કાનમાં મેલ થતો નથી અથવા ફેડનું રહી જવું વિગેરે વાત સંબંધી રોગો થતા નથી, દુરથી સંભળાય નહિ એ રોગ અથવા બ્હેરાપણું મટી જાય છે.

વનસ્પતિનો રસ કાનમાં નાંખવો હોયતો જમ્યા પહેલાં કાનમાં રસ નાંખવો જો તેલ ઈત્યાદિ કાનમાં નાંખવાં હોય તો સુર્ય ઉગે ત્યારથી તે સુર્ય આથમતાં સુધીમાં નાંખવું.

## તેલ પગે ચોળવાથી થતા ફાયદા

પગને તળીએ તેલ ચોળવાથી પગની પીંડીયો મજબુત થાય

છે. ઉંઘ આવે છે,દષ્ટી નિર્મળ તથા બુદ્ધિ નિર્મળ થય છે, પગનું બ્હેરાપણું,ભ્રમ, પગનું સ્થંભી જવું તેમ પગ સંકોચાઇ જવા અને પગનું ફાટવાપણું મટાડે છે.

માથામાં તેલ ચોળવાથી, કાનમાં તેલ નાંખવાથી ઠંડક થઇ કાનમાં ઠંડક થાય છે, કાને તેલ ચોળવા કરતાં પગે તેલ ચોપડવું તે વધુ ઠંડક થાય છે, પગે તેલ ચોપડવાથી નેત્રરોગો મટે છે, આંખમાં તેલ નાંખવાથી દાંતના રોગ મટે છે, વ્યાયામથી જેનું શરીર મજબુત થયું છે તેના પગે તેલ ચોપડવાથી જેમ ગરૂડને દેખીને સર્પો ભાગી જાય છે, તેમ તેના શરીરમાંથી સર્વ રોગ ભાગી જાય છે આવવા પામતાજ નથી.

શરીરે તેલ એવી રીતે ચોળવું કે રૂવાટાં(વાળને રહેવાનાં સ્થાનો) બધી શિરાઓ તથા ધમનીઓ એ સર્વ શરીરમાં સંતર્પણ થાય, તે પ્રમાણે તેલ ચોળવાથી શરીરમાં બળ વધે છે, જેમ ઝાડના મુળમાં પાણી રેડવાથી તે ઝાડની ડાળો, પાંખડીઓ વિગેરે વધે છે તેમ શરીર તેલના અભ્યંગથી નવું થાય છે અને શરીરની સર્વ ધાતુઓ વૃદ્ધિ પામે છે.

## કોણે તેલ ન ચોળવું

તરતનો તાવ આવેલ હોય તેણે, અજીર્ણવાળાએ કદી તેલ ચોળવું નહિ, રેચ લીધો હોય તથા ઉલટી થઇ હોય તેણે પણ તેલ ચોળવું નહિ એટલે અભ્યંગ કરાવવો નહિ.

નવીન જવરવાળાએ અથવા અજીર્ણવાળાએ અભ્યંગ કરે તો તે વ્યાધિને કષ્ટસાધ્ય થાય છે અથવા અસાધ્યપણાને પ્રાપ્ત થાય છે અને તેજ પ્રમાણે રેચ, ઉલટી, પ્રમેહ વીગેરેમાં અભ્યંગ કરે તો તેને અગ્નિમંદ વિગેરે ઘણા રોગો થાય છે.

શરીરે સુગંધી દ્રવ્ય વિગેરે ચોળવું તેને ઉદ્વર્તન કહે છે તે કફ હરનાર છે, મેદ મટાડનાર છે, ધાતુ અને સામર્થ્ય વધારનાર છે, લોહી વધારનાર, કાન્તિ વધારનાર, ચામડી સુંદર અને મૃદુ કરનાર તથા સુંવાળી કરનાર છે.

મુખલેપન કરવાથી, (મોંઢે ચોપડી સાફ કરવું) આંખનું તેજ વધે છે, મોઢું તથા ગાલ પુષ્ટ થાય છે, મોંઢાની કાંન્તી વધે છે, મોઢાની ફોલ્લી, ખીલ વિગેરે મટી મુખ કમળ જેવું સુંદર થાય છે.

## સ્નાનવિધિ

સ્નાન કરવાથી અગ્નિ પ્રદિપ્ત થાય છે, સ્નાન કરવું એ દિપન તથા વીર્ય વધારનાર, આવરદા આપનાર, ઓજ, ઉત્સાહ નામની ધાતુ તથા બળ આપનાર છે, શરીરની ખસ, ચળ, થાક, પરસેવો, ઘેન તથા દાહ તથા પાપ એ સર્વને મટાડે છે.

**ઠંડા પાણીથી**—બહાર શરીરે નાવાથી શરીરની અંદર રહેલી ગરમી બહાર આવી જાયછે,દબાઇ જાય છે તેથી સ્નાન કરેલા પુરૂષનો અગ્નિ પ્રદીપ્ત થાય છે. સવારમાં ન્હાવું એ ખરાબશ્વાસને વાવ મટાડે છે, મળ,મેલ, પરસેવાને પણ મટાડે છે. ખરાબ સ્વપ્નનું ફળ મટાડે છે. એ પવિત્રપણાનું એક સાધન ગણાય છે અને તે મળને હણનાર ને શરીરના તેજને વધારનાર છે,શરીરમાં રૂપ વધારનાર, શરીરને સુખ દેવાવાળુ, કામ તથા અગ્નિ પ્રદિપ્ત કરનાર, ( કામવર્ધક સ્ત્રીઓને) કામદેવની પીડા મટાડનાર,થાક મટાડનાર છે, એવા પ્રાતઃ કાળમાં સ્નાન કરવામાં ગુણ રહેલા છે.

ઠંડા પાણીથી સ્નાન કરવાથી રક્તપિત મટેછે. તેજ પ્રમાણે ગરમ પાણી વાયુ ને કફ હરનાર છે. ઉના પાણીથી કેડથી નિચેના ભાગમાં નાવું, તે શરીરને બળ આપનાર છે,પણ ઉના પાણીથી કેડથી ઉપરના ભાગમાં માથા ઉપર સ્નાન કરવાથી માથા અને આંખની શકિત કમી થાય છે.

અતિ ગરમ પાણીથી માથાપર નાવાથી આંખો બગડે છે તો પણ તે વાયુ તથા કફના પ્રકોપવાળાને હિતકારક છે.

જે રોજ શરીરે આંબળાંનો ભુકો ચોળીને પછી શરીર કોરૂં કરીને સ્નાન કરે છે તેના શરીરે વળીયાં આવતાં નથી, તેને વાળ ધોળા થતા નથી અને ૧૦૦ વર્ષ પુરાં જીવે છે.

ઉનાં પાણીથી નાવું, દુધ પીવું, યુવાન સ્ત્રીનું સેવન, સ્નેહન. વાયુ તેમજ અલ્પ જરૂર જેટલું ભોજન તે મનુષ્યને ઉત્તમ લાગે છે.

## કોણે ન્હાવું નહિ

તાવવાળાએ, અતિસારવાળાએ, નેત્ર, કાન અને વાયુના વ્યાધિ વાળાએ, જેવા કે પેટ ફુલ્યું હોય તેણે, પીનસ, અને અજીર્ણ થયું હોય તેણે અને ખાધેલાએ નાવું નહિ જોઇએ. કારણકે વિકાર કરે છે.

ન્હાઇને પછી સ્વચ્છ વસ્ત્રથી શરીર સારી પેઠે લુછવું જેથી શરીરની કાંન્તી વધે છે, ચળ તથા ચામડીના દોષો મટે છે.

## વસ્ત્રધારણ

રાતાં ભુખરાં અથવા ચિત્રવિચિત્ર રેશમી વસ્ત્રો ધારણ કરવાં તે વાયુ તથા કફને મટાડનાર છે, ઠંડા કાળમાં, શીયાળામાં તે પહેરવાં.

(ભગવાં) વસ્ત્રો બુદ્ધિ આપનાર, ઠંડાં,પિત મટાડનાર કહેલાં છે! તે ઉષ્ણુકાય (ઉનાળા)માં પહેરવાં,તોપણ હલકાં વધારે વખાણવા લાયક છે, ધોળાં વસ્ત્ર શુભકારક છે, ટાઢ તથા તડકો બન્નેના દોશીને અટકાવનાર છે, ગરમ પણ નહિ, તેમ ઠંડાં પણ નહિ તેવાં વસ્ત્રો તો ચોમાસામાં પહેરવાં.

નવાં અને સ્વચ્છ વસ્ત્રો યશ આપનાર છે, ઇચ્છાઓ પૂર્ણ કરનાર, આયુસ્ય આપનાર,લક્ષ્મી આપનાર,આનંદ આપનાર, ચામડી સુધારનાર છે, વશ કરનાર છે. રૂચિ ઉપજાવનાર છે.

સારા મનુષ્યોએ કદાપિ મેલાં વસ્ત્રો પહેરવાં નહિ, કારણ કે તેથી ચળ આવે છે, ક્રમિ, કીડા,જુઓ, લીખો ઇત્યાદિ થાય છે. તે ગ્લાની કરનાર અને લક્ષ્મીનો નાશ કરનાર છે.

## ચંદન કરવું

કેશર,ચંદન,કૃણાગરૂ મેળવીને તૈયાર કરેલું ચંદન ગરમ તેમજ વાયુ તથા કફ મટાડનાર છે, તેથી તે શિતકાળમાં વખાણવા લાયક છે. વાળો, કપુર, ચંદનથી મિશ્રિત કરેલું ચંદન સુગંધિત છે, ગરમ, ઠંડુ છે, તે ઉનાળાના વખતમાં વખાણવા લાયક છે.

ચંદન કેશર તથા કસ્તુરી મિશ્રીત ચંદન ગરમ નથી તેમ ઠંડુ પણ નથી. ચાતુર્માસમાં વાપરવા લાયક છે.

ચંદનલેપનથી તૃષા, મુર્છા,ખરાબ ગંધ,શ્રમ, દાહ વિગેરે મટેછે.

સૌભાગ્ય, તેજ, ચામડીનો વર્ણ, કાન્તી, ઓજ તથા બળ વધારનાર છે, જેઓને સ્નાન કરવાની ના કહેલી છે, તેવાએ ગંધ લેપન કરવું હિતકારક નથી, સુગંધિ, પુષ્પ પત્ર ઇત્યાદિ વિહાર વિગેરે ધારણ કરવાથી કાંન્તી વધે છે. તેમજ પાપ, રાક્ષસ અથવા ગ્રહની પીડા મટે છે, કામનાઓ ઓજ ધાતુ તેમજ લક્ષ્મી વિગેરે વધારનાર છે.

## અલંકારો પહેરવા

જે પ્રમાણે શોભે તેવા અલંકાર પહેરવાથી અંગમાં શોભા ઉપજે છે, સુવર્ણનાં ઘરેણાં પવિત્ર છે, સૌભાગ્ય તથા સંતોષ આપનાર છે.

રત્નો—રત્નરૂપી શણુગારથી ગ્રહનો દોષ નાશ પામે છે, શરીર માં પુષ્ટી કરે છે, ખરાબ સ્વપ્નાં મટાડે છે. પાપ તથા દુર્ભાગ્ય મટાડનાર છે.

સૂર્યગ્રહને માણેક વ્હાલાં છે, ચંદ્રને મોતી ઉત્તમ છે, મંગળને પ્રવાળ વ્હાલાં છે, બુધને પાંચ રત્ન, ગુરૂને પોખરાજ, શુક્રને હીરા, શની ને નિલમણી, રાહુને ગોમેદ નામનું રત્ન વહાલુ છે. શરીરે કપડાં, માળા તથા રત્નો ઇત્યાદિ ધારણ કરવાથી પ્રિતિ વધે છે, રાક્ષસની હરકત થતી નથી તેમજ દ્રવ્ય અને સૌભાગ્યનો વધારો થાય છે.

નિરંતર સિદ્ધમંત્ર, મહા ઓષધ, ગોરોચન. સરશવ, ઇત્યાદિ મંગળ વસ્તુ ધારણ કરવાથી આયુષ્ય તથા લક્ષ્મી વધે છે, રાક્ષસનો ભય દુર કરનાર છે મંગળ કરનાર તથા શુભ કરનાર છે.

હિંસક પ્રાણીઓના ભય મટાડનાર વશીકરણ કરવાવાળો છે.

દેવ, ગાય, બ્રાહ્મણ, વૃદ્ધ, તેમજ ગુરૂ વિગેરેનું પૂજન કરવું. તે આયુષ્યની વૃદ્ધિ કરનાર છે; પુણ્ય કરનાર છે, દ્રારિદ્ર અને પાપ મટા ડનાર છે એટલા માટે તેમનું અવસ્ય પૂજન કરવું જોઇએ.

ત્યાર પછી જમતી વખતે મંગળ વસ્તુનું દર્શન કરવું, તેના દર્શનથી હંમેશાં આયુષ્ય તેમજ ધર્મ વધે છે.

જગતમાં આ આઠ વસ્તુ મંગળકારક ગણાય છે. ૧ બ્રાહ્મણ, ૨ ગાય, ૩ અગ્નિ, ૪ સુવર્ણ, ૫ ઘી, ૬ સૂર્ય, ૭ જળ તથા આઠમો રાજા આ જગતમાં મંગળ વસ્તુઓ છે તેનાં દર્શન કરવાં.

પછી પાદુકા [પાવડીઓ] પહેરવી. જમ્યા પહેલાં તેમજ જમ્યા બાદ બહાર જવું હોય અથવા ફરવું હોય ત્યારે પાદુકાઓ પગમાં પહેરવાથી તે પગના રોગને મટાડે છે, વીર્ય વધારે છે, આંખનું તેજ વધારે છે અને આવરદાને હિતકારક છે.

## મનુષ્યની ચાર ઇચ્છાઓ

દરેક મનુષ્યોને રોજ ચાર પ્રકારની ઇચ્છા સ્વાભાવિક થાય છે. ૧ ભુખ ૨ તરસ (પાણીની ઇચ્છા) ૩ સુષુપ્સા [ઉંઘવાની ઇચ્છા] ૪ રતિની ઇચ્છા; એ ચાર પ્રકારની ઇચ્છા થાય છે.

જમવાની ઇચ્છા રોકવાથી અંગમર્દ ( શરીર તુટવું ) અરૂચિ તથા થાક લાગ્યા જેવું લાગે છે. ઘેન આવે છે, દ્રષ્ટી ઓછી થાય છે, ધાતુનો દાહ થાય છે, અને બળનો ક્ષય થાય છે.

તૃષા (પાણી પીવાની ઇચ્છા) રોકવાથી કંઠમાં સોષ થાય છે, ગળું તથા મોઢું સુકાઇ જાય છે, સાંભળી શકાતું નથી (કાન બેરા થાય છે) લોહીનું શોષણ થાય છે, છાતી તથા હૃદયમાં પીડા થાયછે.

૩ ઉજાગરાથી, નિદ્રાને અટકાવવાથી બગાસાં આવે છે, માથું ભારે થાય છે, અંગમર્દ થાય છે, ઘેન રહે છે; અન્ન પચતું નથી.

જેમ વધેલો અગ્નિ અંદર લાકડાં ન હોવાથી બુઝાઇ જાય છે તે પ્રમાણે ભૂખ્યો માણસ ખાતો નથી, ત્યારે તેનો અગ્નિ નાશ પામવાથી તેને આહાર પચતો નથી ( મંદાગ્નિ થાય છે. )

અગ્નિ પ્રથમ આહાર પચાવે છે, આહાર થઇ રહ્યા પછી દોષનું પાચન કરે છે. દોષનો ક્ષય થયા પછી ધાતુનું પાચન કરે છે અને છેવટે ધાતુનો ક્ષય થયા પછી પ્રાણને સોશી લે છે, ( પ્રાણ લેછે )

આહાર પ્રાણીમાત્રને તૃપ્તિકારક છે, તે તરતજ બળ આપનાર છે, તે દેહનું ધારણ કરે છે, તેમજ યાદદાસ્ત, સ્મરણશક્તિ, આયુષ્ય શક્તિ, વર્ણ, ઓજધાતુ, સત્વ અને શોભા વધારનાર છે, જેવો દેશ કાળનો વિચાર કરી આપણી પ્રકૃતિનો, પથ્યાપથ્યમાં બતાવ્યા પ્રમાણે ગુણવાળું યોગ્ય ભોજનનું સેવન કરવું (ખાવું), ભોજન સવારસાંજ બન્ને વખત પૂર્વાપર વિચાર કરીને કરવું.

## દેશકાળાનુસાર ભોજન

સવાર સાંજ મનુષ્યોને જમવાનું શાસ્ત્રમાં કહેલું છે. બીજા વખતમાં ભોજન કરવું નહી, કદાચ કરે તો અગ્નિહોત્ર પ્રમાણે વિધિ કરવો પડે.

એક બે પ્રહરની અંદર બીજીવાર ખાવું નહિ, ૨ પ્રહર (૭ કલાક) થી વધારે લંઘન કરવું નહિ, કારણ કે ખાધેલ અહારનો ૧ પ્રહરમાં રસ ઉત્પન્ન થાય છે, બે પ્રહર થઇ ગયા પછી ન ખાય તો બળનો ક્ષય થાય છે

જ્યારે રસ, દોષ,મળ, વિગેરે પાકી જાય છે, ત્યારે ભૂખ લાગે છે, જ્યારે કાલ પ્રાપ્ત થયો હોય અથવા ન થયો હોય તોપણ તે અન્નકાળ ગણાય છે.

## અજીર્ણ આહારનાં લક્ષણો

ઓડકારની શુદ્ધિ ( શુદ્ધ ઓડકાર આવે, કામકાજમાં ઉત્સાહ વધે, ઝાડો, પેશાબ, પવન વિગેરે જેવા જોઇએ તેવા સાફ આવે,

શરીર હલકું પડે, ભૂખ લાગે, તૃશા લાગે, ત્યારે જાણવું કે આહાર બરાબર પચી ગયો છે.

આહાર તેમજ વિહાર બંને રોજ એકાંત સ્થળમાં જ કરવા જોઇએ, તે બન્ને એકાંત સ્થાનમાં થવાથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે, તેમજ એકાંતથી લક્ષ્મી વધે છે, તેમજ બીજી વખત એકાંતમાં આહારવિહાર ન કરવાથી, ઉઘાડા કરવાથી લક્ષ્મીનો નાશ થાય છે.

જ્વરવાળાએ અથવા જ્વર ઉતરી ગયેલાએ રાત્રે હલકુ ભોજન કરવું તેથી શ્લેશ્મનો ક્ષય થતાં ગરમી વધે છે અને અગ્નિ બળવાન થાય છે, આહાર, શૌચ, સ્ત્રી સમાગમ એ ત્રણ કામ એકાંતમાં નિર્જન સ્થાનમાં કરવાં.

નીચી કોટીનો મનુષ્ય, ગરીબ ( કંગાલ ), ભૂખવાળો પાપી, પાખંડી, રોગી, કુકડો તથા કુતરો એમની ખાતી વેળાએ દૃષ્ટી પડે તો તે અસુભ છે; તે ખાતી વખતે સારી નથી.

પિતા, માતા, મિત્ર, વૃદ્ધ, પાક કરવાવાળો, હંસ, મોર, સારસ તથા ચકોર એઓની દ્રષ્ટિ ભોજન વખતે પડે તો તે ઉત્તમ છે.

### જમવાનાં પાત્રો

જમવાનાં વાસણ સોનાનાં પથ્ય છે તથા આંખનું તેજ વધારનાર છે, ને દોષ મટાડનાર છે

રૂપાનાં વાસણ આંખને તેજ આપનાર છે, પિત્ત મટાડનાર છે, કફ તથા વાયુ કરનાર છે, કાંસાનાં વાસણો બુદ્ધિ આપનાર છે. રૂચિકારક છે, રકત તથા પિત્તની શુદ્ધ કરનાર છે. પિતળનાં વાસણો વાયુ કરનાર છે, રુક્ષ છે, ગરમ, કૃમિ તથા કફ મટાડનાર છે.

લોહ અથવા લોહચુંબક (કાંતિ લોહ)નાં વાસણોમાં ભોજન કરવું એ સિધ્ધ દેવાવાળું છે. સોજા તથા પાંડુરોગ મટાડનારછે, બળ આપનાર છે, કમળો મટાડવામાં ઉત્તમ ગણાયછે, પથ્થર અથવા માટીના વાસણમાં જમવું એ લક્ષ્મીનો નાશ કરવાવાળું છે.

લાકડાનાં વાસણો વિશેશે કરીને રૂચિકારક તથા સળેખમ (કફ) શરદી કરનાર છે.

પત્રાળાં—કેળનાં પાન વિગેરે પાનનાં પત્રાળાં રૂચિકારક દીપન, ઝેર તથા પાપને મટાડનાર છે. પાણી પીવાનાં વાસણો ત્રાંબાનાં ઉત્તમ ગણાય છે, તેના અભાવમાં માટીનાં વાસણો હિતકારક છે.

સ્ફટિક મણી, કાચ અથવા સ્ફટીક રત્નનાં બનાવેલાં વાસણો પવિત્ર તથા ઠંડાં ગણાય છે.

## ભોજનના પ્રકાર

જમવા બેસતાં પહેલાં આદુ તથા સીંધવ મેળવી રોજ ખાવાથી નિરંતર પથ્ય છે તે અગ્નિ પ્રદીપ્ત કરે છે; રૂચિકારક છે, જીભ તથા કંઠની શુદ્ધિ કરે છે.

અન્ન બ્રહ્મ સ્વરૂપછે, રસ એ વિષ્નુ સ્વરૂપ છે, જમનાર એ મહેશ્વર (શંકર) સ્વરૂપછે. આ પ્રમાણે મનમાં સ્મરણ કરી ચીંતન કરી જમનારને દ્રષ્ટીનો દોષ લાગતો નથી.

### દૃષ્ટિદોષ નાશક મંત્ર

अंजनीगर्भ संभूतं कुमारं ब्रह्मचारिणम् ।
दष्टिदोष विनाशाय हनूमन्तं स्मराम्यहम् ॥

અંજનીના ગર્ભમાંથી ઉત્પન્ન થએલા બાળબ્રહ્મચારી સ્વરૂપ હનુંમાનજીનું દૃષ્ટિદોષનો નાશ કરવા માટે હું સ્મરૂં છું.

જમવા બેઠેલા મનુષ્યે આરંભમાં પ્રથમ મધુર (ગળ્યો) રસ (ખીર વગેરે) ખાવો, મધ્યમાં અમ્લ (ખાટો) લવણ (ખારો) રસ, ખાવો. ત્યારપછી કડવા, તીખા તથા તુરા રસનો ઉપયોગ કરવો.

બુદ્ધિમાન મનુષ્યે પ્રથમ કેળાં તથા કાકડી શિવાય દાડિમ વિગેરેનાં ફળ ખાવાં તેજ પ્રમાણે કમળની દાંડી,કમળના કંદ,કમળનું બિસાશાલુક કંદ ઇત્યાદિ જાતની વસ્તુઓ પ્રથમ વાપરવી. પણ જમ્યા પહેલાં કદિ ખાવી નહિ.

ચારોલી, જાંબુડાં, બોરાં, ગાંગેરૂક ઉમરડો, આંબલી, ઇત્યાદિ, તાડફળ, પરવળ, સુંઠ, નાળીએરનું કોપરૂં, તલ સાથે મિશ્ર કરેલા પદાર્થો, કેરી, અંકોલનાં ફળ, કેળાં, ફાલસાં, આંબળાં, એ ફળ કદી પણ સવારમાં ખાવાં નહિ.

ભારે, લોટના બનાવેલા પદાર્થો જેવા કે, લાડુ,શેવ વગેરે પદાર્થો જમ્યા પછી કદી ખાવા નહિ ને ભૂખ્યા માણસે પણ નિયમમાંજ ખાવું.

જમતી વખતે પ્રથમ કઠણ પદાર્થો જેવાં કે ભાખરી, રોટલી ઘીમાં બોળીને ખાઇ જવી ત્યારપછી કુણા પોચા પદાર્થો (ભાત વગેરે) ખાવા, અંતના ભાગમાં છેવટે પાણી જેવા પદાર્થ (ખીર જેવા)ખાવા. આ પ્રમાણે ભોજન કરનારનું બળ તથા આરોગ્ય કદીપણ બગડતું નથી.

જેમ જેમ સ્વાદવાળી વસ્તુ હોય તેમ તેમ ઉત્તરોતર ખાધા કરવી, ખાધા પછી ફરીથી માગે છે તેને સ્વાદવાળું ભોજન કહે છે.

સ્વાદવાળું ભોજન મનને આનંદ આપે છે. શરીરમાં બળ આપે છે, પુષ્ટિ આપે છે, ઉત્સાહ થાય છે તથા જીભને પણ સ્વાદ આપે છે. સ્વાદ વિનાનું તેથી અવળા ગુણવાળું છે.

અત્યંત ઉનું અન્ન બળ હણે છે, ઠંડુ તથા સુકાઇ ગયેલું અન્ન પચતું નથી, અત્યંત ભીનું ગ્લાનિ કરવાવાળું છે, તેટલા માટે યુક્તિ વાપરીને ભોજનનો ઉપયોગ કરવો.

મધુર રસથી રકત વધે છે, ખાટા રસથી મજ્જા વધે છે, લવણ (ખારા) રસથી અસ્ત વધે છે, કડવા રસથી મેદની વૃદ્ધિ થાયછે. તીખા પદાર્થથી માંસ વધેછે, તુરા પદાર્થથી રસ વધે છે. અન્નથી વીર્ય વધે છે, મધુર આદિ છ રસો ધાતુને વધારનાર છે. અત્યંત ગરમ કરેલા આહાર કાંઇ ગુણો તથા દોશો કરતા નથી, જમવામાં અત્યંત વિલંબ કરવાથી, પદાર્થો બહુ ઠંડા થાય છે તે હૃદયને હિતકર નથી.

મંદ અગ્નિવાળા મનુષ્યે અન્નના જે પદાર્થો ભારે કે જડ હોય તે વધુ ખાવા નહિ. કેટલાક અન્ન સ્વભાવથી ભારેછે, કેટલાંક પત્ર સંસ્કારથી ભારે છે. ભારે પદાર્થો માત્રાથી વધારે ખાવાથી ભારે પડે છે. જેવાં કે મગ ઇત્યાદિ જાતેજ ભારે પદાર્થોછે. તે જડ છે. અડદ વિગેરે સ્વભાવિક પ્રકૃતિથી ભારે છે. સંસ્કારથી લોટની બનાવટો ભારે છે, જેવું કે ગળ્યા પદાર્થો એ પ્રમાણથી ભારે પદાર્થ છે.

આહાર ૬ જાતનો છે. ચુસવાનો, પીવાનો, ચાટવાનો પદાર્થ, ભોજનના ભોજ્ય, ખાવાના ભક્ષ્ય અને ચાવવાના ચર્ચ્ય. આ પ્રમાણે ૬ પ્રકારના આહાર છે તે એક પછી એક એમ ચડ ઉતર ભારે છે, જેવાં કે ચુસવાના પદાર્થોથી પીવાના પદાર્થો ભારે છે, પીવાથી ચાટવાના પદાર્થો ભારે છે. એ પ્રમાણે જાણવું.

ભુખ્યા માણસે ભારે પદાર્થો પ્રમાણમાં અડધા ખાવા, હલકા પણ અતિશય પેટ ભરી ખાવા નહિ. પાતળા તથા અતિ પાતળા પદાર્થ ( દુધ વિગેરે ) પદાર્થોનો આહાર પણ જરૂર જેટલો ઇચ્છા પ્રમાણે કરવો. અત્યંત પાતળું અને સુકું અન્ન ભેગું કરીને ખાવાથી બરાબર પચતું નથી અત્યંત સુકુ અન્ન ખાવાથી સારી રીતે પચતુ નથી. લાડુ પ્રમાણે ગોળા કરેલું કોરૂ અન્ન દાહ ઉત્પન્ન કરે છે.

સુકુ અન્ન અને વિરૂદ્ધ અન્ન ઝાડો રોકે છે, પવન ( મળમુત્ર ) રોકનાર છે, અગ્નિ મંદ કરે છે.

સાથવા-જમ્યા પછી સાથવો ખાવો નહિ. દાંતે ચાવીને ખાવો નહિ, રાત્રે ખાવો નહિ અથવા બહુ ખાવો નહિ, બહુ પાણી મસળીને પચપચતો ખાવે નહિ અથવા કેવળ એકલો સાથવો કદી ખાવો નહિ.

જમીને વારંવાર સાથવા કે સાથવાના પદાર્થો ખાવા નહી, અથવા વારંવાર પાણી સાથે સાથવો ખાવો નહી, માંસ સાથે કે દુધ સાથે ન ખાવો રાત્રે ન ખાવો, દાંતથી ચાવીને ન ખાવો, અથવા ગરમ સાથવાનો ત્યાગ કરવો.

## વિષમાશન

**વિશમાશન**-ઘણું જમવામાં આવે ઘણુંજ થોડું જમવામાં આવે વારંવાર ભુખ લાગ્યા વિના કે પચ્યા વિના જમવામા આવે તે વિશમાશન છે. અ તે વખારે જમવાથી આ સ આવે, ભારેપણુ થાય. પેટ ભાર થાય, પેટમાં ગડગડાટ થાય, ને અનેક પ્રકારના રોગ કરે છે.

અતિ ઓછું ખાવાથી, શરીરનું કૃશ થઇ જઇ બળનો ક્ષય કરે છે, અપ્રાપ્ત કાળમાં [ભુખ લાગ્યા શિવાય ખાવું) ખાવાથી મનુષ્યનું શરીર સામર્થ્યહિન થઇ જાય છે, તેથી તેને અજીર્ણ, વિશુચિકા ઇત્યાદિ રોગ થાય છે, અને કદાપિ મરણ પણ થઇ જાય છે.

જમવાની વેળા થઇ ગયા પછી જમનારા માણસનો અગ્નિ વાયુથી હણાઇ જાય છે અને મંદ થઇ જાય છે તેથી ખાધેલું અન્ન કષ્ટવડે કરીને બહુ મહેનતે પચે છે તેમજ ફરીથી ખાવાની ઇચ્છા થતી નથી.

જમતી વખતે પેટમાં બે ભાગ અન્નથી પૂરવા, ત્રીજો ભાગ પાણીથી પૂરવો ને ચોથો ભાગ પવનના ફરવા માટે ખાલી રાખવો. અન્નના રસથી જીભ પ્રથમ તૃપ્ત થાય છે તેથી તેને બીજા પદાર્થના (મીઠા ખાટા) સ્વાદો જણાતા નથી તેથી વચમાં પાણી પીવાથી રૂચિ ઉત્પન્ન થાય છે.

જમતી વખતે બહુ પાણી પીવાથી અનાજ પચતું નથી તેમજ પાણી મુદ્દલ ન પીવાથી પણ તેજ પ્રમાણે થાય છે એટલે અન્ન પચતું નથી, તેટલા માટે અગ્નિ વધારવા માટે, મનુષ્યે જમતાં જમતાં વચ્ચે વારંવાર જોઇએ તેટલું પાણી પીવુ. ખાધા પહેલાં પાણી પીવાથી દુબળાપણું થાય છે તથા અગ્નિમંદ આદિ દોષ ઉત્પન્ન કરે

છે, મધ્યમાં પાણી પીવાથી અગ્નિ દીપન કરવામાં શ્રેષ્ટ છે, અંતના ભાગમાં પાણી પીવાથી જાડાપણું આવે છે તથા કફ વધે છે.

જમવાના મધ્યભાગમાં પાણી પીવાથી શરીર કૃશ ન થતાં તેમજ સ્થૂલ પણ ન થતાં સમ સ્થિતિ રહે છે. જમ્યા પછી છેવટે પાણી પીનાર જાડા થાય છે અને જમ્યા અગાઉથી પિનારા કૃશ થાય છે, તરસવાળા માણસે પ્રથમ ખાવું નહિ, ભુખ્યા માણસે પ્રથમ પાણી પીવું નહિ.

તરસ્યો માણસ પાણી પીધા વિના ખાવા બેસે તો ગુલ્મનો વ્યાધી થાય છે. ભુખ્યો માણસ પાણી પીધા શિવાય ખાવા બેસે તો તેને જળોદર થાય છે.

જમવા બેસતી વખતે જમનારે પોતાનું લક્ષ જમવામાં રાખી પ્રથમ મીઠો ( ગળ્યો) રસ ખાવો, પછી મધ્યમાં ખાટો તથા ખારો રસ ખાવો અને ત્યાર પછી પાછળથી કડવો, તીખો, અને તુરો રસ વાપરવો.

એ પ્રમાણે જમીને ભોજન કર્યા પછી આચમન લેવું, પછી હાથ તથા મોઢું ધોઈને સાફ કરવું ખાતી વખતે દાંતે લાગેલા ખોરાક કાઢવા માટે આચમનની (કોગળા કરવાની) જરૂર છે. દાંતના વચમાં ગયેલું અન્ન (શળી વીગેરેથી) ધીમે ધીમે કાઢી નાંખવું તેમ કરવાથી મોંઢાની ગંધ જાય છે.

દાંતે લાગેલો પદાર્થ ચિકાસ વગેરે ઘસીને લેપ વિગેરેથી કાઢી નાંખવો છતાં ન નિકળે તો તેનો બહુ પ્રયત્ન કરવો નહિ, જમીને આચમન કર્યા પછી ( હાથ ધોયા પછી ) પાણીવાળા હાથથી આંખ ઉપર સ્પર્શ કરવો.

જે માણસ ખાઇને બે હાથનાં તળીયાં પાણીવાળાં કરી ઘસીને આંખે અડાડે છે તેને આંખના રોગો થતા નથી તેમજ તિમીર વગેરે રોગો નાશ પામે છે. જમ્યા પછી અગસ્તિ આદિ મુનિનું સ્મરણ સુખેથી કરવું.

પ્રથમ જમવામાં દાળ(ભાત) તથા ઘી ભેગું કરીને તે કઢી સાથે ખાવું અથવા સુંદર દુધપાક ( ખીર ) પ્રથમ ખાઇ, મધ્યભાગમાં પક્વાન્ન પછી અથાણાં, શાક, ચટણી વિગેરે ખાવાં. અંતના ભાગમાં સાકર નાંખી કઢેલું દુધ કે ભાત અથવા દહીં કે ભાત ખાવાં જેમાં બહુ મીઠો રસ છે તેવું ખાવું, તેથી બહુ મીઠું લાગે છે.

આ પ્રમાણે જયાં જેવા દેશની રીતભાત હોય તે પ્રમાણે અનુસરીને ભોજન કરવું.

જમતી વખતે પ્રથમ, મધ્ય તથા છેવટને વિશે ખાવામાં અન્ન દુધ લેવાથી ક્રમવડે કરીને કૃશપણું, સમપણું તથ સ્થુલપણું થાય છે. જમવાના પ્રથમના ભાગમાં દુધ, અન્ન ખાવાથી શરીર કૃશ થાય છે. મધ્યમાં, સમ થાય છે અને પાછળથી ખાવાથી સ્થુળવાળું થાય છે.

જમતાં પ્રથમ પ્રવાહિ પદાર્થ ખાવામાં આવે ત્યારે બહુ પાણી પીવું નહિ, મધ્યમાં કઠણ પદાર્થ ખાવા, તેમાં જોઇએ તેટલું પાણી પીવું, તે પ્રમાણે જમ્યા પછી અંતમાં પીધેલું પાણી બળ આપે છે.

જમણના છેલા ભાગમાં પ્રવાહિ હોય તો જરૂર જેટલું પીવું.

## જમ્યા પછી જાણુવાના મંત્રો.

विष्णुरन्नं, तथैवान्न परिणामश्च वैयथा ।

सत्येन तेन मदभुक्तं जीर्यत्वन्नमिदं तथा ॥

अगस्तिरग्नि र्वडवानलश्च भुक्तं ममान्नं जरयन्त्व शेषम् ।

सुखं ममै तत्परिणाम संभवं यच्छत्वरोगं मम चारुदेहम ॥

અન્ન સાક્ષાત વિષ્ણુ સ્વરૂપ છે, તેથી અન્નોના પરિણામરૂપ અન્નરસ (સત્વ) પણ વિષ્ણુ સ્વરૂપજ છે, એ સત્ય છે. તેથી એવી સત્ય ભાવનાથી મારૂં ખાધેલું અન્ન જલદી પચી જાય છે.

હે અગસ્તિ, અગ્નિ, વડવાનલ, મારૂં ખાધેલું અન્ન જલદી તદ્દન પાચન થઇ જજો. તેથી પરિણામે મને સુખજ મળે, તે સત્વ આપો. આરોગ્યતા આપો અને મારૂં શરીર સુંદર થજો.

જે રોજ જમ્યા પછી અંગારક, અગસ્તિ, અગ્નિ, સૂર્ય, અશ્વનિ કુમારનું સ્મરણ કરે છે તેનું અન્ન તુરત પચી જાય છે.

અગસ્તિ, કુંભકર્ણ, શનિ, વડવાગ્નિ તથા ભીમને અન્ન પચવા માટે હું સ્મરણ કરૂં છું.

આ પ્રમાણે મંત્ર ભણીને પેટ ઉપર હાથ ફેરવવો. જે પછી જેથી અત્યંત શ્રમ ન લાગે તે પ્રમાણે સાવધ રહી કામ કરવું.

## ધુમ્રપાન.

અન્ન પચી ગયા પછી વાયુ વધે છે, અડધું પચતી વખતે જ પિત્ત વધે છે, જમતી વખતે કફ વધે છે. આ પ્રમાણે ભોજન સંબંધી દોષ વધવા ઘટવાનો ક્રમ છે.

ત્યાર પછી સુગંધી દ્રવ્યનું ધુમ્રપાન કરવું. અથવા સોપારી કપુર, કસ્તુરી, લવીંગ, જાયફળ ઇત્યાદિક તથા તીખા, તુર, કડવા ઇત્યાદિ મુખ સ્વચ્છ કરનાર ફળાનો મુખવાસ કરી મોઢું સ્વચ્છ કરાવવું.

## તાંબુલ (પાન બીડી)નું ભક્ષણ

ફળથી અથવા સુગંધી દ્રવ્યથી યુક્ત એવા પાનની બીડી કફની અસર કાઢવા માટે મુખમા નાખવી અને તે (જમ્યા પછી ખાવું).

સંભોગ સમયે, સુંઇ ઉઠયા પછી, નાહ્યા પછી, ખાધા પછી, ઉલટી થયા પછી, યુદ્ધ વેળાએ, વિદ્વાનોની સભામાં અને રાજાની સભામાં તાંબુલ [પાન] ખાવું જોઇએ.

પ્રાતઃકાળે ઉઠીને, જમ્યા પછી, સ્ત્રીના સમાગમની પહેલાં તથા પછી, વિદ્વાનોના ને રાજાની સભામાં જેઓ તાંબુલ ખાતા નથી તેમને પશુ જાણવા.

## તાંબુલના ૧૩ ગુણ

પાનનું બીડું કડવું, તીખું, ગરમ, મધુર ખારૂ,તુરૂ છે તે વાયુ મટાડનાર છે, કરમનો નાશ કરે છે, કફ મટાડે છે, મુખની દુર્ગંધનો નાશ કરેછે.મુખની શોભા વધારે છે, મુખને શુદ્ધ કરે છે. તે કામોત્તેજક તથા અગ્નિ પ્રદિપ્ત કરનાર છે.હે મિત્ર ! એ તાંબુલમાં ૧૩ ગુણ છે. તેથી તે સ્વર્ગમાં પણ દુર્લભ છે. તાંબુલ કડવું, ગરમ, રૂચિ કરનાર, તુરૂ, દસ્ત લાવનાર છે. કડવું, ખારૂં, ગરમ, કામદેવ ઉત્પન્ન કરનાર, રકતપિત્ત કરનાર તથા હલકું છે.વશ કરનાર છે,કફ મોંઢાની દુર્ગંધી, મેલ, વાયુ, અને થાકને હરનાર છે, તે મોઢું ચોખું કરનાર, સુગંધી આપનાર, ઉત્તમ કાંતિકારક, દાંતના મેલને સાફ કરનાર, જીભ અને ઇંદ્રિયોને શુધ્ધ કરનાર, મોંઢાની લાળ શમાવનાર, અને ગળાના રોગો મટાડનાર છે.

નવું કોમળ પાન પણ મીઠું ને તુરા રસવાળું છે, ભારે છે, કફ કરનાર છે ઘણું કરીને તે પાંનના શાક પ્રમાણે ગુણવાળું છે.

બંગાળાનું પાન પૂર્ણ તીખા રસવાળું, દસ્ત લાવનાર છે, પાચન છે, પિત્ત ઉત્પન્ન કરનાર છે, ગરમ તથા કફ મટાડનાર માનેલું છે.

જુનું પાકેલું પાન તીખુ હોતું નથી.હલકુ, પાતળું તથા પિળા ઉપર હોય છે. વિશેશવડે કરીને તે વધુ ગુણવાળું છે. આજ પ્રમાણે બીજો પાનો ગુણવાળાં છે.

**સોપરી**-સોપારી ભારે છે, ઠંડી છે, લુખી છે, તુરી છે, કફ તથા પિત્ત મટાડનાર છે.મોહ ઉપજાવનારછે, અગ્નિ પ્રદિપ્ત કરનાર છે, રૂચિકારક છે, મોઢ નો ખરાબ રસ મટાડનાર છે. કડવ તેમજ શેકેલી સોપારી મધ્યમાં કઠણુ હોય છે,તે ત્રિદોષ મટાડેછે,લીલી રસવાળી સોપારી ભારે છે, શરદી કરનાર છે તેમજ અત્યંત અગ્નિમંદ કરનાર છે.

**કથ્થે**–કફ તથા પિતને મટાડનારછે,ચુનો વાયુ તથા કફ મટાડનાર છે, અને તેઓનો સંયોગ જેમ કે ચુનો, કાથો, સોપારી વિગેરે પાનમાં ભેગાં ખાવાથી ત્રિદોશ મટાડનાર છે તથા મનને પ્રસન્ન કરનાર છે.

સવારમાં પાનમાં સેપારી વધુ મેળવવી, બપોરના વખતમાં કાથો વધારે મેળવવો. અને રાતે ચુનાનો ભાગ વધારે નાંખી પાન હંમેશાં વાપરવું એ હિતકારી છે.

પાનના મુળમાં રોગ રહેછે,પાનના ટોચમાં પાપ થવાનો સંભવ છે, તેટલા માટે ડીંટું કાઢી નાંખી તથા મધ્ય ભાગની રેષા વિગેરે કાઢી નાંખવાં. પાનનું દીંટુ ખાવાથી વ્યાધિ ઉત્પન્ન થાય છે, પાનનો છેડો ખાવાથી પાપ થાય છે. પાનનું ચુરણુ ખાવાથી આયુશ્ય ઓછું થાય છે, નસો બુદ્ધીનો નાશ કરે છે; પાનના અગ્રભાગમાં આયુ, મુળમાં યશ ને મધ્યભાગમાં લક્ષ્મી રહેલીછે,પા બીડાનો પ્રથમનો રસ ગળવો તે વિશતુલ્ય છે, માટે પ્રથમનો રસ કાઢી નાંખવો. બીજી વખતનો રસ પચવામાં કઠણુ તથા પ્રમેહકારક છે, ત્રીજી વખતનો થા તે પછીનો રસ ઉત્તમ અમૃતતુલ્ય રસાયણ છે તેથી તે ગળી જવો.

આળસ, વિદ્રધી,ઉપજીવ્હક(જીભનો રોગ) તાળવના તથા દાંતના રોગવાળો, માંસ તથા અર્બુદ રોગવાળો, ગળાના,મોઢાના, ગલગંડના રોગ, અપચીવાળા, તાલુશોષ અને કફરોગવાળાને પાનનું બીડું ઘણું ઉત્તમ છે પણ નેત્રરોગ, રકતપીત્ત, વ્રણ ઉરૂક્ષત, દાહ; વષ રાજ્યક્ષ્મા મદાત્યય,મોહ,મુર્છા, શ્વાસ વિગેરે શ્વાસાદિ રોગમાં તાંબુલ ખાવું એમ વૈદ્યોએ જણાવ્યું નથી.

રેચ લીધો હોય તેણે તથા ભુખ્યા માણસે પાન બહુ ખાવું નહિ કારણુ કે અતીપાન ખાવાથી શરીર, દ્રષ્ટિ, કેશ, દાંત, જઠરાગ્નિ કાન બળ અને વર્ણનો ક્ષય થાય છે. અત્યંત તાંમ્બુલ ખાવાથી ક્ષય, રકતપિત્ત, વાયુ, લોહીવિકાર, અને પત્ત વિગેરે થાય છે.

જેના દાંતો મજબુત નથી, જેને આંખનું તેજ ઓછું હોય તે મજ દુબળા માણુસે પાન ચાવવાં નહિ, મુર્છા મદાત્યય, ઉરઃક્ષતવાળા અને રકતપિત્ત વાળાએ પાન ખાવું નહિ.

જમીને સો પગલાં ચાલવાં તેથી અન્નનું હલણુ ચલન થાય છે; (ડોક) ગ્રીવા ભંગને,કેડનું સુખ થાય છે, નિંદ્રા આવે છે, ખાઇને બેસી રહેવાથી સુખ થાય છે, સુવાથી શરીર પુષ્ટ થાય છે,ધીમે ધીમે ચાલવાથી આયુસ્ય વધે છે, ને ખાઇને તરત દોડવાથી આયુષ્ય ક્ષીણુ થાય છે.

## સુવાની રીત

સો પગલાં ચાલ્યા પછી ડાબી બાજુ ચત્તા સુઇને પ્રથમ ૮ શ્વાસ લેવા, પછી જમણી પડખે સુઇ ૧૬ શ્વાસો લેવા, પછી શ્વાસ લેતા સુધી ડાબા પડખે સુવું પછી જેમ અનુકુળ પડે તેમ સુવું.

મનુષ્યને ડાબી બાજુમાં નાભિની ઉપરની બાજુમાં અગ્નિ રહેલો છે. તેટલા માટે ડાબી બાજુ અન્ન પચાવવા માટે સુવું,ડાબી બાજુ સુવાથી અનાજ જલદીથી પચી જાય છે.

ડાબી બાજુ અન્ન પચાવવા માટે સુવું.

કેવા **શયન** ઉપર સુવું:—ખાટ ( ખાટલો ) ત્રણે દોષ મટાડનાર છે. ગાદિવાળો પલંગ વાત કફનો નાશ કરે છે. ભોંય સુવું પૌષ્ટિક છે, વીર્ય વધારનાર છે. લાકડાના પાટીયાપર સુવું વાયુ કરનાર છે.

ભોંય ઉપર સુવું અત્યંત વાયુ કરનાર છે,રૂક્ષ છે. તથા રકતપિત્તનો નાશ કરનાર છે. સારી શય્યામાં સુવું, એ હૃદયને પૌષ્ટીક કર્તા છે. નિદ્રા (ઉંઘ) લાવનાર છે; ધીરજ આપનાર છે; મન પ્રસન્ન થઇ થાક મટાડનાર અને વાયુ હણુનાર છે, વીર્ય વધારનાર છે, તેથી વિપરીત શય્યાપર સુવાથી ઉલ્ટી થાય છે. ( ખરાબ શય્યામાં તેથી વિપરિત જાણવું. )

શરીર ચાપવાથી (પગચંપી કરાવવી તે) માંસ, રકત, ચામડીને સારી તૃપ્તિ મળે છે. પ્રસન્નતા થાય છે. નિદ્રા આવે છે, વીર્ય વધે છે. કફ વાયુ તથા થાક મટે છે.

## વાયુ કેવો સેવવો.

સુની વખતે અત્યંત વાયુ સેવનથી રૂક્ષપણું થાય છે. વર્ણના અદલાય છે. સ્તંભ થાય છે. તથા દાહ તથા પિત્ત મટેછે. સ્વેદ મુર્છા

તથા તૃષા મટે છે. બહુ વાયુ નહિં ખાવાથી એથી ઉલટું થાય છે. ગ્રીષ્મ તેમજ શરદઋતુમાં ઉત્તર દીશાના સુખકર વાયુનું સેવન કરવું. નિરંતર વાયુ વિનાની જગો સેવવાથી આરોગ્ય તથા આયુષ્ય વધે છે.

પૂર્વ દિશાનો વાયુ ભારે છે, ગરમ છે, ચીકણો છે, રક્તપિત દુષિત કરનાર છે, દાહકર છે. વાયુ કરનાર છે, થાકવાળા કફવાળા તથા ક્ષય (શોષ) રોગવાળાને હિતકારક છે. તે સ્વાદિષ્ટ, ખારો શરદી કરનાર, ચાંમડીના રોગ, અર્શ, ઝેર તથા કૃમિ, સન્નિપાત, જ્વર, શ્વાસ, આમવાયુનો કોપ કરનાર છે.

દક્ષિણ દિશાનો પવન સ્વાદિષ્ટ,રક્તપિત્ત નાશક, હલકો, શીત-વીર્ય, બળ આપનાર, ચક્ષુને શકિત આપનાર, અને વાયુનો રોગ વધારનાર નથી.

પશ્ચિમનો પવન તીક્ષ્ણ છે, શોષણ કરનાર, બળ ઓછું કરનાર તથા હલકો છે, મેદ પિત, કફ મટાડનાર, અને વાયુ વધારનાર છે.

ઉત્તર દિશાનો પવન—શીતળ છે, સ્નિગ્ધ છે, દોશોનો કોપ કરનાર છે, કફ કરનાર છે, ભીનાશ કરનાર છે, વાયુ પ્રકૃતિવાળાને બલકારક છે, બળ દેનાર છે મધુર છે, અને હલકો છે.

અગ્નિ ખુણાનો વાયુ, દાહ કરનાર છે, રૂક્ષ છે, નૈરૂત્ય દિશાનો પવન વિદાહકારક નથી, વાવવ્ય ખુણાનો વાયુ કડવો છે, અને ઇશાન ખુણાનો વાયુ તીખો છે.

ચારે દિશાનો પવન આયુષ્ય હણનાર છે. અને પ્રાણીઓને ઘણા રોગો કરે છે, માટે તેનું સેવન કરવું નહિં, સેવવાથી સારૂં થતું નથી.

પંખાનો પવન દાહ, સ્વેદ, મુર્છા અને શ્રમને મટાડે છે, તાડના પંખાનો પવન ત્રણે દોષને મટાડે છે,વાંસના પંખાનો વાયુ કઠણ છે, રક્તપિતને કોપાવે છે, ચમરનો તેમ વસ્ત્રનો પંખો, નેતરના પંખા એ સર્વે વાયુના દોશને જીતે છે, તથા સ્નિગ્ધ, મનને ગમે તેવો, અને વખાણવા લાયક છે.

## દિવસે સુવા વિશે

દિવસે શયન કરવું નહિં, દીવસે સુવાથી કફ વધે છે,ગ્રીષ્મઋતુ શિવાય બીજા કાળમાં દિવસે સુવું નહિ કારણ કે તે નિષધ છે.

નિત્ય દિવસે સુવાની ટેવવાળો જો દીવસે ન સુવે તો તેના વાતાદિ દોષ પ્રકોપ પામે છે.

જમ્યા પહેલાં દિવસે સુવાથી પથરા પણ પચી જાય છે,

જમ્યા પછી દીવસે સુવાથી વાયુ પિત તથા કફ એ દોષ વધવા સંભવ છે.

કસરત કરનારે, સ્ત્રીસંગ કરનારે, માર્ગમાં ચાલનારે, વાહન ઉપર બેસનારે, ગ્લાનિવાળાએ, ઝાડાવાળાએ, શુળ તથા શ્વાસવાળાએ, તરસથી પીડાતાએ, હેડકી તથા વાયુની પીડાવાળાએ, ક્ષીણ થએલાએ, કફ, ક્ષયવાળાએ, બાળકે, નિશો કરેલો હોય તેણે, વૃદ્ધમાણસે; રસશેશ અજીર્ણ વાળાએ, રાત્રે ઉજાગરાવાળાએ અને અપવાસવાળાએ સુવું જોઇએ.

જેને નિદ્રાનો બાદ ન હોય ( ઉજાગરો નડતો ન હોય ) તેણે રાત્રે અથવા દિવસે ગમે ત્યારે સુવે તો પણ હરકત નથી તેથી તેમના દોશો પ્રકોપ પામતા નથી.

ભોજન કર્યા પછી આપેલી નિદ્રા વાયુને મટાડે છે, પિત હણે છે, કફ કરે છે, શરીર પુષ્ટ બનાવે છે, સુખ આપે છે.

સુવાથી પિત્તનો નાશ થાય છે શરીર મર્દનથી વાયુનો નાશ થાય છે. વમનથી કફનો નાશ થાય છે, લંઘનથી જ્વરનો નાશ થાય છે.

જમેલા માણસે મનને આનંદ ઉપજાવે તેવા શબ્દો સાંભળવા, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ પાંચ જ્ઞાનેન્દ્રિયોના પાંચ વિષયનું સેવન કરવું તેથી ખાધેલું અન્ન આનંદ આપેછે, તથા તેથી અનાજ સારી રીતે સ્થીર રહે છે.

મનને ગમે નહિ તેવા ખરાબ શબ્દ, સ્પર્શ, રસ, રુપ, ગંધનુ સેવન કરવાથી, અતિશય ખાવાથી, જમ્યા પછી બહુ હસવાથી ઉલટી (વમન) થાય છે.

અત્યંત સુવું—નહિ; તેમજ અત્યંત ખાવું નહિ. અત્યંત પ્રવાહિ પદાર્થો પીવા પણ નહિ, અગ્નિ તેમજ તડકામાં બહુ રહેવું નહિ, બહુ તરવું નહી; બહુ ચાલવું નહી. ગાડી ઘોડા ઇત્યાદિ વાહનપર બહુ બેસવું નહિ.

જમ્યા પછી ૧ મુહુર્ત એટલે બે ઘડી સુધી કસરત; મૈથુન, વાહન ઉપર બેસવાનું, યુધ્ધ કરવાનું, પાઠ કરવાનું (ભણવાનું) એ સર્વનો ત્યાગ કરવો.

## અજીર્ણ થવાનાં કારણો.

અત્યંત પાણી પીવાથી, વિશેષપણે ખાવાથી, અધોવાયુ, મળ,

મુત્રાદિકના વેગને રોકવાથી, વ્હેલુ મોડુ સુઇ,ઉજાગરો કરવાથી, અન્ન-કાળે (ભુખ લાગી હોય ત્યારે) હલકું ભોજન કરવા છતાં તે મનુષ્ય ના ખાધેલા અન્નનો પાક થતો નથી (અનાજ બરાબર પચતું નથી.)

અન્નના અપચામાં ખવાય તે અધ્યશન કહેવાય.

એક વખત ખાધા પછી અગ્નિ મંદ હોય તો ખાધા પછી દીવસમાં બીજી વખત ખાવું નહિં.

પ્રથમનું અન્ન બરાબર પાચન ન થયું હોય છતાં જો ખાય તો અગ્નિ હોલવાઇ જાય છે.

સવારમાં રાતે ખાધેલું અનાજ નથી પચ્યું એવી શંકા હોય તો હરડે, સુંઠ અને સિંધવની ફાકી ટાઢા પાણી સાથે ફાકવી અને અજીર્ણ મટયા પછી હલકું પચી શકે તેટલું અનાજ જમવું.

## મનુષ્યોએ પાળવા યોગ્ય સદાચારના નિયમો

ચાલવાથી વર્ણ કફ, જાડાપણું, સુકુમારપણું નાશ પામે છે. પગે સાધારણ ચાલવાથી શરીરને અતિ પીડા થતી નથી, તેથી આયુષ્ય, બળ, બુદ્ધિ અને અગ્નિ વધે છે. ઇંદ્રિયોમાં ચૈતન્ય આવે છે.

બેસી રહેવાથી વર્ણ-કફ, જાડાપણું અને સુકુમારપણું વધે છે. સુખ મળે છે.

માથે પાઘડીઓ પહેરવાથી કાંતિ વધે છે,વાળ ઢંકાય છે. ધુળથી રક્ષણ થાય છે, વાયુ તથા કફ મટે છે.

સદા પગમાં પગરખાં પહેર્યા વિના ચાલવાથી આયુષ્યની હાનિ થાય છે. ઇંદ્રિયોનું તેજ ઓછું થાય છે. આંખની નજર પણ કમી થાય છે.

છત્રી ધારણ કરવી તે વરસાદ, તડકો, વાયુ તથા ધુળને અટકા-વનાર છે. ટાઢ અટકાવે છે, આંખને ફાયદાકારક છે. મંગળકારક તથા કીર્તિ વધારનાર છે.

હાથમાં લાકડી રાખવાથી સત્વ, શકિત, ઉત્સાહ, બળ, સ્થિરતા વીર્ય તથા ધીરજ વધારનાર છે. ને આધાર રાખનાર છે, તથા ભય મટાડનાર છે.

### વાહન

ઉપર આચ્છાદન (ઢાંકણ)વાળી પાલખી સૌને વહાલી છે. મનને પ્રસન્ન કરનાર છે. તેમાં બેસવાથી ત્રિદોષનુ શમન થાય છે. વાયુ તથા કફના રોગવાળાને તે હિતકારક નથી, શ્રમ કરનાર છે.

હાથીનું બેસણું પિત્ત તથા વાયુ કરનાર છે. લક્ષ્મી, આયુષ્ય તથા પુષ્ટી વધારનાર છે.

ઘોડાપર બેસવું એ વાયુ, પિત્ત, અગ્નિ વધારનાર તથા થાક લગાડનાર માનેલુછે. મેદ,વર્ણ તથા કફ મટાડનાર છે, ને તે બળવાન માણુસને માટે ઉત્તમ છે.

**તડકો**—તડકે ફરવાથી પરસેવો, મુર્છા, રકતપિત્ત, તૃષ્ણા. ગ્લાનિ, શ્રમ, દાહ થાય છે. અને વર્ણ બદલાય છે. તે બધાં લક્ષણુ છાંયે જવાથી મટી જાય છે.

**વરસાદ**—કામોત્પત્તિ કરનાર છે, ઠંડો છે, બળ આપનાર, ઉંઘ તથા આળસ વધારનાર છે. અતિ વૃષ્ટી, ભય આપનાર છે, મોહ કરનાર છે, તથા કફ તેમજ વાયુ વધારનાર છે.

**અગ્નિ**—વાયુ કફ, સ્તંભ,ટાઢ અને ધ્રુજારાનો નાશ કરનાર છે. આમ તથા શરદી મટાડનાર છે, રકતપિત્તનો પ્રકોપ કરનાર છે.

**ધુમાડો**—જલ્દી કફ કરનાર છે ને નેત્રને અત્યંત અહિતકારક છે. માથું ભારે કરનાર છે. ને વાયુ તથા પિત્તનો પ્રકોપ કરનાર છે.

**મૈત્રી**—સજ્જન તેમજ દુર્જન એ બે પ્રકારના મનુષ્યોની મૈત્રીમાં સજ્જનની મૈત્રી કરવી. સાધુ પુરૂષોનો સંસર્ગ ( મેળાપ ) કરવો. અસાધુની મૈત્રી કરવી નહિં. નિત્ય દેવ, બ્રાહ્મણુ, વૃદ્ધ–વૈદ્ય, રાજા, અતિથીની સેવા કરવી.

જે કોઇ પોતાના ( અર્થ)કામ માટે આવે તેને આપ્યા શિવાય વિમુખ કાઢવો નહિ (યાચના માટે આવે તો આપવું) કોઇ પણુ માણુસનું અપમાન કરવું નહિ, પોતાના ગુરૂ સાથે વિનયથી સદા બેસવું. પગ પહોળા કરીને બેસવું નહિ, એમજ અનુચિત આચરણુ કરવું નહિં.

કોઇ પણુ માણુસે આપણો અપરાધ કર્યો હોય તોપણુ તેના ઉપર ઉપકાર કરવો.

સૌને પોતાના જેવા જોવા (હળીમળીને સૌની સાથે રહી સૌનાં સુખ દુઃખ જાણુવાં) પણુ શત્રુથી દૂર જ રહેવું, કોઇને પોતાનો શત્રુ માનવો નહિ. તેમ પોતે કોઇનો શત્રુ છે તેમ જણાવવું નહિં.

કોઇ ઠેકાણે અપમાન થયું હોય તો તેનો પ્રકાશ કરવો નહિ, તેવી પોતાના અપમાનની વાત બીજાને જાહેર કરવી નહિ. પોતાના શેઠ સાથે તો સ્નેહથી વર્તવું.

પોતાના શરીરનો પડછાયો પાણીમાં જોવો નહિ, વસ્ત્રવિનાના નગ્ન થઈને જળમાં પેસવું નહિ,તે પ્રમાણે અજાણ્યા ને ગંભીર જળમાં પેસવું નહિં. હિંસક પ્રાણીઓની સેવા કરવી નહિ.

કાળનો વિચાર કરીને, વખત વર્તીને, હિતકારક, પ્રમાણમાં જોઇએ તેટલું, લોકોને રુચે તેવું, ખોટું લાગે નહી તેવું, મિત, મધુર અને સત્ય બોલવું.

ભુખ લાગી હોય ત્યારે જરૂર જેટલું સ્નિગ્ધ તથા મધુર ભોજન કરવું.

રાત્રે દહીં ખાવું નહિ. ખાવુ પડે તો સિંધવ કે લવણ વિનાનું ખાવું નહિ. મગની દાળ, ઘી અથવા તો સાકર વગરનું પણ દહીં રાત્રે ખાવું નહિ

સામા માણસનો હેતુ ધ્યાનમાં લઇને તેના મનને જેમ સંતોષ થાય તેમ કરવું,તેજ પ્રમાણે વર્તીને પારકાને સેવે તેજ પંડિત જાણવો.

હંમેશાં દરેક ઠેકાણે એકલો માણસ સુખી હોતો નથી, સર્વમાં વિશ્વાસ રાખનારો તેમજ શંકા રાખનારો માણસ પણ સુખી થતો નથી, ઉદ્યોગમાં કદિ પાછું પડવું નહિ. કોઇ માણસની સાથે ઉદ્યમની હરીફાઇ કરવી પણ કુળની હરીફાઇ કદિ કરવી નહિ.

મળમુત્ર અને અધોવાયુના વેગને જરાપણ રોકવો નહિ. મનના વેગોને ધારણ કરવા (રોકવા) ઇંદ્રિયોનું અતીશય દમન કરવું નહિ તેમજ તેને બહુ લડાવવી પણ નહિ.

વરસાદ તેમજ તડકાના વખતમાં છત્રી રાખવી. રાત્રે ફરવામાં તેમજ ભય વખતે હાથમાં લાકડી રાખી ફરવું. પગમાં શરીરના રક્ષણ માટે જોડા પહેરીને ફરવું. ચાર હાથ છેટે દ્રષ્ટી રાખીને ચાલવું. બાહુ બળથી નદી તરીને જવું નહિ. અગ્નિ લાગતો હોય ત્યાં જવું નહિં.

શંકાવાળા (ડોલતા) વહાણ અથવા ઝાડપર ચઢવું નહિ, ખરાબ વાહન (હાથી, ઘોડા, પાલખી વગેરે)પર બેસવું નહિ, વિચક્ષણ પુરૂષે સભામાં પહોળું મોઢું કરીને આડું લુગડું ઇત્યાદિ કાંઇ પણ ઢાંકણ રાખ્યા શીવાય ઉધરસ ખાવી નહિ, હસવું નહી, ઓડકાર, બગાસું, છીંક પણ ખાવી નહિ, નખથી નાક ખોતરવું નહિ, ઉધડકા તેમજ ઉભા પગે લાંબા વખત સુધી બેસવુ નહિ, નખવડે જમીન ખોતરવી નહી કે જમીનપર કાંઇ લખવું નહિ. શરીરપર સાવરણીની ધુળ કદી ઉડવા દેવી નહિ.

નખથી તણખલાં તોડવાં નહિ, એંઠા અંગથી બ્રાહ્મણનો સ્પર્શ કરવો નહીં.

ગ્રહણથી ઘેરાયેલા ઉગતા તથા આથમતા સૂર્ય સામું જોવું નહિ જળમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ કદિ જોવું નહિ.

અત્યંત ઝીણા પદાર્થો નિરંતર જોવા નહિં, બહુ તેજવાળા તેમજ અપવિત્ર ને અપ્રિય વસ્તુ સામે જોવું નહિ, ઇંદ્રધનુષ્ય સામું પણ કદી જોવું નહિ. શત્રુનું અન્ન કદિ પણ ખાવું નહીં. વેશ્યાનું અન્ન પણ ખાવું નહિ, કોઇના જામીન થવું નહિ, કોઇના ખોટા સાક્ષી થવું નહી, કોઈની થાપણ રાખવી નહિ, જુગારનો દુરથી જ ત્યાગ કરવો.

સ્રીયોનો વિશ્વાસ કદાપિ રાખવો નહિ, તેમને કદી સ્વતંત્રતા આપવી નહિ. સ્રીની હંમેશાં રક્ષા કરવી, તેમાં વિશેષે કરીને યૌવનમાં વધારે સાચવણ રાખવી.

ફાટેલ તુટેલ શય્યામાં સુવું નહિ, એકલા ગુફા અથવા ભોંયરા વીગેરેમાં સુવું નહિ, અથવા ભિન્ન શય્યામાં સુવું નહિ.

દેવાલયમાં એકલા સુવું નહિ, તેમજ ઝાડ નીચે પણ એકલા સુવું નહી,એ પ્રમાણે સદાચારમાં વર્તીને દીવસો નિર્ગમન કરવા તેજ પ્રમાણે રાત્રિચર્યામાં બતાવ્યા પ્રમાણે મનુષ્યે નિયમો પાળવા જોઇએ.

આ પ્રમાણે ટુંકામાં આચાર બતાવ્યા છે તે પ્રમાણે જે મનુષ્ય વર્તે છે તે આયુષ્ય, આરોગ્યતા, પ્રીતી, ધર્મ, ધન, અને યશ મેળવે છે. આહાર, મૈથુન,નિદ્રા,ભણવું, ચાલવું (માર્ગમાં ચાલવું) આ પાંચ પ્રકારનાં કર્મો સંધ્યાકાળે ડાહ્યા માણસે ત્યાગ કરવાનાં છે.

સંધ્યાકાળે ભોજન કરવાથી રોગ ઉત્પન્ન થાય છે, મૈથુનથી ગર્ભવિક્રાંતી વિકાર (વાંકાચુંકાપણું (પતન) ઇત્યાદિ થાય છે, ઉંઘથી દારિદ્ર થાય. વેદાદિ ભણવાથી આયુસ્ય ઓછું થાય છે, માર્ગમાં ચાલવાથી ભય રહે છે.

## રાત્રીચર્યા

### રાત્રે પાળવાના નિયમો

ચંદ્રના પ્રકાશવાળી રાત્રી ઠંડી છે, કામદેવને આનંદ આપનારી છે, તરસ પિત્ત તથા દાહ મટાડે છે, આકળ પડે છે તે રાત્રી તેથી ઓછા ગુણવાળી છે, વાયુ તથા કફ કરનાર છે. અંધારૂં ભય આપ-

નાર, મોહ પમાડનાર, દિશા ભુલાવનાર છે અને ચિત્ત મટાડનાર, કફ કરનાર, કામ વધારનાર તથા ગ્લાનિ કરનાર છે.

રાત્રે પહેલા પહોરમાં ભોજન હલકું કરવું, કાંઇક ઓછું ખાવું દાબીને વધુ ખાવાથી પચતું નથી તેથી દાબીને ખાવું નહિ.

## સ્ત્રીસંગના નિયમો

મનુષ્યને નિત્ય સ્ત્રીસંગ કરવાની ઇચ્છા થાય છે તેથી જો મૈથુન ન કરે તો પ્રમેહ થાય, મેદવૃદ્ધિ થાય છે અથવા શરીરમાં શિથીલપણું થાય છે.

પરાણે મનનો નિરોધ કરવાથી અથવા ક્રોધથી બ્રહ્મચર્ય રાખવામાં આવે તો અથવા સ્ત્રીમાં અણુગમો થવાથી મનુષ્ય ક્ષીણવીર્યવાળો થાય છે (તેનું વીર્ય ક્ષીણ થઇ જાય છે.)

પરાણે બ્રહ્મચર્ય પાળવાથી દુબળાપણું આવે છે, મોંઢાનો શોશ, પાંડુરોગ, ફીકાપણું, ગ્લાનિ તથા ભ્રમ થાય છે. નપુંષકપણું આવે છે, તથા પેશાબ અથવા સ્વપ્નામાં ધાતુ જવાનો રોગ થાય છે.

## સંગ ન કરવા જેવી સ્ત્રીયો

સગાંવ્હાલાંની સ્ત્રી, દુશ્મનની સ્ત્રી, રાજાની રાણી ઇત્યાદિ. મિત્રની સ્ત્રી, ગુહ્ય રોગવાળી સ્ત્રી, શિષ્યની સ્ત્રી અથવા બ્રાહ્મણની સ્ત્રી, અત્યંત પતિત થએલી, મદોન્મત્ત, મહાપાપવાળી સ્ત્રી, વેશ્યા, સંન્યાસ લીધેલી સ્ત્રી, સતી સ્ત્રી, ગુરૂની સ્ત્રી, વૃદ્ધ તથા સગર્ભા સ્ત્રી, મ્લેચ્છની સ્ત્રી અત્યંત કાળી તથા અજાણી સ્ત્રીયો એ સર્વ સ્ત્રીઓનો સંગ કરવામાં ત્યાગ કરવો.

ડાહ્યા પુરૂષે રતિનો ક્રમ જાણીને સ્ત્રીઓનું સેવન કરવું.

બાલા, મુગ્ધા, અતિરૂઢા કે પ્રાઢા સ્ત્રીઓને તેમને જાણીને તેમની પ્રિતિ મેળવવા માટે કામશાસ્ત્ર જાણીને તેના ક્રમ પ્રમાણે તેઓનું સેવન કરવું.

૧૬ વર્ષની સ્ત્રી બાળા કહેવાય છે, ૧૬ થી ૩૨ વર્ષ સુધીની સ્ત્રી મુગ્ધા કે તરુણી કહેવાય છે, ત્યાર પછીની સ્ત્રી તે ૩૨ થી ૫૦ વર્ષ સુધી અધિરૂઢા કે પ્રૌઢા કહેવાય છે ત્યાર પછીની એટલે ૫૦ વર્ષથી મોટી ઉમ્મરની સ્ત્રીઓ વૃદ્ધ કહેવાય છે તે રતિસુખ માટે વર્જ્ય છે.

સ્ત્રી સેવન માટે ગ્રીષ્મરૂતુ તથા શરદરૂતુમાં બાળા હિતકારક છે, શીયાળામાં તરૂણી હિતકારક છે, વર્ષા અને વસંતમાં પ્રૌઢા ઉપયોગી

છે બાળાનું નિત્ય સેવન કરવાથી નિત્ય પોતાના બળમાં વધારો થાય છે, તરૂણીનું વધારે સેવન કરવાથી શકિત ઓછી કરે છે. પ્રૌઢાનું વધારે સેવન કરવાથી વૃદ્ધાવસ્થા જલ્દી આવે છે.

નવું અન્ન,બાળા સ્ત્રી, દુધનું ભોજન, ઘીનું ભોજન એ સર્વનું સેવન, ઉના પાણીથી ન્હાવું એ સર્વ યથેચ્છ અને જલ્દી શકિતને આપનાર છે.

ખરાબ ગંધાતુ માંસ, વૃદ્ધ સ્ત્રી, ઉગતો સુર્ય, કન્યા(સંક્રાતિનો સુર્ય), તરત મેળવેલું દહિં (કાચું દહીં),પ્રભાતે મૈથુન તથા પ્રભાતમાં નિદ્રાનું સેવન કરવું એ તરતજ અશકિતને લાવનાર છે.

વૃદ્ધ પણ જો જુવાન સ્ત્રી સાથે સંભોગ કરે તો તે જુવાન જેવો થાયછે. પોતાથી મોટી ઉમ્મરની સ્ત્રી સાથે મૈથુન કરવાથી વૃદ્ધ પણું આવે છે.

પોતાની સ્ત્રી સાથે નિયમિતપણે મૈથુન કરવાથી આયુષ્યવાન બની ઘડપણ વિનાનો થાય છે. શરીરનો વર્ણ તથા બળ વધે છે. માંસની વૃદ્ધિ તથા સ્થિરપણું થાય છે.

કામદેવની ઇચ્છાવાળાએ હેમંતરૂતુમાં વાજીકરણ ઓષધીઓનું સેવન કરી સ્ત્રીનું સેવન કરવું, શિશિરરૂતુમાં પણ પોતાની ઇચ્છાનુસાર સ્ત્રીનું સેવન કરવું.

વસંત તથા શરદરૂતુમાં ત્રણ ત્રણ દિવસે સ્ત્રીનુ સેવન કરવું વર્ષા તથા ગ્રીષ્મરૂતુમાં પંદર પંદર દિવસે સ્ત્રીનુ સેવન કરવું.

શીયાળામાં રાત્રે તથા ગ્રીષ્મમાં દિવસે, વસંતમાં દીવસે તથા રાત્રીએ,વર્ષામાં મેઘની ગર્જના વખતે, શરદરૂતુમાં ઇચ્છાનુંસાર (મરજી પ્રમાણે) વખત સમજી લેવા કોઇ ઠેકાણે સરોવર સન્નિધ એવો પાઠછે.

સર્વે રૂતુમાં ૩—૩ દીવસે સ્ત્રી સંગ કરવાનું કહ્યું છે, પણ ગ્રીષ્મ રૂતુમાં પખવાડીયાનું કહ્યું છે, દીવસે સ્ત્રી સેવન કરવાથી, આયુશ્યનો ક્ષય થાય છે, તેટલા માટે વિદ્વાને દિવસે મૈથુન કરવું નહિ. અવશ્ય હોય તો ગ્રીષ્મમાં તથા વસંતમાં સ્ત્રી સેવન કરવું.

સંધ્યાકાળ વેળાએ,પર્વણીના દિવસોમાં.ગાય છોડવાના વખતમાં, મધ્ય રાત્રીએ અને મધ્યાન્હકાળે મૈથુનનો ત્યાગ કરવો.

શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે યોગ્ય વયવાળા મનુષ્યે વાજીકરણ ઔષધીઓનું સેવન કરીને સર્વે રૂતુમાં ઉપર બતાવ્યા પ્રમાણે સ્ત્રીસંગ કરવો તો તેમાં કાંઇ હરકત આવતી નથી.

વ્યાધિ તથા ભય વિનાના જુવાન પુરુષે ઘી તથા દુધ ખાવાનો ઇચ્છા પ્રમાણે મ્હાવરો રાખી સ્ત્રીસંગ કરવો જોઇએ.

અતિશય ગુપ્ત તથા શુશોભીત સ્થળમાં સ્ત્રીઓનાં ગીત સંભળાતાં હોય તેવા સ્થળમાં, સુગંધી તથા સુખવાળો પવન વાતો હોય તેવા સ્થળમાં સ્ત્રીસંગ કરવો.

મોટા માણસોના નજીકના સ્થળમાં, નિવ્રત, નિર્જન સ્થાનમાં, લજ્જા ઉત્પન્ન કરનાર સ્થળમાં. દુ:ખ થાય તેવા શબ્દો સંભળાતા હોય તેવા સ્થળમાં સ્ત્રી સંગ કરવો નહિ.

સ્નાન કરીને,શરીરે ચંદન લેપન કરીને,સુગંધિત પુષ્પો વિગેરેથી શોભાયુકત થઇને, વીર્ય વધારનારાં ભોજન કરીને, સારાં વસ્ત્રો તથા ઘરેણાંથી શરીર સુશોભિત કરીને. મુખમાં તાંબુલ, (પાન બીડુ ) ખાઇને, કામદેવ ઉત્પન્ન થયો છે એવા સ્ત્રીની પ્રીતિવાળા પુરૂષે પુત્ર ની ઇચ્છા રાખીને સુંદર પલંગમાં સ્ત્રી સાથે રમણુ કરવું.

બહુ ખાધું હોય,ધીરજ વિનાનો હોય,ભૂખ્યો હોય, દેહમાં પીડા વાળો હોય, તરસ્યો હોય તેણે, બાળકે, વૃદ્ધે, તેમજ ઝાડો, પેશાબ પવન વિગેરે બીજા વેગો જેને ઉત્પન્ન થયા છે, તેઓએ તેમજ રોગી એ મૈથુનનો ત્યાગ કરવો.

ગુણરૂપથી યુકત કામનાવાળી, હસમુખી સારી શોભાવાળી, પોતાના જેવા સ્વભાવવાળી, સારા કુળમાં ઉત્પન્ન થયેલી પ્રેમદાનું અતિ કામના સહિત પુરૂષે સામસામાં આનંદરુપી શણુગારવાળાં થઇને પુષ્ટિકારક વાજીકરણનું સેવન કરીને યુકિતથી પ્રેમદા સ્ત્રીનું સેવન કરવું.

સેંથો, આંખ, હોઠ, ગાલ, ગળુ, કુખ; સ્તનો, હૃદય, નાભી, કેડ, જાંગ, ઢીંચણ, ઘુંટણુ, પગનો અંગુઠો એ પ્રમાણે મહિનાના બે પક્ષમાં શુકલપક્ષમાં પગથી માથા સુધી, ડાબી બાજુના ભાગમાં. તેમજ કૃષ્ણુપક્ષમાં માથાથી પગના અંગુઠાસુધી ડાબી બાજુ સ્ત્રીઓમાં કામદેવનો વાસો છે.

સેંથામાં નખરાં કરવાં, ચુંબન કરવું,નાભિમાં જરા જરા ચપટી ભરવી; નેત્ર, કપાલ, હોઠ, દાંતના આગળના ભાગ તેમાં પણ નખ લગાડવા.

કુખ તથા કંઠમાં પણ હાથ લગાડવા, બન્ને સ્તન તથા છાતીમાં હાથથી તાડન કરવું,ધીમે ધીમે કેડોમાં દઢમર્દન કરવું, નાભિમાં જરા

જરા ચપટી ભરવાથી તેમજ ઢીંચણ, ડુંટી તથા પગના અંગુઠામાં ઘાત કરવો (તાણુવા) આ પ્રમાણે વર્તવાથી સ્ત્રીને કામની શાંતિ થાય છે ને દ્રવી જાય છે.

રજસ્વળા,કામના વગરની,મલિન, અપ્રિય, વર્ણમાં જુદ, વયમાં વૃદ્ધ; રોગથી પીડાતી; અંગમાં હિન; ગર્ભીણી દ્વેષ કરનારી; યોનિ-રોગવાળી, પોતાના ગોત્રની સ્ત્રી,ગુરૂની સ્ત્રી, સંન્યાસ લીધેલો છે તેવી સ્ત્રી, એવી સ્ત્રી સાથે વ્યવહાર કરવો નહિં તેથી બહુ અવગુણ થવા સંભવ છે. પોતાના મનને કાબુમાં ન રાખી શકે તેવો પુરૂષ રજ-સ્વળા સ્ત્રી સાથે સમાગમ કરે તો તેની દ્રષ્ટિ આયુષ્ય, તેજ, શક્તિ તેમજ ધર્મની હાનિ થાય છે, તેથી અધર્મ થાય છે.

વૈરાગ્યવાળી સ્ત્રી સાથે, ગુરુની સ્ત્રી સાથે; પોતાના ગોત્રની સ્ત્રી સાથે, તેમજ પર્વણીમાં, બન્ને સંધ્યાના વખતમાં, વૃદ્ધ સ્ત્રી સાથે સમાગમ કરવાથી જીવ-નો ક્ષય થાય છે. ગર્ભીણી સ્ત્રી સાથે મૈથુન કરવાથી ગર્ભને પીડા થાય છે. વ્યાધિવાળી સ્ત્રી સાથે મૈથુન કરવાથી બળનો ક્ષય થાય છે, હીન અંગવાળી,મેલી, દ્વેશ કરનારી, થાકવાળી, અશક્ત તથા વાંઝણી સ્ત્રી સાથે તેમજ ખુલ્લા પ્રદેશમાં સંગ કરવાથી શુક્રનો ક્ષય થાય છે તથા મન ગ્લાનિ પામે છે.

ભુખ્યો હોય તે પુરૂષ, જેનું ચિત્ત ક્રોધવાળુ હોય તેવો પુરૂષ, તરસ્યો તથા અશક્ત હોય તેવા પુરૂષે સ્ત્રીસંગ કરવો નહિ તેમ જે પુરૂષ મધ્યાન્હ સમયે સ્ત્રી સંગ કરે તો તેની ધાતુ ક્ષીણ થાય છે તથા આરોગ્યની હાનિ થાય છે, અને વાયુ પ્રકોપ પામે છે.

વ્યાધિવાળો પુરૂષ સ્ત્રીસંગ કરે તો તેને પીડા થાયછે, બરોળનો રોગ થાય છે, મુર્છા તથા મૃત્યુ થાય છે, પ્રભાત તથા મધ્યરાત્રે સ્ત્રીસંગ કરવાથી વાયુ તથા પિત કોપ પામે છે.

તિર્યંગ યોનિ, અયોનિ, અથવા દુષ્ટ યોનિના સંબંધથી ઉપદંશ નો રોગ થાય છે, વાયુનો કોપ થાય છે, તથા વીર્ય અને સુખનો ક્ષય થાય છે.

મળમુત્ર તથા રેતના ઉછાળાને ધારણ કરનાર પુરૂષને, તથા છુટી ગયેલા વીર્યને રોકનાર પુરૂષને મુત્રકચ્છ, પથરી, ધાતુનું જવું વગેરે રોગ થવા સંભવ છે.

તેટલા માટે આલોક તથા પરલોકનું હિત ઇચ્છનારે આ બધી બાબતો છોડી દેવી. કોઇપણ રીતે ચલીત શુક્રને રોકી રાખવું નહિ.

સ્નાન, ગંધલેપન,ઠંડો વાયુ, સાકરવાળા ખાવાના પદાર્થો, ઠંડુ પાણી, દુધ, માંસરસ, યુશ, સુરા પ્રસન્ન (ઉત્તમ પ્રકારનું મદ્ય) એનું સેવન રતી કર્યા પછી સ્વસ્થ થઇને કરવું. તે પ્રમાણે કરવાથી શરીરમાંથી ગયેલી શક્તિ પાછી આવી જાય છે.

સ્નાન, સાકરવાળું (કઢેલું) દુધ, સાકર તથા ઘીવાળા ખાવાના પદાર્થો, સંસ્કાર કરેલા પદાર્થોનું સેવન તથા ઉંઘવું એ બધું સ્ત્રીસંગ કર્યા પછી હિતકારક છે.

અતિ મૈથુનથી આક્ષેપક ઇત્યાદિ રોગ થાય છે; શુળ,ઉધરસ તથા શ્વાસ, દુબળાપણું, પાંડુરોગ, આમ તથા ક્ષય ઉત્પન્ન થાય છે.

રાત્રે ઉજાગરો કરવો રૂક્ષ છે, કફદોષ તથા ઝેરની પીડા મટાડનાર છે.

વખતસર બરાબર ઉંઘ લેવાથી ધાતુઓનું સરખાપણું થાય છે, ઘેન રહેતું નથી. તેમજ પુષ્ટિ વર્ણ બળ ઉત્સાહ તથા જઠરાગ્ન વધારેછે.

જે મનુષ્ય બીજોરાના પાનનું ચુર્ણ મધમાં મેળવીને સુતી વખતે ચાટીને સુઇ રહે છે તે પીડાકારક વાયુના અવરોધથી પીડાતો નથી તે સુખેથી સુઇ રહે છે.

## પરોઢીએ પાણી પીવાના ગુણ

સૂર્યનારાયણના ઉદય વખતે આઠ અંજલી ભરીને જે માણસ પાણી પીવે છે, તે માણસને રોગ તેમજ જરા (ઘરડપણુ)નડતાં નથી પુરાં સો વર્ષ સુધી તે જીવે છે.

પ્રતિ દિવસે સૂર્યોદય પહેલાં મળમૂત્રોત્સર્ગ કર્યા પહેલાં જો પાણી પીધામાં આવે તો વાયુ, કફ. પિત્ત અને અગ્નિ સંબંધી દોષો મટે છે. તે સો સ્ત્રીઓને ભોગવતો સો વર્ષ સુધી જીવે છે.

જે માણુસ રાત્રીમાં પરોઢીએ ઉઠીને સવારમાં નાકથી પાણી પીવે છે તે બુદ્ધિમાન થાય છે તેની આંખો ગરૂડ જેવી થાય છે વળીયાં તથા પળીયાં આવતાં નથી,તેમજ તમામ રોગથી મુકત થાય છે. હરસ, સોજા, સંગ્રહણી, તાવ, પેટના વ્યાધિ, ઘડપણુ, કોષ્ટવિકાર મેદના વિકારો, મુત્રાઘાત, અને રકતપિત, અને કાન, ગળું, માથાના રોગો મટે છે. કેડનું શુળ આંખના રોગ મટે છે. શિવાય બીજા વાયુ,પિત,કફ ઉરૂક્ષતથી થતા વથા કફ વિગેરે વિકારો પરોડીએ પાણી પીવાના અભ્યાસથી મટી જાય છે.

જેણે સ્નેહ લીધો હોય તેણે, તથા જેને ઉરૂક્ષત થયો હોય તેણે, શોધન ઔષધથી કોઠો શુદ્ધ ન કર્યો હોય તેણે,આફરો હોય તેણે પેટ સ્તબ્ધ થઇ ગયું હોય તેણે (બંધકુષ્ટવાળાએ), હેડકીવાળાએ, કફ તથા વાયુના વ્યાધીવાળાએ પ્રાતઃકાળમાં ઉશાપાન કરવું નહિ, (પાણી પીવું નહિં.)

જે મનુષ્ય આ દિનચર્યા પ્રમાણે દિન પ્રતિ ન વર્તે તો તેને રોગ થાય છે તેટલા માટે પથ્યથી વર્તવું હિતકારક છે.

## રૂતુચર્યા

૧ શિશિર, ૨ વસંત, ૩ ગ્રીષ્મ, ૪ વર્ષા ૫ શરદ ૬ હેમંત એમ છ રૂતુઓ પોષ માસથી ક્રમવડે કરીને જાણવી,બબ્બે માસની ૬ રૂતુઓ ક્રમ પ્રમાણે પોષ માહા,(શિશિર)ફાગણ,ચૈતર, (વસંત);વૈશાખ જેઠ, (ગ્રીષ્મ) અસાડ, શ્રાવણ (વર્ષા) ભાદરવો;આસો; (શરદ),કારતક. માગશર, (હેમંત) રૂતુ સમજવી. પ્રથમની ત્રણ શિશિર,વસંત, ગ્રીષ્મ ઉત્તરાયનમાં જાણવી અને બીજી ત્રણ વર્ષા; શરદ, હેમંત એ દક્ષિણાયનમા જાણવી. પ્રથમની ૩ ઉત્તરાયને છે તે ગરમ છે, તેથી બળ ઓછું કરનાર છે અને બીજી ૩ દક્ષિણાયન છે તે બળ આપનાર તથા ઠંડી છે, તેમાં શિશિર અત્યંત ઠંડી છે, રૂક્ષ (લુખી) છે, વાયુ તથા અગ્નિ વધારનાર છે. વસંત મધુર છે, સ્નિગ્ધ છે, કફની વૃદ્ધિ કરનાર છે, ગ્રીષ્મરૂતુ લુખી છે, અત્યંત તીખી છે, પિત્ત કરે છે. અને કફનો નાશ કરે છે.

વર્ષારૂતુ ઠંડી છે, વિદાહિ છે. અગ્નિને મંદ કરે છે, વાયુને ઉત્પન્ન કરે છે.

શરદરૂતુ ગરમ છે, પિત્તને ઉત્પન્ન કરનાર છે, પુરૂષોને (મધ્ય) સાધારણ બળ આપનાર છે.

હેમંત રૂતુ ઠંડી છે, સ્નિગ્ધ છે, સ્વાદવાળી છે; જઠરાગ્નિને વધારનાર છે.

સંચય (ભેગું થવું) પ્રકોપ (કોપ પામવો) પ્રશમન (સમાઇ જવું) ગ્રીષ્મને આદિ લઇને વાયુ, પિત,કફ, તે ત્રણ રૂતુમાં અનુક્રમે થાય છે. ગ્રીષ્મમાં વાયુનો સંચય થાય છે. વર્ષારૂતુમાં પિત્તનો સંચય થાય છે, અને શિશિરમાં કફનો સંચય થાય છે.

દોશોનો સંચય, કોપ તથા શમન એ આહાર વિહારના સેવન પ્રમાણે થાય છે.

કાળ પ્રાપ્ત ન થયો હોય તો પણ આહાર વિહારના યોગ્ય સેવનથી સમતાને પામે છે. વિપરીત આહાર વિહારથી વિપરીતપણું ( પ્રકોપ ) પામે છે.

**સંચયનું લક્ષણ**—પોતાના સ્થાનમાં રહેલા દોષોની વૃદ્ધિ થાય છે, ત્યારે કોઠો જડાઇ જાય છે (દસ્ત બરાબર આવતો નથી ને જડતા જણાય છે) પીળું પીળું જણાય છે. અગ્નિમંદ થાય છે, શરીર ભારે થાય છે. ને આળસ આવે છે. એ સંચયનું કારણ છે. તે તે વસ્તુનો દ્વેશ થાય છે, ( તે દોષ ઉત્પન્ન કરનાર વસ્તુ ગમતી નથી ) તે સંચયનું લક્ષણ છે.

સંચય થતાંજ દોષને હણુવામાં આવે તો આગળ દોષો વધી શકતા નથી અને જો ઓછા કરવામાં ન આવે તો વધતાં વધતાં અત્યંત બળવાન થઇ જાય છે.

## વર્ષાઋતુ-( અસાડ, શ્રાવણ )

વર્ષાઋતુમાં વાયુ બળવાન હોય છે, તેટલા માટે મીઠા, ખાટા તથા ખારા એ ત્રણ રસોનું સેવન કરવું. તે પવનની શાંતિ માટે વિશેષ સેવન કરવા જોઇએ, વર્ષાઋતુમાં,શરીરમાં ક્લેદ (ભિનાશ) વિશેષ થાય છે તેટલા માટે ક્લેદની શાંતિ માટે કડવા, તીખા તથા તુરા રસનું સેવન કરવું. શેક કરવો, મર્દન કરાવવું, ગરમ પદાર્થ સાથે દહીંનું ભોજન કરવું, ઘઉં, ચોખા, અડદ, કુવાનું જળ, વરસાદના જળનું (વરસાદનું અદ્ધરથી ઝીલેલું પાણી) સેવન કરવું (ગાંગજળ).

પૂર્વદિશાનો પવન સેવવો નહિ. વરસાદમાં ફરવું નહિ, તડકામાં ફરવું નહિ,ઠંડકમાં ફરવું નહિ, મહેનત કરવી નહિ, નદી કાંઠે ફરવું નહિ, દિવસે સુવું નહિ, રૂક્ષ પદાર્થનું સેવન કરવું નહિ, તથા નિત્ય મૈથુન કરવું નહિ.

## શરદઋતુ-( ભાદરવો, આસો. )

શરદઋતુમાં ઘીનું, મધુર(ગળ્યા), તુરા, કડવા, રસોનું સેવન કરવું. શીતળ તથા હલકા પદાર્થો સેવવા, દુધ, સ્વચ્છ ધોળી શેરડી, થોડોક ખારો રસ, જવ, મગ, ચોખા, નદીના જળનો ઉપયોગ કરવો. અંશુદક ચંદ્રમાની જ્યોત્સ્ના, ચંદન, ચાંદની, કપુર, સ્વચ્છ માળાઓ, કમળ, શુધ્ધ વસ્ત્રોનું સેવન કરવું, મિત્રમંડળમાં વિશ્રામ લેવો, મધુર વાતો કરવી, તળાવોમાં ક્રિડા કરવી, પિત્તવાળાને રેચન આપવું, બળ-

વાનની શીરા ખોલવી; આ બધી ક્રિયાઓ વરસાદના અંત સમયમાં (શરદમાં) હિતકારક છે. દહીં, કસરત, ખાટાં, તીખાં, ઉષ્ણ, તીક્ષ્ણ એ પદાર્થોનો ત્યાગ કરવો. દિવસે સુવું નહિ. ઠંડક અને તડકાનો ત્યાગ કરવો.

**અંશુદક જળ**-દિવસે સૂર્યના તાપથી તપેલું, રાત્રે ચંદ્રના કીરણોથી શીતળ થએલું જળ તે અંશુદક કહેવાય છે.તે સ્નિગ્ધ છે, ત્રિદોશ મટાડનાર છે.

શેરડી, શાલના ચોખા, મગ, સરોવરનું પાણી, ઉકાળેલું પાણી, પ્રદોશ સમયના ચંદ્રનાં કિરણો એ શરદૠતુમાં પથ્ય છે.

## હેમંતૠતુ-( કાર્ત્તિક, માગશર )

હેમંત ૠતુમાં સવારમાં ભોજન કરવું, ખાટું, મધુર તથા ખારા પદાર્થોનું સેવન કરવું. શરીરે તેલ ઇત્યાદિ ચોળવું,ગરમીનું સેવન કરવું. શ્રમ કરવો, શેરડી, શાલના ચોખા,અડદ, મિષ્ઠાન્ન, લોટની બનાવટો; તાજુ આવેલું અનાજ ખાવું, તલનું સેવન કરવું. કસ્તુરી,ઉંચું કેશર, અગર, ઉનું પાણી વાપરવું શૌચ ક્રિયામાં પણ ઉનું પાણી વાપરવું. અગ્નિનું સેવન, સ્નિગ્ધ પદાર્થોનું સેવન કરવું, પોતાની સ્ત્રીના સાથે આનંદ કરવો, ભારે તથા ઉનનાં ગરમ વસ્ત્રો પહેરવાં. એટલાં વાનાં હંમેશાં સેવવાં જોઇએ.

## શિશિરૠતુ-(પોષ, મહા)

શિશિરૠતુમાં ઠંડી વધારે હોય છે તેમજ તે ૠતુ રૂક્ષ છે અને તે આદાનકાળ ગણાય છે તેથી તેમાં પણ વિશેષત્વે કરીને હેમંતની બધી વિધી વાપરવી.

## વસંતૠતુ ( ફાગણ, ચૈત્ર )

વસંતમાં વમન નસ્ય (નાકમાં ઔષધ ) સુંઘવું, હરડેનું ચુર્ણ મધમાં ચાટવું,કસરત કરવી,શરીરે ઔષધ ચોળી ઉદ્વર્તન કરવું.કફઘ્ન દવાઓ મધ સાથે ચાટવું, કવલગ્રહ (કોગળા) કરવા, જુદી જુદી જાતના ઘઉંનો આટો, જુદી જાતના ચોખા તથા મગ, જવ, સાંઠી ચોખા વાપરવા. ચંદન, કુંકુમ, અગરનો લેપ શરીરે કરવો, રૂક્ષ, તીખાં, ગરમ તથા હલકા પદાર્થો વાપરવા.મધુર, ખાટું દહીં, ચીકણા પદાર્થો દીવસે સુવું નહી. ન પચે તેવો ખોરાક ડાહ્યા માણસે ૠતુમાં અવશ્ય છોડી દેવો જોઇએ.

## ગ્રીષ્મઋતુ—(વૈશાખ, જેઠ)

ગ્રીષ્મઋતુમાં મધુર, સ્નિગ્ધ, ઠંડા, હલકા પદાર્થો તથા પ્રવાહી પદાર્થો—શીખંડ ઇત્યાદિ, મુરબ્બાઓ, સાકર, સાથવો, દુધ, તળીયાં (સકરટેટી) સાકર તથા દુધ સાથે શાળના ચોખા ખાવા, ચંદ્રમાના શાંત કીરણોનું સેવન કરવું, દીવસે સુવું, ચંદન તથા સુખડ ઇત્યાદિથી શીતળ કરેલું નીતારેલું પાણી ઉનાળામાં સેવન કરવું. તીખાં, ખારા તથા ખાટા પદાર્થનો ત્યાગ કરવો, તડકે ફરવું નહી, મહેનત કરવી નહીં.

ઉપર પ્રમાણે કહેલા નિયમ પ્રમાણે દરેક ઋતુમાં વર્તનાર માણસ ને કદી દોશો નડતા નથી એટલે તે સુખી રહે છે.

## પાણીના ગુણો

દિવસે સૂર્યના ગરમ કિરણોથી તપેલું તથા રાત્રીએ ચંદ્રમાના શીતળ કિરણોથી શીતળ થયેલું તેમજ અગસ્ત્યના ઉદયથી રાત્રી—દિવસ નીર્દોશ થયેલું (સ્વચ્છ થયેલું જળ) તે અંશોદક કહેવાય છે તે અંશોદક પવિત્ર છે. જે જળમાંથી મેલ જતો રહ્યો છે તે નિર્મળ પાણી શરદી કરતું નથી, અથવા લુખું પણ નથી તેમજ તે પીવામાં પણ અમૃત જેવું છે.

પાણી ઠંડુ, શીતળ, રૂક્ષ છે. પિત્ત, ચીત્તભ્રમ મટાડે છે. દાહ, અજીર્ણ, ભ્રમ, ઉલટી, મોહ, મુર્છા તથા મદાત્યય (મદ્યજન્ય રોગ)ને મટાડે છે. મુર્છા, પિત્ત, ગરમી, દાહ, વિષ (ઝેર ખાધું હોય) તે રક્તદોષ, મદાત્યય, ભ્રમ, ગ્લાની, અતીસાર તથા ચાલવાથી થતી ઉલટી ઉર્ધ્વગામી, રક્તપિત્ત વિગેરેમાં ઠંડુ પાણી વખાણવા લાયક છે.

**ઉકાળેલું પાણી**—ઉકાળેલું પાણી વેગવિનાનું; ફીણ વિનાનું સ્વચ્છ કરેલું છે. ઉકાળેલ પાણી ઉકાળતાં તેને અડધું બાકી રાખવું હોય, તેને ઉષ્ણોદક કહે છે. તે ઉષ્ણોદક કફ, મેદ, વાયુ, આમને મટાડે છે, દીપન છે, બસ્તિનું શોધન કરનાર છે, ઉધરસ, શ્વાસ, તાવ મટાડે તેમજ ઉષ્ણોદક, સદા પથ્ય અને હિતકારી છે.

ચોથા ભાગનું ઉકાળેલું પાણી પથ્ય છે, વાયુથી થયેલા રોગો ને મટાડે છે.. અડધા ભાગનું બાકી રાખેલું પાણી વાત તથા પિત્તને મટાડે છે.

ચોથા ભાગનું રાખેલું પાણી વાત, પિત્ત કફને (ત્રિદોષ)મટાડે છે.

લોઢાનો ગોળો તપાવીને લાલ કરી તેના ઉપર નાંખેલું પાણી

અથવા માટીની ઇંટને તપાવી તેને બોળી તૈયાર કરેલું પાણી તમામ દોષોને મટાડે છે ને સદા નીરોગી રાખે છે.

સુંઠ અથવા અજમો નાંખીને ઉકાળેલું પાણી ( ક્રમથી કરેલું) કફ રોગ તથા વાતરોગવાળાને પથ્યકારક છે પરંતુ પિત્તરોગવાળાને ફાયદાકારક નથી. તમામ રોગમાં ઠંડુ પાણી વાપરવું નહિ.

## પાણી તપાવવાના નિયમ

શરદઋતુમાં આઠમો ભાગ પાણી બાળીને પાવું, હેમંતઋતુમાં ચોથો ભાગ પાણી બાળવું, શિશિર,વસંતઋતુ તથા ગ્રિષ્મઋતુમાં અડધું પાણી બાળી અડધું રાખવું. ઋતુનું વિપરીતપણું હોય ત્યારે તેમજ વર્ષાઋતુમાં આઠમો ભાગ બાકી રહે ત્યારે પાણી આપવું.

રાત્રે ઉષ્ણોદક પીવાથી કફના સમુહનું ભેદન થાય છે, વાયુનું આકર્ષણ કરે છે, અજીર્ણને તરતજ પાચન કરે છે, તેથી રાત્રે ઉનું પાણી વાપરવું.

દિવસે ઉકાળેલું પાણી રાત્રે ભારે થઇ જાય છે, રાતનું ઉકાળેલું પાણી દિવસે ભારે થાય છે, માટે દિવસનું રાત્રે તેમજ રાતનું ઉકાળેલું પાણી દિવસે વાપરવું નહીં.

## ઠંડુ પાણી ક્યાં વાપરવું નહિ

પડખાનું શૂળ હોય ત્યારે, સળેખમમાં, વાયુના રોગમાં, ગળું ઝલાઇ ગયું હોય ત્યારે, આફરાના વ્યાધિમાં, કોઠો જડાઇ ગયો હોય ત્યારે, તરતની શુદ્ધિ રેચ,ઉલ્ટી ઈત્યાદીને લીધે કોઠો સાફ કર્યો હોય ત્યારે, અને તરતના આવેલા નવા તાવમાં, હેડકીના રોગમાં તથા સન્નિપાતના વ્યાધિમાં ઠંડુ પાણી વાપરવું નહિ.

## કયા રોગમાં થંડું પાણી પીવું તે

અરોચક રોગમાં, સળેખમમાં, મોંઢામાંથી થુંક વારંવાર આવતું હોય તે રોગમાં (લાળ ઝરતી હોય ) તે દરદમાં, સોજામાં, ક્ષયમાં, અગ્નિમંદ હોય ત્યારે, પેટના રોગમાં, કોષ્ટવિકારમાં, તાવ તથા નેત્ર-રોગમાં, વ્રણમાં, મધુપ્રમેહમાં પાણી થંડું પીવું.

**ઉકાળીને ઠંડુ કરેલું પાણી**—ગોળો, હરસ, ગ્રહણી, ક્ષય, જઠરના રોગમાં અગ્નિના મંદપણામાં, આફરામાં, સોજાના વ્યાધિમાં પાંડુરોગમાં, ગળાના ગલગંડમાં, વ્રણ વ્યાધિમાં, પ્રમેહ તથા નેત્રના

રોગોમાં, વાયુ અરૂચિ કફ, ઝાડાનો વ્યાધિ તથા કફના રોગમાં, કુષ્ટ-રોગ અને સળેખમમાં ઉનું કરેલું પાણી ટંડુ કરીને થોડું થોડું આપવું.

**જળ પચવાનો નિયમ**--ટંડુ પાણી ૧ પ્રહરમાં પચી જાય છે. ઉકાળીને ટંડુ કરેલું પાણી અડધા પ્રહરમાં પચે છે અને ઉકાળીને નવશેકું પાણી પીવાથી, તેથી અડધા વખતમાં પચે છે, ઘણું કરીને પાણી પચવવાના એ ત્રણ કાળ છે. બીજા ગ્રંથોમાં ટંડુ પાણી પીધા પછી ૨ પ્રહરે પચે છે. ઉકાળી ટંડુ કરેલું ૧ પ્રહરે પચે છે ને નવશેકું તેથી અડધી વખતે પચે છે એ ૩ કાળ કહેલા છે.

પાણી વધારે પીવાથી મનુષ્યને આમવૃદ્ધિ થાય છે, આમની વૃદ્ધિથી મંદાગ્નિ થાય છે, મંદાગ્નથી અજીર્ણ થાય છે, અજીર્ણથી જ્વરની ઉત્પત્તિ થાય છે, જ્વર આવવાથી ધાતુનો નાશ થાય છે, ધાતુના નાશથી એક પછી એક એમ સર્વ રોગો ઉત્પન્ન થાય છે.

સાકરવાળું પાણી કફ કરે છે, પવન (વાયુ) મટાડે છે, ખડી-સાકરનાથી કરેલું પાણી વીર્ય વધારનાર છે તથા દોષનાશક છે.ગોળ-વાળું પાણી મુત્રકચ્છ મટાડે છે, પિત્ત તથા કફ કરનાર છે.

**નાળીયેરના પાણીના ગુણ**--નાળીએરનું પાણી સ્નિગ્ધ, મધુર, ટંડું, હૃદયને હીત કરનારૂં, દીપન, બસ્તીશોધન કરનાર, (મૂત્ર, પવન,ઝાડો ) સાફ લાવનાર, કામોત્તેજક, પિત્ત તથા તૃષા મટાડનાર છે, તેમજ હલકું છે.

## દૂધના ગુણ

અગ્નિ પ્રદિપ્ત હોય તેને. બહુ દુબળાને, બાળકને,ઘરડા માણસને કામદેવની ઇચ્છાવાળા પુરૂષને; દુધ અત્યંત હિતકારી છે; કારણ કે દુધ તરત વીર્ય ઉત્પન્ન કરે છે.

જીર્ણજવર; મુત્રકૃચ્છ, રક્તપિત્ત; મદાત્યયકારી શ્વાસમાં વૈદ્યોએ ગાયનું દૂધ વખાણ્યું છે. ગાયનું દુધ મીઠું છે. ટંડુ છે, ભારે છે, સ્નિગ્ધ છે, રસાયણ સ્વરૂપ છે, પુષ્ટિ આપનાર છે, ધાવણ વધારનાર છે બળ આપનાર છે જીવનરૂપ છે. વાયુ તથા પિત્તને મટાડે છે.

દુધ આઠ પ્રકારનું છે--૧ ગાયનું, ૨ ભેંસનું,૩ બકરીનું, ૪ ઉંટનું ૫ સ્ત્રીનું, ૬ ઘેટીનું, ૭ હાથણીનું. ૮ ઘોડી વિગેરે ખરીવાળાં જના-વરોનું. તેમાં કાળી ગાયનું દૂધ ઉતમ છે, વાયુ પિત કફ મટાડે છે. પીળી ગાયનું દુધ, વાયુ તથા પિત્ત મટાડે છે. રાતી ગાયનું દુધ વાયુ

મટાડવામાં ઉત્તમ છે. કાબરચિત્રિ ગાયનું દુધ પણ તેજ ગુણવાળું છે ધોળી ગાયનું દુધ કફ કરનાર છે. તથા ભારે છે, નાનું વાછરડું હોય તેનું અથવા વાછરડા વગરની ગાયનું દુધ ત્રિદોષ કરનાર છે.

વિયાણાને ઝાઝા દિવસ થયા હોય તો (પાકટ) ગાયનું દુધ ત્રિદોષ મટાડનાર છે, તૃપ્તિ આપનાર તથા બળ દેનાર છે. ખોળ વિગેરે ખાવાથી નિકળેલું દુધ ભારે તથા કફ કરનાર, ઉંઘ, વીર્ય; સ્થૂળપણું, બળ, સ્થૂલપણું વધારનાર: અગ્નિ મંદ કરનાર છે અને ઠંડુ છે.

**દુધના ફીણના ગુણો**—કાળી ગાયના દુધનું ફીણ તથા બકરીના દુધનું ફીણ વખાણવા લાયક છે; તે અગ્નિનું મંદપણું; દુબળાપણું તેમજ ઝાડાવાળા રોગીને વિશેષેવડે કરીને ઉપયોગી છે. ઉત્સાહ વધારનાર છે; અગ્નિ દિપન કરી બળ આપનાર છે; સ્વાદિષ્ટ છે, વાયુ મટાડનાર છે. જલ્દી બળ આપે છે આટલા ગુણ ઉકાળેલ દુધમાંથી હાંડાથી હલાવી કાઢેલ ફીણથી થાય છે.

ક્ષીણજ્વરવાળાને તાવ અતિસાર; આમરોગ, વિષમજ્વર, મન્દાગ્નિના આશ્રયે થએલા રોગોમાં દુધનું ફીણ વખાણવા લાયક છે.

**ભેંસનું દુધ**—મધુર છે, ચીકાશવાળું છે, ભારે, બળ આપનાર છે, નિદ્રા લાવનાર, વીર્ય વધારનાર છે, ઠંડુ છે. અભિષ્યંદિ (શરદી કરનાર) અગ્નિમંદ કરનાર છે.

**બકરીનું દુધ**—ગાયના દુધના જેવાજ ગુણવાળું છે, ગ્રાહિ છે. વિશેષ વડે કરીને દીપન છે, હલકું છે. ક્ષય, અર્શ, અતિસાર ત્રિદોશ, રક્તવિકાર, તાવ તથા શ્રમ મટાડનાર છે.

બકરીનું શરીર નાનું હોવાથી કડવા તેમજ તીખા પદાર્થો ખાવાથી; વળી બહુ ફરવાથી તથા થવું પાણી પીવાથી વિગેરે કારણોથી બકરીનું દુધ ત્રિદોશઘ્ન છે.

**ઘેટીનું દુધ** સ્વાદિષ્ટ, કેશ વધારનાર, ચિકાશવાળું વાયુ તથા કફ હણનાર છે, ભારે છે. કામને અનુસરીને થનારા વાયુના વિકારને મટાડે છે, અથવા કેવળ વાયુ મટાડનાર છે.

**ઉંટડીનું દુધ**—મધુર છે, રૂક્ષ છે, ખારૂ; હલકું તથા દીપન છે. કૃમિ કુષ્ટ, કફ, આનાહ સોજા, ઉદરરોગ મટાડવામાં ઉત્તમ છે.

**હાથણીનું દુધ**—પચવામાં કઠણ છે, વાયુ તથા કફ કરનાર છે. ભારે છે, મીઠું (સ્વાદીષ્ટ) છે, પિત્ત જીતનાર છે, ઠંડુછે, તથા શ્રમવાળાને હિતકારક છે.

**ઘોડીનું દુધ**—ઘોડીનું દુધ ગરમ છે, રૂક્ષ છે. બળ આપનાર છે, શ્વાસ તથા વાયુ મટાડનાર છે, સર્વ એક ખરીવાળા પશુનું દુધ ખાટું, ખારૂં, હલકું તથા સ્વાદવાળું છે.

**ગધેડીનું દુધ**—શ્વાસ તથા વાયુ મટાડનાર છે, ખાટું છે, ખારૂ છે, રૂચિ તથા દિપ્તિ કરનાર છે, કફ તથા ઉધરસ મટાડનારછે, બાળકના રોગને મટાડનાર છે.

**સ્ત્રીનું દુધ**—હલકું છે. ટંઢૂ છે, વાયુ તથા પિત્ત જીતનાર છે. નેત્રની પીડા તથા નેત્રાભિઘાતને મટાડનાર છે, નસ્ય તથા આશ્ચ્યોતનમાં હિતકારક છે. તેમજ પ્રલાપ (લવરી) મૂર્છા. ભ્રમ, દાહવાળાને તૃષાવાળાને દોષો ભેગા થયા હોય તેવાને હિતકારક છે, જ્વરના આવ્યા પહેલાં જો મનુષ્ય ધાવણ પ્રાશન કરે તો જ્વરની શાંતી થઇ જાય છે. દ્રાક્ષ નાંખીને મસળી કાઢેલું દુધ આહાર અર્થે વાપરવું. દોષજ્વરમાં અતિસારમાં, શુળમાં ગ્રહણીરોગમાં, પાંડુરોગમાં, ક્ષયમાં અર્શરોગમાં, સોજામાં મંદાગ્નિ, અરૂચિ, લાળ ઝરવામાં. સળેખમમાં, કૃમિરોગમાં, ભગંદર, ઉદાવર્ત, અને કોલેરા એ રોગોમાં સ્ત્રીસ્તનપાન વખાણવા લાયક છે.

સ્ત્રીનું દુધ સ્વાદિષ્ટ છે. તુરા રસવાળું ટંડુ છે, નસ્ય તથા આશ્ચ્યોતનમાં હિતકારક છે. હલકું, અગ્નિ પ્રદિપ્ત કરનાર છે.

ધારોષ્ણ (દહોતી વખતે ગરમ) દુધ વખાણવા લાયક છે, ધારોષ્ણ ભેંસનું દુધ વખાણવા લાયક છે. શિતોષ્ણ ઉકાળી (ઉકાળી નવશેકું) ઘેટીનું દુધ પથ્ય છે, ઉકાળી ટંડુ કરેલું બકરીનું દુધ પથ્ય છે.

ભેંશનું દુધ પિત્ત મટાડનાર છે, મેંઢીનું દુધ વાયુ મટાડે છે; વાયુ તથા ગરમી ગાયના દુધથી મટે છે બકરીનું દુધ ત્રિદોષ મટાડનાર છે.

**ગાયનું દુધ**—ધારોષ્ણ દુધ, પવનનો પ્રકોપ મટાડનારછે, પુષ્ટિ આપનાર છે, પાંડુ તથા કમળો મટાડે છે, ધાતુ તથા ઓજશક્તિ આપનાર છે, રસ વધારનાર છે, કાંતિ વધારનાર છે, દાહ તથા હાથ પગ અને નેત્રમાં બળતરા થતી હોય તે તથા પિત્તના વ્યાધિ, કુષ્ટ, રક્તવિકાર, કૃશપણું તેમજ બીજા દુબળાપણાથી થતા રોગ જેવાં કે જઠરાગ્નિ મંદ થવી વિગેરે મટાડે છે.

કાચું દુધ શરદી કરનાર, ભારે, કફ તથા આમ વધારનાર છે, ગાય તથા ભેંસના દુધ શિવાય બીજાં સર્વે દુધ અપથ્ય છે.

ઉકાળેલું નવશેકું દુધ કફ તથા વાયુ મટાડે છે, ઉકાળી ઠંડુ કરેલું દુધ પિત્ત મટાડે છે. આટલું પાણી નાંખી ઉકાળી બાકી રાખેલું દૂધ કાચ્ચા કરતાં વધારે હલકું છે તથા હિતકારક છે.

ઉકાળ્યા વિનાનું દુધ ૧૦ ઘડીસુધી સારૂં રહે છે. ઉકાળેલું દુધ તેથી બમણું ૨૦ ઘડી સુધી સારૂ રહે છે તે પથ્ય છે. પ્રાતઃકાળમાં રસવાળું દૂધ અનુકુળ પડે તેટલું (રૂચિ પ્રમાણે) પીવું તેમ જીર્ણજ્વરમાં કફ ઓછો થયા પછી દુધનું પ્રાશન કરાવવું ( પીવરાવવું ) તે દૂગ્ધ પાન અમૃતસમાન જાણવું. તેજ દુધ જો તરૂણજ્વરમાં પાવામાં આવે તો હલાહલ ઝેરની પેઠે મનુષ્યને મારી નાંખેછે. ચોથા ભાગનું પાણી નાંખીને યત્નવડે કરીને ઉકાળેલું દુધ નિયમમાં આપે તો તમામ જાતના રોગો મટે છે. બળ આપે છે, પુષ્ટ આપે છે. દુધ ઓજ વધારનાર તથા અતિશય પ્રશસ્ત છે.

પૂર્વાન્હકાળ. (સવારમાં દુધ બળ આપનાર છે, વીર્ય વધારનાર છે, અગ્નિની વૃદ્ધિ કરનાર છે.

મધ્યાન્હકાળ (બપોરે) બળ આપનાર, રૂચિ કરનાર, મુત્રકૃચ્છ તથા પથરીને ભેદન કરનાર છે.

બાળકને અગ્નિ પ્રદિપ્ત કરનાર છે, ક્ષયરોગમાં બળ આપનાર છે, વૃદ્ધ પુરૂષોને રેત (વીર્ય) આપનાર છે.

રાત્રે દૂધ ઘણા દોષ મટાડે છે તે દરેક મનુષ્યે હંમેશાં સેવવા યોગ્ય છે.

## દૂધ કયારે ખાવું નહિ

નવિન તાવમાં, અગ્નિમંદમાં; આમ દોષમાં, કુષ્ટ વ્યાધિવાળાએ. શુળવાળાએ, કફના દોષવાળાએ, ઉધરસ વાળાએ, દુધનું પાન કરવું નહિં, વિશેષ કરીને કૃમિના દોષો મટાડે છે.

સાકર સાથે દુધ કફ કરે છે; પવન મટાડે છે. ખડી સાકર સાથે દૂધ વીર્ય વધારનાર તથા દોષ મટાડનાર છે.

ગોળ સાથે દુધ મુત્રકૃચ્છ મટાડે છે તથા પિત્તને કફ કરે છે.

દુધ ઉકળ્યા વગર ખાવું નહિ. ઉનું કર્યું હોય તો પણ લવણ સાથે કદી ખાવું નહિ.

પીઠું સંધાન, ( મધ ) ત્રુરા પદાર્થો, મગ, ઘી શેરડી સાથે દુધ ખાવું નહિ. કંદ તથા બીજા એવા ફળ સાથે દૂધ ખાવું નહિ.

## દુધના મિત્ર પદાર્થો

કેરી, દ્રાક્ષ, મધ, ઘી, માખણ આદુ, પીંપર, ખારી, સાકર, પૌવા સિંધવ, પડવાલ, સુંઠ, હરડે, એટલા પદાર્થો મધુરવર્ગમાં દુધ સાથે સારા છે. ખાટા વર્ગમાં આંબળાં પથ્ય છે. મધુર રસમાં સાકર, શાક વર્ગમાં પરવળ, તીખામાં આદુ, તુરામાં જવ, લવણમાં સિંધવ ઉપયોગી છે.

## દૂધ સાથે કયા પદાર્થો ખાવા નહિ

મત્સ્ય (માછલાં) માંસ, ગોળ, મગ, મુળા સાથે દુધ ખાય તો કોડરોગને ઉત્પન્ન કરે છે.

શાક જાંબુ, સુરા (મધ) સાથે દુધ ખાય તો સર્પના ઝેરની પેઠે તેનું ઝેર એકદમ મારી નાંખે છે.

## નીચેના પદાર્થોને મેળવીને દુધ કદી ખાવું નહિ

બધા ઉના ઘટ અગર પ્રવાહિ પદાર્થ સાથે દૂધ ખાવું નહિ.

**મુળા**–(લીલાં શાકો) રાન તુળશી, સરગવો, રાતીરાઇ, લસણ, ડુંગળી. તેલ, ખોળ, સરસવ, કોઠું, જાંબુ, લીંબુ, ફણસ, બીજોરૂં, વાંસ. બોર, કેળું, ખાટુ દાડમ અને આ પ્રમાણે બીજાં ફળો તેજ પ્રમાણે બીલીનું ફળ વિરૂદ્ધ છે. આવા વિરૂદ્ધ પદાર્થો એકાદ પણ દૂધ સાથે ખાવામાં આવે તો બ્હેરાપણું, આંધળાપણું, વર્ણનું બદલાવું, મુગાપણું થાય છે અને વખતે મરી પણ જાય છે.

**દુધની મલાઇના ગુણ**—ઉકાળેલ દુધના ઉપરની તર દૂધમાં જેવીજ છે. તે તર ભારે છે ઠંડી છે. ધાતુ વધારનાર છે. લોહિ વિકાર તથા વાયુ મટાડે છે.

## દહિંના ગુણ.

ગાયનું દહિં ઉત્તમ છે. બળ આપનાર છે, પાકમાં સ્વાદવાળું છે, રૂચિ ઉપજાવનાર છે, પવિત્ર છે, દીપન છે, સ્નિગ્ધ છે, પુષ્ટિ આપનાર છે તેમજ વાયુ મટાડનાર છે.

**ભેંશનું દહીં**–બહુ સ્નિગ્ધ (ચીકાશવાળું) કફ કારક, વાયુ તથા પિત્ત મટાડનાર છે. પાકમાં સ્વાદવાળુ છે, અભિષ્યંદિ (શરદી કરનાર) છે, વીર્ય વધારનાર છે, ભારે છે તથા લોહિ બગાડનાર છે.

**બકરીનું દહિં**–ઉત્તમછે. ગ્રાહિ (ઝાડો બાંધનાર) છે, હલકું છે. વાત પિત્ત તથા કફ ત્રણે દોષો મટાડનાર છે. શ્વાસ, ઉધરસ, અર્શ, ક્ષય, દુબળાપણું વિગેરે દુર કરે છે ને દીપન છે.

સાર કાઢી લીધેલું, ઉપરથી તર કાઢી લીધેલું (સાર વગરનું) દહિં, ગ્રાહિ છે, તુરૂ છે,વાયુ કરનાર, હલકુ, દસ્ત તથા પવન, પેશાબ વિગેરે રોકી રાખનાર છે. દીપન, રુચિકારક,ગ્રહણી રોગને નાશ કરનાર છે. અડધ મળેલું દહીં દાહ કરનાર, ઝાડો પેશાબ શ્રવનાર ત્રિદોષકારક છે.

મંદ દહિં (અધકચરૂં) દુધની પેઠે અસ્પષ્ટ (દેખાઇ આવે તેવો નહિ) રસવાળું જરા જાડું થાયછે. સાકર સાથે દહીં ખાવું એ ઉત્તમ ભોજન છે. તરશ, પિત્ત રકતના વ્યાધિ તથા દાહ મટાડે છે.

ગોળ સાથે દહિં વાયુ મટાડનાર છે. કામોતેજક પૌષ્ટિક તથા તૃપ્તિ આપનાર તથા ભારે છે. રાત્રે દહિ ખાવું નહિ. તેમજ ઘી, સાકર વિનાનું પણ ખાવું નહિ. મગની દાળ વગરનું, મધ વિનાનું, ઉનું કરીને પણ દહીં રાત્રે ખાવું નહિ, આંમળાં વગરનું દહિં પણ ખાવું નહિ, રાતે દહિં ખાવું એ વખાણુવા જેવું નથી, કદાચ ખાવું પડે તો ઘી તથા પાણી નાંખીને ખાવું.

રકતપિત્ત તથા કફના વિકારમાં દહીં ખાવું કદિ હિતકર નથી.

મુત્રકચ્છના રોગમાં, સળેખમમાં, ટાઢીયા તાવમાં, વિશમજ્વરમાં અતિસારમાં, અરૂચિ, કૃશપણું એવા વિકાર માટે દિવસે દહીં ખાવું યોગ્ય છે.

હેમંતરૂતુ, શિશીરરૂતુ તેમજ વર્ષારૂતુમાં દહીં ખાવું યોગ્ય છે.

શરદ–ગ્રીષ્મ–વસંતમાં દહીં ખાવું એ ઘણું કરીને નિંદ્ય છે; સારૂં નથી; માટે ખાવું નહિ.

દહીંના ઉપર જે પાણી છે તે મસ્તુ કહેવાય છે, તે મસ્તુ ગ્લાનિ ગટાડનાર છે, વીર્ય વધારનાર છે, બળ આપનાર છે, હલકું છે, ખાવાની ઇચ્છા કરાવે તેવું છે, નાડીયોનું શોધન કરનાર છે, આનંદ આપનાર છે. કફ, તરસ, વાયુ મટાડનાર છે. વૃષ્ય નથી પણ મન રાજી રાખે છે. તે મળના સંગ્રહને જલદી સ્રવાવનાર છે.

દહીંના ઉપર જે જાડો ભાગ છે તે ઘન કહેવાય છે (તર) તેમાં સ્નેહ છે; (ચીકણી છે) તેને સર કહે છે, પાણીને મસ્તુ કહે છે, સર સ્વાદવાળી છે, ભારે છે, વૃષ્ય છે, વાયુ તથા અગ્નિનો નાશ કરે છે, બસ્તિ શુદ્ધ કરનાર છે; ખાટું છે, પિત્ત તથા કફને વધારનાર છે.

ઘોળ–મથિત ઉદશ્વિત, તક્ર એ પ્રમાણે છાસના ૪ પ્રકાર છે.

પાણી ન નાંખતાં ચીકાશવાળી તર સહિત વલોવવામાં આવે તે ઘોળ (ઘોળવુ) કહેવાય છે, તર કાઢી નાંખીને પાણીને નાંખીને વલોવવામાં આવે તે મથિત કહેવાય છે. ચોથો ભાગ પાણી નાંખીને વલોવવામાં આવે અને માંખણુ કાઢી લે તે તક્ર કહેવાય છે. ઓછું પાણી નાંખીને વલોવવામાં આવે તે ઉદ્દિશ્વ કહેવાય છે, દેવોદાસના રીવાજ પ્રમાણે અર્ધા જળથી તક્ર જાણુવી. કાશીના રાજા ધન્વંતરી, શુશ્રુત આચાર્યના ગુરૂ પ્રભુતી (આચાર્ય)ના મત પ્રમાણે ચોથા ભાગનું પાણી નાંખીને વલોવવું એ ઉદ્દિશ્વ કહેવાય છે.

ઘોળ વાયુ તથા પિત માટાડે છે, મથિત કફ પિત મટાડે છે, તક્ર ત્રિદોશ મટાડે છે, ઉદશ્વિત કફ કરનાર છે.

ગાયની તક્ર દીપન છે,બુદ્ધિ વધારનાર છે, હરસ, ત્રિદોશ મટાડનાર છે, ગુલ્મ તથા ઝાડાવાળાને હિતકારક છે અને બરોલ તથા હરસ તથા ગ્રહણિરોગમાં વાપરવી.

ભેંસની તક્ર કફ કરનાર છે; લોચા જેવી છે; સોજા કરનાર છે, ભારે છે.

બકરીની છાશ, સ્નેહવાળી, હલકી છે, ત્રણે દોષ મટાડનાર છે, ગોળો, હરસ, ગ્રહણી, સોજો, પાંડુરોગ મટાડનાર છે.

વાયુના રોગમાં ખાટી છાસ, સિંધવ સાથે લેવી. પિતના વ્યાધિમાં, મધુર છાસ સાકર સાથે લેવી. કફના વ્યાધિમાં રૂક્ષ, તક્ર. સુંઠ, મરી, પીંપર તથા જવખાર સાથે લેવી, મુત્રકચ્છમાં ગોળ સાથે લેવી પાંડુ રોગમાં ચિત્રક સાથે આપવી.

હિંગ જીરૂં નાંખીને કરેલું ઘોળ અને જેને સિંધવનો પાશ આપેલ છે તેવું ઘોળવું તે અત્યંત વાતઘ્ન છે. હરસ તથા ઝાડાને મટાડનાર છે. રૂચિકારક છે,પુષ્ટિકારક છે, બળ આપનાર છે, પેઢાનું શુળ નાશ કરવાવાળું છે, ઠંડીના વખતમાં અગ્નિમંદપણામાં કફ તથા વાયુના રોગમાં, અરૂચી તથા નાડીયોના રોગમાં અમૃત જેવી છે.

તક્ર ક્ષત (ઉરૂક્ષત)વાળા રોગીને આપવી નહિ ઉનાળાના વખતમાં વાપરવી નહિ, દુબળા માણુસે ખાવી નહિ. મુર્છા,ભ્રમ તથા દાહવાળાએ વાપરવી નહિ. તેમજ રક્તપિતના રોગીએ વાપરવી નહિ.

છાસ (મોળું) સીંધવ નાંખીને ખાવાથી ગ્રહણિ રોગમાં દીપન છે, લવણુ વિનાની છાશ ગ્રહણિ તથા અર્શના વિકાર કરે છે, ભુખ વધારે છે, નેત્ર રોગને મટાડે છે, શક્ત આપે છે, રક્ત તથા માંસ

વધારે છે, આમનાશક છે, કફ તથા વાયુ હણનાર છે. એ આઠ ગુણ તક્રમાં કહેલા છે.

કાચી તક્ર કોઠાનો કફ તોડે છે, કંઠમાં કફ કરે છે, પીનસ; શ્વાસ, કાસ વગેરેને પાકી તક્ર મટાડે છે.

તક્રને સેવન કરનારો કદી પીડા પામતો નથી, છાસથી બળેલા રોગો કદી ફરી થતા નથી. જેમ દેવતાઓમાં અમૃત પ્રધાન છે, તેજ પ્રમાણે પૃથ્વીમાં મનુષ્ય માટે છાસ અમૃત પ્રધાન જાણવી, તક્રથી મંથ હલકું છે, તર્ક કુર્ચિકા દહીં તથા છાશના ગુણવાળી છે. ગાય, બકરી, ઘેટી, ભેંસની તક્ર દહીં જેવા ગુણવાળી છે.

જો કૈલાશમાં તક્ર હોત તો મહાદેવજીનો કંઠ લીલો થાત નહિં. કદાચ વૈકુંઠમાં તક્ર હોત તો હજી સુધી કેશવ ભગવાનનું શરીર કાળુ શા માટે રહેવું જોઇએ ? ઇંદ્રને ભગંદર, ચંદ્રમાને ક્ષય, ગણપતિનું મોટું પેટ, તેમજ કુબેરને કોઢ, અને અગ્નિમાં ગરમી, શા માટે જોવામાં આવત માટે ત્યાં તક્ર નથી એવો ભાવાર્થ છે.

## માંખણના ગુણો

**ગાયનું આખણ**—ગાયનું માખણ ઠંડુ છે, વીર્ય વધારનાર છે, વર્ણ, બળ તથા અગ્નિ કરનાર છે, સંગ્રાહિ છે, વાયુ, પિત્ત;અર્શ, ક્ષય, અર્દિત તથા રૂધિરસ મટાડનાર છે.

તે બાળક તથા વૃદ્ધને હિતકારક છે અને નાનાં બચ્ચાંને અમૃત સમાન છે.

**ભેંસનું માંખણ**—ભેંશનું માંખણ વાયુ તથા કફ કરનાર છે, દાહ, પિત, તથા શ્રમ હરનાર છે, મેદ તથા વીર્ય વધારનાર છે.

**બકરીનું માંખણ**—ત્રિદોશ મટાડનાર છે તે માંખણોમાં સૌથી શ્રેષ્ટ છે.

**દુધમાંથી કાઢેલું માંખણ**—દુધનું માખણ અતિ સ્નિગ્ધ છે, ચક્ષુને તેજ આપનાર છે, રક્તપિત્ત મટાડે છે. વીર્ય વધારનાર, બળ આપનાર, ગ્રાહિ, મધુર અને શીતળતામાં શ્રેષ્ટ છે.

**તાજું તરતનું કાઢેલું આખણ**—તાજું માંખણ સ્વાદિષ્ટ ગ્રાહિ, ઠંડુ હલકું છે, બુદ્ધિ વધારનાર, કાંઇ તુરૂ તથા ખાટું છે, તેમાં કાંઇ છાસનો ભાગ રહેવાથી છે.

**આઝા**--દિવસનું માંખણ ખાર, તીખુ, ખાટું હોય છે. તેથી ઉલટી, હરસ, કુષ્ટનો કોપ કરે છે, કફ કરનાર છે, ભારે છે, મેદ વધારનાર છે, જુના માંખણના એ ગુણ છે.

## ઘીના ગુણો.

**ગાયનું ઘી**--બુદ્ધિ,કાંતિ, યાદદાસ્તિ વધારવાવાળું, બળ આપવા વાળું, ધારણાશકિત કરવાવાળું, શરીરની શુદ્ધિ કરવાવાળું છે, વાયુ મટાડનાર, શ્રદ્ધા મટાડનાર, સ્વર આપવા વાળું, પિત્ત હણનારૂં તથા પૌષ્ટિક છે. અગ્નિની વૃધ્ધિ કરનારૂં છે, પાકમાં મધુર છે. કામોત્તેજક છે, શરીર મજબુત કરનાર છે. ઘીમાં ઉત્તમ ગાયનું ઘી બહુ ગુણવાળું છે તેથી તેને તાજુ જ હંમેશાં સેવન કરવું જોઈએ.

ગાયનું ઘી અમૃત જેવું છે, વિષ મટાડનારછે, નેત્રને તેજ આપનારૂં છે, આરોગ્ય આપનારૂં છે, વીર્ય વધારનાર, રસાયણ સ્વરૂપ છે, મંદ બુદ્ધિવાળાને અત્યંત બુદ્ધિ વધારનાર છે, તથા સ્નેહમાં ઉત્તમ છે. એમ ડાહ્યા માણસોએ વખાણ કરેલાં છે.

**ભેંસનું ઘી**-ઉત્તમ ધારણાશકિત આપનાર છે. સુખ દેનારૂં, કાંતિ આપનારૂં, વાયુ તથા કફ હણનારૂં છે,બળ આપનાર છે, શરીરનો વર્ણ ઉત્તમ કરનાર છે. તેમજ હરસ, ગ્રહણિના વિકાર મટાડનાર છે, મંદાગ્નિ પ્રદિપ્ત કરનાર છે, ચક્ષુને હિત કરનાર છે. ગાયના ઘી કરતાં બદલામાં હૃદયને હિતકારી તથા મનોહર છે તેથી સૌને પ્રિય છે.

**બકરીનું ઘી**—અગ્નિદીપન કરનાર છે, ચક્ષુને હિતકારક છે. બળવર્દ્ધક છે. ઉધ્રરસ, શ્વાસ, ક્ષયમાં પથ્ય છે ને પીવામાં હલકું છે.

**ઘેટીનું ઘી**—અત્યંત ભારે છે, તેથી સુકુમાર માણસોને પીવા યોગ્ય નથી ( ત્યાગ કરવા યોગ્ય છે ) એ તત્કાળ બળ તથા પુષ્ટિ આપે છે. ઉંટડીનું દુધ સોજાનો નાશ કરે છે.

**તાજું ઘી**—ભોજનની તૃપ્તિ કરવામાં તથા મહેનત કરી હોય ત્યારે તાજું ઘી વાપરવું. બળનો ક્ષય થયો હોય ત્યારે, પાંડુરોગમાં, કમળો તથા નેત્રરોગમાં તાજું ઘી વાપરવું.

**જુનું ઘી વાપરવું**—દસ વર્ષ રહેલું ઘી જુનું કહેવાય; તે જુનું ઘી ત્રિદોષ તથા તિમીરરોગ મટાડવામાં ઉત્તમ છે. મૂર્છા, કુષ્ટ, વિશ, ઉન્માદ, ગ્રહ, અપસ્માર (વાઇ)નો નાશ કરે છે. દશ વર્ષથી વધારે વખતનું જુનુ ઘી રસાયણ કહેવાય છે સો વર્ષનું જુનુ ઘી કુંભસર્પી

રાક્ષસ બાધા મટાડે છે. તેથી વધારે જુનુ તે મહાઘૃત રાજાઓને પીવા યોગ્ય છે. કેમકે તે મહાઘૃત ગુણમાં અધિક છે. જેમ જેમ જુનુ થાય છે તેમ તેમ તેનો ગુણમાં વધતો જાય છે; જુનું ઘી ખાવાથી ઉધરસ મટેછે, આંજવાથી આંખોના રોગોને મટાડેછે, માથે ચોળવાથી ઉર્ધ્વજંતુ રોગને મટાડે છે, જેમ જુનુ ઘી તેમ વધારે ફાયદા કારક છે.

રાજક્ષયવાળાએ—કફના આશ્રયવાળા રોગમાં, આમવાળા રોગમાં, વિશુચિકા, મળાવરોધમાં, મદાત્યયરોગ, જ્વર, મંદાગ્નિ, પ્રમેહ એ વ્યાધિમાં બાળક અથવા વૃદ્ધને માટે બહુ ઘી વાપરવું નહિ.

## તેલના ગુણો

તમામ જાતના તેલ વાયુને મટાડનાર છે,તલનું તેલ વધારે સારૂં છે, તલનું તેલ યોગવડે કરીને વાપરવાથી તમામ રોગ મટાડે છે.

**તલનું તેલ**—કેશને સુશોભિત કરે છે, મધુર છે, કડવું, તુરૂ, ગરમ, તીક્ષ્ણ છે, બળ આપનાર છે, કફ, વાયુ. ક્રમિ, ખરજ, વ્રણ ચળ ને બીજી પીડા મટાડનાર છે. તેમજ કાંત આપનાર છે. તલનું તેલ, ચળ મટાડનાર છે, કાંતિ વધારનાર છે, તેજ વધારનાર છે, ચાંદાં રૂઝવનારૂં છે. તેવું તલનું તેલ બાળક તથા વૃધ્ધને માટે પથ્ય છે. તેલ પિત્તરોગવાળાને તથા રકતના વ્યાધિવાળાને તથા મહા વાત વિકાર સંબંધી રોગવાળાને પથ્ય નથી. તેમજ તેલ વાયુના વિકારના સર્વ દોષ મટાડે છે.

**એરંડીનું તેલ**—દીવેલ બળ આપનાર છે, ભારે છે, ગરમછે, સ્વાદિષ્ટ, દસ્ત લાવનાર છે, રાતા એરંડાનું તેલ અત્યંત ચીકાશ વાળું આમગંધી પિતકારક કડવું તથા ગરમ છે, એરંડીનું તેલ ક્રમિ નાશ કરનારૂં છે, તમામ જાતનાં શુળ મટાડનાર છે, વાયુ મટાડનાર છે, કુષ્ટ મટાડનાર છે, રસાયણ સ્વરૂપ છે, પિતનો પ્રકોપ કરનાર તથા વાયુનું શોધન કરનાર છે. વધરાવળ, ગોળો, વાયુ, અને કફ મટાડનાર છે, પેટના રોગ, વિશમજ્વર તેમજ વાયુના શુળરૂપી હાથીને મારવા માટે એરંડ સ્નેહ રૂપી કેશરી છે તે સિંહની પેઠે વાયુના શુળને હરાવે છે.

**સરસીયું તેલ**—ક્રમિ મટાડે છે, કુષ્ટ, કંડુ, (ચળ (ખસ) મટાડે છે, હલકું છે, પિત તથા રકતને દુષિત કરે છે, મંદવ્યાધિ, કાનના રોગ, શિરોગ્રહને મટાડે છે.

**કસુંબીનું તેલ**—મળ રોકનાર છે. પાકમાં તીખું, ભારે, દાહ કરનાર, વિશેષવડે કરીને તમામ દોષ કોપાયમાન કરે છે.

**રાઈનું તેલ**--સરસવના જેવું છે, તે મૂત્રકૃચ્છ, મળ, ખસ મટાડે છે દાદર ક્રમિનો નાશ કરે છે તેમજ તિક્ષ્ણ છે.

**અળસીનું તેલ**--આંખને બગાડનાર છે, પિત કરનાર તથા વાયુ મટાડનાર છે.

**બહેડાનું તેલ**—કફ તથા વાયુ મટાડનાર છે, કેશ સુધારનાર છે, નેત્ર તથા કાનને તર્પણ કરનાર છે.

**માલકાંકણીનું તેલ**--પિત્ત કરનાર છે, સ્મૃતિ તથા બુદ્ધિ વધારનાર છે.

**લીંબોળીનું તેલ**—કુષ્ટ નાશક છે, વ્રણ, પ્રમેહ તથા મોટા ક્રમિ મટાડનાર છે.

તમામ ધાન્ય તથા ફળના તેલો તેમના જેવા ગુણવાળા હોયછે. તેનો લેપ ખરજ, અને મળનો નાશ કરનાર છે.

## મધના ગુણો

**મધ**—ત્રિદોષ મટાડનાર છે, તેમજ સન્નિપાત વિગેરેનો નાશ કરે છે. વાત, પિત્ત, કફ જુદા જુદા પણ મટાડે છે. હેડકી, શ્વાસ, ક્રમિ, છર્દિ, મોહ, તૃષ્ણા, વિષને હણનાર છે.

**માક્ષીક**--ભ્રામર, ક્ષૌદ્ર, પૌટિક, છાત્ર, આર્ધ્ય, ઔદાલક અથવા દાલક એ આઠ મધના જાતો છે.

માક્ષિક મધ-તેલ જેવું છે. ભ્રામર સ્ફટિક જેવું છે, ક્ષૌદ્ર મધ, કાળાશપડતું રાતું વર્ણનું હોય છે. પૌટિક તેલના જેવું; છાત્ર મધ પીળું તથા ભુંખરા રંગનું છે. આર્ધ્ય મધ ફીકું પીળું હોય છે. ઔદાલક પીળું તથા કપિલવર્ણનું અને દાલક અનેક વર્ણનું હોય છે.

માક્ષીક મધ ઉત્તમ છે, તે હલકુ છે તથા નેત્રના રોગને મટાડનાર છે.

ભ્રામર મધ રકત તથા પિત્તને મટાડે છે; મૂત્ર નહિ કરવા વાળું ભારે છે.

નવું મધ શરદી કરનાર છે, સ્નિગ્ધ કફ મટાડવામાં શ્રેષ્ટ તથા દસ્ત સાફ લાવનાર છે.

જુનુ મધ ગ્રાહી છે; રૂક્ષ છે, મેદ મટાડનાર છે, અતિલેખન છે.

પિત્ત તથા તરસ, નેત્રમાં પાણી આવવું, રકતગુલ્મ, કૃમિ, શુળ, કુષ્ટ, શસ્ત્ર વાગવું,હૃદયનો અભિઘાત, ક્ષય, પ્રમેહ, ઉદરનો રોગ હેડકી, પિત્તાતિસાર, અહણી રોગ એ તમામ જાતના રોગો મધથી મટી શકે છે.

ક્ષયમાં માક્ષિક જાતનું મધ વાપરવું. ભ્રામર રકતપિત મટાડે છે, ક્ષૌદ્ર પ્રમેહ મટાડનાર છે, વ્રણમાં પૌતિક નામનું મધ ઉત્તમ છે, છાત્ર નામનું મધ વખાણવા લાયક છે. આર્ધ્ય નામનું મધ આંખના રોગમાં ઉત્તમ છે. ઔદ્દાલક કોઢ મટાડનાર છે. દાલક રૂચિ કરનાર છે, એ પ્રમાણે મધના વિશેષ ગુણો મુનિ લોકોએ કહેલા છે.

૬૪ તોલા મધ, ગાયનું દુધ તોલા ૩૨, હળદર તથા હરડેદળ દરેક ૪–૪ રૂપીયા ભાર, બધું મધ શિવાયનું એકત્ર કરીને ઉનું કરવું પછી નીચે ઉતારી તેમાં મધ નાંખવું તે મધ કરવાની રીત છે.

## શેરડીના દોષ ગુણ

શેરડી સ્વાદવાળી છે, ભારે છે, ઠંડી છે, પૌષ્ટિક છે, સ્નિગ્ધ છે. બળ આપનાર છે, જીવન આપનાર છે, વાયુ તથા પિત્ત મટાડે છે. મુત્ર કફ તથા કૃમિ ઉત્પન્ન કરે છે. શેરડી મુળમાં અતિ મધુર છે, મધ્યમાં સાધારણ મીઠી છે, આગળ ગાંઠના ભાગમાં ખારો રસ રહેલો છે. રાતિ શેરડી ભારે છે. ઠંડી છે, વ્રણ રકતપિત તથા મુત્રકચ્છને મટાડે છે. શેરડી શીતળ છે,સ્નિગ્ધ છે પૌષ્ટિક છે,કફ કરવાવાળી છે, દસ્ત લાવનાર છે, કાળી શેરડી પણ તેવા જ ગુણવાળી છે વિશેશ કરીને દાહ મટાડનાર છે. વંશક ( લાંબી કાતળીવાળી શેરડી, કાંઇ કફ કરે છે, વીર્ય વધારનાર છે, સ્નિગ્ધ છે, વિબંધ મટાડનાર છે.

પોંડ્રીક ( કાબર ચીતરી ) શેરડીના સારા સારા પતિકાને રાત્રે ચંદ્રના કિરણમાં રાખવા, સવારે ઉઠીને યથાશકિત પચી શકે તે પ્રમાણે યુકિતથી ખાવાથી લાંબા વખતનો તાવ, ટાઢીયો તાવ, જીર્ણ જ્વર, ક્ષય થકી જલ્દી સુકાઇ જવું તે રોગ મટે છે. પિત્તનું શમન થાય છે, શરીર પુષ્ટ થાય છે, બળ વધે છે, અગ્નિ પ્રદિપ્ત થાય છે.

દાંતેથી શેરડી ચાવીને ખાય તો જો શેરડી કુણી હોય તો તે દાંતને મીઠાશ આપે છે. વીર્ય વધારનાર છે. રકતપિતનું શમન શ્રેષ્ટ રૂપે કરે છે, શીતળ છે, શ્રમ મટાડેછે; કાંઇક કફ કરનાર છે, સ્નિગ્ધ

છે, હૃદ્ય છે; બલ્ય છે. રૂચિકારક છે, આનંદ વધારે છે, મુત્ર સ્વચ્છ કરનાર છે. શરીરની કાંતિ લાવનાર છે,બળ આપનાર છે, બૃહણ તથા તૃપ્તિ આપનાર છે. ખાધા પહેલાં શેરડી ખાયતો પિત્ત મટાડે છે. ખાધા પછી ખાવાથી પિત્તનો પ્રકોપ કરે છે, ખોરાકના વચમાં ખાય તો ભારે છે. એ પ્રમાણે શેરડીના ત્રણ ગુણો છે.

**ફાણીત કાડવી**–ભારે છે, શરદી કરનાર છે, દોષ કરનાર તથા મુત્રનું શોધન કરનાર છે.

**ગોળ**–મીઠો છે, ખારો છે, ભારે છે, ગરમ છે, કફ તથા વાયુ મટાડનાર છે, પિત્ત તથા રકતના દોષોમાં અપથ્ય છે, જેમ જુનો તેમ રસાયણશકિત લાવનાર અને ફાયદાકારક છે.

**જુનો ગોળ**–પિત્ત મટાડનાર છે, રૂચિકારક છે, હૃદયને હિતકર, ત્રિદોષને મટાડનાર છે,સંયોગથી તાવ મટાડનાર,દાહ અને સંતાપ મટાડનાર છે, શાંત આપનાર છે, ઝાડા તથા પેશાબના રોગો મટાડનાર, અગ્નિ પ્રદિપ્ત કરનાર, પાંડુ તથા પ્રમેહ મટાડનાર છે.

**ખડી સાકર**–સાકર દસ્ત લાવનાર, ભારે, વાતપિત્ત મટાડનાર તથા ઠંડી છે. વીર્ય વધારનાર, શ્રમ, થાક, ગ્લાનિ ઉલટી, દાહ, મૂર્છા તથા મેદ મટાડનાર છે.

**મીઠી સાકર**–સાધારણ રૂચિકારક, પૌષ્ટિક, સ્નિગ્ધ, મોહ, દાહ, મદ, ભ્રમ તેને ખાંડ મટાડે છે, તે ઠંડી તથા ભારે છે. પિત્ત તથા વાયુ મટાડે છે,

**સિતા, ફીસી સાકર**–પલ્લી, એ ચીનાઈ સાકરના મદનપાલ નિઘંટમાં ભેદ છે, સિતા હિમ છે, દસ્ત લાવનાર છે, શકિત આપનાર છે, બળ તથા તૃપ્તિ કરનાર છે. હલકી છે,તરશ, ગ્લાનિ,મહેનત, પિત, રકતદાહ, મોહ, વાયુને મટાડનાર છે.

**માધવી શર્કરા**–(મધની સાકર) રૂક્ષ છે, પિત્ત તથા રકતના વિકાર મટાડે છે, ભારે છે.

## આઠ પ્રકારનાં મૂત્ર

ભેંશ, બકરી, મેંઢી(ઘેટી),૪ ગાય,૫ ઘોડી ૬ ગધેડી, ૭ ઉંટડી, હાથી એ રીતે આઠ પ્રકારનું મૂત્ર શાસ્ત્રમાં કહેલું છે.

ગોમૂત્ર–તીખું, કડવું, ગરમ, સારવાળું, લેખન (ઉખેડનાર),

સર (દસ્ત લાવનાર)છે, હલકું છે. અગ્નિ પ્રદિપ્ત કરનાર છે. બુદ્ધિ વધારનાર છે. પિત કરનાર, કફ તથા વાયુ મટાડનાર છે, શુળ ગુલ્મ ઉદર, આનાહ, થાપ ઇત્યાદિ વિકારોમાં, આસ્થાપન બસ્તિ વિગેરેમાં મૂત્રના પ્રયોગની યોજનાઓમાં ગાયના મૂત્રનો ઉપયોગ કરવો.

**બકરીનું મૂત્ર**—ઉધરસ તથા શ્વાસ મટાડનાર છે, સોજો કમળો પાંડુરોગ મટાડે છે; રૂક્ષ, ગરમ, તીખું છે. તથા જરા પવન કોપાવનાર છે.

**ઘેટીનું મૂત્ર**—બરોલ, ઉદરના રોગ, શ્વાસના વ્યાધિ, ઉદરસ, સોજા અને બંધકોશને મટાડનાર છે. તે ખારૂં, તીખું, કડવું, ગરમ, તથા વાયુ મટાડનાર છે.

**ભેંસનું મૂત્ર**—હરસ, ઉદરના રોગ,શુળ, કુષ્ટ, મેહ, વિસુચિકા, આહરા, સોજા, ગુલ્મ પાંડુરોગમાં ભેંસનું મૂત્ર સારૂં છે.

**હાથણીનું મૂત્ર**—કડવું, ખારૂં, મળભેદક, વાયુ મટાડનાર છે. પિત કોપાવનાર, તીક્ષ્ણ, ક્ષારવાળું છે. કીલાશ નામના કોઢમાં હાથીનું મૂત્ર વાપરવું.

**ઘોડીનું મૂત્ર**—અગ્નિ પ્રદિપ્ત કરનાર છે, તીખું છે, તીક્ષ્ણ અને ઉષ્ણ છે. વાયુના રોગના વિકારને મટાડે છે, કફ મટાડે છે, રૂક્ષને દાદરનો નાશ કરે છે.

**ઉંટડીનું મૂત્ર**—કુષ્ટ, ઉદર, ઉન્માદ, સોજા, અર્શ,ક્રમિ, વાયુ મટાડે છે, ઝેરના દોષ મટાડે છે, માનસિક રોગ મટાડે છે, (અપસ્માર) વિગેરે તેનો નાશ કરનાર તેમજ તીક્ષ્ણ છે.

**ગધાડીનું મૂત્ર**—દીપન છે, ક્રમિ, વાયુ તથા કફ મટાડનાર છે, તુરૂં છે, કડવું છે, તે હેડકી તથા શ્વાસ મટાડવામાં ઉત્તમ છે.

**મનુષ્યનું મૂત્ર**—પિત, રકત, ક્રમિ મટાડનાર છે, રેચન, કફ, વાયુ, મટાડનાર છે, કડવું મોહ મટાડનાર તથા વિષ મટાડનાર છે.

## ઔષધોના ગુણ

૧ હરડે ૨ બેડાં ૩ આંબળાં એ ત્રણ મેળવવાં તે ત્રિફળાં કહેવાય છે.

**ત્રિફળાં**—ત્રિફળાં સોજા; પ્રમેહ તથા વિષમજ્વર મટાડે છે, દીપન છે, કફ તથા પિત્ત મટાડે છે, કોઢ મટાડનાર તથા રસાયણ છે, ઘી તથા મધ સાથે ખાય તો નેત્રના તમામ રોગ મટાડે છે.

**ત્રિકટુ**—પીંપર, મરી અને સુંઠ,એ ત્રણ વાનાં મેળવવાં તે ત્રિકટુ

કહેવાય છે. તે ત્રિકટુ ત્ર્યુશણ, વ્યોશ તથા કટુત્રિક પણ કહેવાય છે, તે દીપન છે, રૂચિકારક છે,વાત,શ્લેષ્મ, મંદાગ્નિ અને શુળ મટાડે છે.

**પંચકોલ ગુણ**--પિંપર, ગંઠોડા, ચવક,ચિત્રક, સુંઠ એ પાંચ ચીજ સમભાગ મેળવવી. તે પંચકોલ કહેવાય છે. પંચકોલ ત્રિદોશ મટાડનાર છે, રૂચિકારક છે, દીપન છે, પાચન છે, સ્વરભેદ મટાડનાર છે, તે શુળ તથા ગોળાની પિડા મટાડે છે.

**શડુશણ**—પંચકોલમાં મરી મેળવવાથી શડુશણ થાય છે, તેના પંચકોલ જેવા ગુણ છે, વિશેષમાં તે અગ્નિ વધારનાર છે.

**ચતુરૂશણના ગુણ**—ત્રિકટુ સાથે ગંઠોડા મેળવવાથી ચતુરૂશણ ગણાય છે, ચતુરૂશણનો ગુણ પણ ત્ર્યુશણ જેવોજ છે. કફ, અગ્નિમંદ, વિષ્ટંભ, અરૂચિ, પિનસ, અને ઉધરસને મટાડે છે.

**ત્રિજાત તથા ચાતુર્જાતના** ગુણ—તજ, એલચી, તમાલ પત્રને ત્રિસુગંધી કે ત્રિજાત કહેવાય છે,નાગકેશર તેની સાથે મળે તો ચાતુર્જાત કહેવાય છે. તે સ્વરભેદ,શ્વાસ; ઉધરસ, મુખના દોશ મટાડનાર છે, બળ આપનાર છે, વીર્ય વધારનાર છે, યોગવાહિ છે. તેમજ ચાતુર્જાત રસાયણ છે.

દશમૂળ--બીલીનું મુળ, અરણીનું મુળ, મોટો અરડુસો (ટેંડુ મુળ), શિવણનું મુળ; પાડળ મુળ એ મોટાં પંચમુળ છે. સાલવણ; પીઠવણ, ઉભી ભોરીંગણ ,બેઠી ભોરીંગણી, ગોખરૂ એ લઘુ પંચમુળ છે ( નાનાં ) એ બંનેને દશમૂળ કહે છે. આ દશ મૂળ શ્વાસ તથા સન્નિપાતના તાવ મટાડે છે.

**લઘુપંચમૂળ**---શાલવણ પિઠવણ એ જાતની ભોયરીંગણી, અને ગોખરૂ એ લઘુ પંચમુળ કહેવાય છે.

**બૃહત્ પંચ મૂળ**--બીલી, અરણી, ટેંડુ, શીવણ તથા પાડળ મુળ આ મોટાં પંચમુળ જાણવાં. બન્ને ભેગાં થાય તે દશ: મુળ છે, પંચમુળ ત્રિદોશ મટાડે છે, દશમુળ વાયુ મટાડે છે. તાવ. ઉધરસ, શ્વાસ, શુળ મદાગ્નિ, અરૂચિ મટાડે છે.

**મધ્યમ પંચમૂળ**--બલા, (ચિકણા મુળ. ) સાટોડી, એરંડો, જંગલી મગ, જંગલી અડદ એ મધ્યમ્ પંચમુળ છે. કફ તથા વાયુ કરનાર છે, અત્યંત પિત્ત કરનાર નથી.

**પંચવલ્કલના ગુણ**--વડ, ઉંબરો, પીંપળો, પીંપરનું ઝાડ,

નેતર એ પાંચે વૃક્ષની છાલને પંચ વલ્કલ કહે છે. તેનો ક્વાથ રસમાં તુરો છે, ઠંડો છે, વર્ણ સુધારનાર છે.

દાહ તથા તરસ મટાડનાર છે, યોનિના દોષો, કફના વ્યાધિ, સોજા વિગેરેને આ પંચવલ્કલ નામનો કવાથ મટાડે છે.

**પંચભૃંગ**—કુકડવેલાં, ખીજડી, ભાંગરો, નગોડ તેમજ શમક (નાની ખીજડી) એ પંચભૃંગ છે. રોગ મટી ગયા પછી સ્નાન પાનને માટે આનો ઉપયોગ થાય છે.

**આમ્લપંચક**—બીજોરૂં, જંબીર (ખાટું લીંબુ) નારંગી, અમ્લવેતસ, આંબલી એ પાંચ ફળ પંચામ્લ કહેવાય છે અથવા અમ્લપંચક પણ કહેવાય છે.

**પંચાંગ**—છાલ, પાંદડાં, ફળ, મૂળ, ફુલ એ એકજ વૃક્ષનું (શાખાનું) હોય તે પંચાંગ કહેવાય છે તે બધાં એકઠાં મેળવવાં.

**સંતર્પણનાગુણ**—દ્રાક્ષ, દાડમ, ખજુર, સાકર મેળવી પાણી નાંખી શરબત બનાવવો પછી તેમાં લાજાચૂર્ણ તથા મધ મેળવીને ચાટવું (પીવું) તે સંતર્પણ કહેવાય છે. તે તર્પણ શિતળ ને સ્વાદિષ્ટ પીણું છે, નેત્રના રોગને નાશ કરનારૂં છે, બળ આપનાર છે, રસાયણ છે, હૃદયને હિત કરનાર છે, વીર્યની વૃદ્ધિ કરવામાં ઉત્તમ છે.

**યક્ષકર્દમગુણ**—કેશર, કૃષ્ણાગરૂ, કસ્તુરી, કપુર, ચંદન તે મહા સુગંધ કહેવાય છે તે ભેગાં કરવાથી યક્ષકર્દમ એવું નામ કહે છે, તે શીતળ છે, ચામડીના દોષો મટાડનાર છે,સુગંધીદાર છે. કાંતિ દેવાવાળું છે. માથાની પીડા તથા મેદ મટાડે છે.

**કેશરનાં નામ તથા** ગુણ—કુંકુમ, અગ્નિશેખર, કાશ્મિરજ, પીતક, કાશ્મીર, રૂચિર–વર–પિશુન, રક્ત, શઠ, શોણિત બાલ્હિક કુસૃણ વરેણ્ય, અસૃણ કાલેયક, જાગુડ, કાન્ત, વન્હિશિખ, કેશરવર ગૌરી.વરાક્ષિ એ પ્રમાણે કેશરના ૨૨ બાવીશ નામ છે.

**કેશર**–સુગંધીવાળુ,કડવું. તીખુ,ગરમ,ઉધરસ, વાત, કફ, કંઠની વેદના મટાડે છે, માથાનું શુળ, વિશદોશને મટાડે છે, મન પ્રસંન્ન કરનાર છે, રૂચિકારક છે, શરીરનું તેજ વધારે છે, વસંતરૂતુમાં કેશરના સાથે કસ્તુરી તથા ચંદનનો સારો લેપ થાય છે. તે લેપ લગાડેલ હોય તથા નવા મોગરાનાં ફુલોની માળાથી શરીર શણગારવા

માં આવે તો તે ત્રિદોષનો નાશ કરે છે. તથા મદનની કેવળ જન્મ ભૂમિ રૂપજ ગણાય છે.

**સુગંધીપંચક ગુણ**--કંકોલ (ચણક બાલા), સોપારી, લવીંગ, જાયફળ, કપુર મેળવીને જે બનાવટ થાય તે સુગંધી પંચક કહેવાય છે. આ સુગંધીપંચક ઠંડું છે, રક્તપિત્તનો નાશ કરનાર છે, તે મુખની ગંધ તથા પિનસનો નાશ કરે છે.

**ષડરસ**--તીખો, કડવો, તુરો, લવણ ( ખારો ), ખાટો તથા (ગળ્યો) એ પ્રમાણે છ રસો ગણાય છે.

**મધુરત્રય**—ઘી, ગોળ, મધ, તે મધુર ત્રય ગણાય છે. તે મધુર પણ કહેવાય છે, તેને મધુરત્રિક એમ પણ કહે છે.

**સમત્રિક**-હરડે, સુંઠ, અને ગોળ એ ત્રણ એકત્ર કરવાં તેને ત્રિસમ કહે છે, અથવા સમત્રિક પણ કહે છે.

**ક્ષારત્રય**-સાજીખાર, જવખાર, ટંકણખાર તે ત્રણ મળીને ક્ષારત્રય કહેવાય છે અથવા ત્રિક્ષાર પણ કહેવાય છે.

**ક્ષારપંચક**-ખાખરો, તલસરાં, મોક્ષવૃક્ષ (ધોળી કાંકચ), સાજીખાર, જવખાર એ પાંચે સરખે ભાગે મેળવવાં તે ક્ષારપંચક કહેવાયછે.

**ક્ષારાષ્ટક**-અંધાડાનો ખાર, ખાખરો, આકડો, તલ; ધોળીકાંકચ, જવના મુળનો ખાર, સાજીખાર, ટંકણખાર એ આઠ વાનાંનો ખારો ક્ષારાષ્ટક કહેવાય છે.

**ક્ષારદ્વય**-સાજીખાર, જવખાર તે બન્ને ક્ષારદ્વય કહેવાય છે તે બન્ને ખાર અગ્નિ જેવા જાણવા. એ બન્ને સાજીખાર, જવખાર અને બીજા ખારો પણ ગોળો, હરસ, ગ્રહણીની પીડા મટાડે છે, સારક છે, પાચક છે, કૃમિ, પુરૂષત્વ મુત્રશર્કરા તેમજ પથરીનો નાશ કરે છે.

**લવણત્રય**-સિંધવ, સંચળ, બીડલવણ એ ત્રણ જાતનાં મીઠાં લવણત્રય કહેવાય છે. એને ત્રિલવણ પણ કહે છે.

**લવણપંચક**-સંચળ, સિંધાલુણ. બલવણ ( જમીનમાં ક્ષારથી થતું ઘશીયું મીઠું), વડાગરૂં, સમુદ્રનું મીઠું એ ક્રમ પ્રમાણે એક, બે, ત્રણ, ચાર, પાંચ પ્રકારનાં મીઠાં જાણવાં. તે લવણો મધુર છે, ઝાડો, પેશાબ પ્રવર્તાવનાર છે, સ્નિગ્ધ, સૂક્ષ્મ છે, બળને હણનાર છે, ઉષ્ણવીર્ય છે, દીપન છે, તીક્ષ્ણ છે. કફ હણનાર છે, પિત્ત વધારનાર છે.

**લવણષટક**-સમુદ્રનું મીઠું, સીંધવ, સચળ, બીડલવણ, રોમક નામનું નદીના પાણીનું બનાવેલ મીઠું ઔદભિદ, જમીનમાથી થતું મીઠું,

ઘશીયું એ છ પ્રકારના મીઠાને શાસ્ત્ર જાણનારા લવણુશટક કહે છે.

ચંદનના ગુણ—સ્વાદમાં કડવું છે, ઘસવાથી પીળું છે, કાપવાથી રાતું,દેખાવમાં ધોળું (ધોળાશપર), ગાંઠવાળું જેમાં ખાડા ખડીયાં પડયા હોય તે ચંદન ઉંચું સમજવું.

ચંદન શીતલ છે, રૂક્ષ છે, કડવું છે, મનને પ્રસન્ન રાખે તેવું છે. તથા હલકું છે. હૃદયને પૌષ્ટીક છે, વર્ણ સુધારનાર છે. વિશ, કફ તૃષ્ણા; પિત, રકત દાહને મટાડે છે. કાલીયક નામનું ચંદન, (પીળું ચંદન), રતાંજલી જેવા ગુણનું છે. વિશેષવડે કરીને રોગનો નાશ કરે છે.

કૃષ્ણાગરૂ—ગરમ છે. કર્ણ, આંખના રોગ મટાડનાર ટાઢું તથા હલકું છે.

ગળોના સત્વના ગુણો--ગળોનું સત્વ તમામ જાતના તીવ્ર તાવો, દાહો ન મટી શકે તેવા તાવ મટાડે છે. વખતસર લેવામાં આવે તો સખત તાવ પણ મટાડે છે, દાહ પ્રમેહ, તાવ અરૂચિ, તરશ, શ્વાસ, પાંડુ હરસ, હેડકી, સ્ત્રીયોનાં રકતપ્રદર ઇત્યાદિ રોગો તેમજ ક્ષયરોગોમાં પણ ઉપયોગી છે.

## સ્વરસાદિની કલ્પના

હવે પછી સ્વરસ, કલ્ક, કવાથ, હિમ, ફાંટ એ પાંચ પ્રકારના કવાથ છે તે એક બીજાથી ઉત્તરોત્તર હલકા છે.

જેને કોઇ જાતનો સડો લાગ્યો નથી તેવા સંપૂર્ણ અંગવાળાં, તરતનાં કાઢેલાં ઔષધો ખાંડીને તેનો વસ્ત્રમાં દાબી કાઢેલો રસ તે સ્વરસ કહેવાય છે. ૧૬ રૂપીયાભાર ઔષધ લઇને ખાંડીને બમણા પાણીમાં નાંખીને રાત્રિ દિવસ રાખીને તેને વાટી ગળીને રસ લેવો તે પણ સ્વરસ કહેવાય છે. જો તે પ્રમાણે સ્વરસ ન મળે તો સુકું ઓષધ લાવી ખાંડીને આઠ ઘણા પાણીમાં ઉકાળીને ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું તે પણ સ્વરસ કહેવાય છે.

સ્વરસ ભારે છે માટે અર્ધ પલ (બે રૂપીઆભાર) પાવો. રાત્રે પલાળી અગ્નિ પર ઉકાળીને પીવાના સ્વરસની માત્રા ચાર રૂપીયાભાર [૧ પલની] છે, તે સ્વરસમાં મધ, સાકર,ગોળ,સાકરવાળા પદાર્થો જીરૂ, સિંધવ, ઘી, તેલ, ઇત્યાદિ એક કોલ માત્ર અડધાભાર નાંખવું.

ગળોના રસ મધમાં આપવાથી તમામ જાતના પ્રમેહ મટાડનાર

છે, હળદરના ચૂર્ણની સાથે અથવા આંબળાના રસની સાથે મધ આપવાથી પ્રમેહ મટે છે.

## પુટપાક

જે દ્રવ્યનો પુટપાક કરવો હોય તે દ્રવ્યને પાણીમાં વાટીને તેનો ગોળો કરીને તેનાપર શીવણ, વડ, જાંબુડા વિગેરેનાં પાન લાવીને તે ગોળાપર વીંટવાં પછી તેને સુતર વીંટી બે આંગળનો માટીનો જાડો લેપ કરવો અથવા અંગુઠા બરાબર લેપ કરવો. પછી તે ગોળાને અગ્નિમાં પકાવવો, અંગારા જેવો રાતો થાય ત્યારે કાઢીને, ઠરવા દઇ તેના ઉપરની માટી કાઢી નાંખી તે ગોળાને નીચોવી રસ કાઢવો તે પુટપાક છે. પછી તેમાંથી ૪ રૂપીયાભાર રસ લઇને ઠરવા દઇ તેમાં મધ રૂ એક ભાર નાંખી પી જવું. કલ્ક, ચુર્ણ, દ્રવ ઇ યાદિ સ્વરસમાં કહ્યું છે તે પ્રમાણે વૈદે નાંખવું.

**કુટજ પુટપાક**—સોળ રૂપીયાભાર તાજી કડાછાલ લાવીને ઝીણી ખાંડીને ચોખાના ધોવણમાં વાટવી પછી ગોળો કરીને તેને જાંબુડાના પાનમાં વીંટાળવો તેને સુત્રથી બાંધીને પછી ઘઉંનો લોટ ઉપર ચડાવવો, પછી તેને જાડો, માટીનો લેપ કરીને તે ગોળાને છાણાના અગ્નિમાં મૂકવો. માટી લાલચોળ અંગારાના જેવા વર્ણની થાય ત્યારે અગ્નિમાંથી તે ગોળાને કાઢવો. પછી તેમાંથી રસ કાઢી લઇને ઠંડો થયે તે રસ મધ નાંખીને પીવો, જેથી તમામ જાતના ઝાડાના રોગને મટાડે છે. લાંબા વખતના ન મટી શકે તેવા ઝાડા મટાડે છે.

**કલ્કની રીત**—લીલું ઓષધ લાવીને ખરલમાં વાટવું અને સુકું હોય તો જળ નાંખીને વાટવું તે કલ્ક કહેવાય છે. પ્રક્ષેપ અને આલાપ એવાં તનાં બે નામ છે. તેની માત્રા રૂપીયા એકભારની છે. કલ્કમાં મધ, ઘી, તેલ, બમણી માત્રામાં નાંખવા. સાકર ગોળ સરખે ભાગે આપવાં. દ્રવ પદાર્થ (પ્રવાહી) ૪ ગણું નાંખવુ.

**વર્ધમાન પિપ્પલી**-ત્રણ, પાંચ,સાત એમ રોજ વધતી પીંપરો વાટીને દસ દિવસ સુધી વધતી વધતી લેવી તથા તેજ દસ દિવસ પ્રમાણે રોજ ઓછી કરતા જવું તે વર્ધમાન પીંપર કહેવાય છે. તેથી પાંડુ રોગ, વાતરક્ત, ઉધરસ, શ્વાસ, અરૂચિ, જ્વર, ઉપરના રોગ, અર્શ રોગ, ક્ષય, શ્લેષ્મરોગ, વાતરોગ તેમજ છાતીનું ઝલાઇ જવું એ નાશ પામે છે.

**ક્વાથ કલ્પના**–૪ રૂપીઆભાર ઔષધ ખાંડીને સોળગણા પાણીમાં નાંખીને માટીના વાસણમાં ઉકાળવું ને તેને ઉકાળતાં આઠમો ભાગ બાકી રાખવો તે ક્વાથને ધીમા અગ્નિથી પકાવવો. જરા ગરમ રાખી પીવો. તેને શ્રત, ક્વાથ, કશાય, નિર્યુહ એવાં નામો આપેલાં છે.

ખાધેલો અહાર બરાબર પચી ગયો છે એમ જાણીને વૃદ્ધ વૈદ્યના બતાવ્યા પ્રમાણે સારી રીતે પાકેલો ક્વાથ ૮ આઠ રૂપિઆભાર લેવો. તેમાં સાકર ચોથા ભાગની, આઠમા ભાગની અને સોળમા ભાગની પિત્ત; વાત, કફના રોગમાં નાંખવી, તેથી મધ ઉલટું એટલે પિત્ત; વાત તથા કફમાં ૧૬મા ભાગનું ૮ મા ભાગનું, ચોથા ભાગનું નાંખવું.

જીરૂ, ગુગળ; ક્ષાર, લવણ, શીલાજીત, હિંગ, સુંઠ, મરી, પીંપર ક્વાથમાં રૂ ૦। ભાર નાંખવું, દુધ, તેલ, મૂત્ર અને બીજા પદાર્થો તેમજ કલ્ક અને ચુર્ણ ક્વાથમાં રૂ. ૧ ભાર નાંખવાં.

**ગુડુચ્યાદિ ક્વાથ**–ગળો, ધાણા, લીંબડો, રતાંજળી, પદ્મક. એ પાંચ વાનાંને ગડુચ્યાદિ ક્વાથ કહે છે. તે તમામ જાતના તાવને મટાડે છે.

ખાંડેલાં ઔષધ ૪ રૂપીઆભાર ૨૪ રૂપિયાભાર પાણીમાં પલાળવાં. સવારે ચોળીને તે પાણી ગળી લેવું તે હિમ કહેવાય છે તેને શીત કશાય કહે છે; તેનું પ્રમાણ ફાંટ પ્રમાણે જાણવું એ પ્રમાણે દરેક શાસ્ત્રોનો નિશ્ચય છે.

આંબો, જાંબુડો, અર્જુનવૃક્ષ ( સાદડ ) ની છાલ ખાંડીને પાણીમાં નાંખવી તેનો હિમ કરીને સવારમાં મધ નાંખી પીવાથી રક્ત પિત્ત મટાડે છે.

ફાંટ ૪ રૂપિઆભાર ઔષધમાં ૧૬ રૂપિઆભાર ઉનું પાણી નાંખીને પછી પલાળીને લુગડાવતી ગાળી લેવું તે ચૂર્ણ દ્રવ કહેવાય છે તેને ફાટ પણ કહે છે તેનું પ્રમાણ ૮ રૂપિઆરનું છે. તેમાં મધ, સાકર, ગોળ ક્વાથના પ્રમાણમાં નાંખવાં.

મહુડાનાં ફુલ, જેઠીમધ, ચંદન, ફાલસાં, કમળનાં કેશર, કમળ, લોદર, શિવણ, નાગકેશર, ત્રિફળા, ઉપલસરી, દ્રાક્ષ, શાળની ધાણી કંઇક ઉના પાણીમાં નાંખવી તે ગળીને મધ તથા સાકર નાંખી પીવી તે ફાંટ કહેવાય છે અથવા તેનો હિમ બનાવવો તે મધુકપુષ્પ હિમ અથવા ફાંટના ઉપયોગથી રક્તપિત્ત મદને મટાડે છે તેમાં કાંઇ વિચાર કરવા જેવું નથી.

**ચુર્ણની કલ્પના**–જે ચુર્ણ અત્યંત સુકું હોય તેને ખુબ ઝીણું ખાંડીને વસ્ત્રથી ગાળી લેવામાં આવે તેને ચુર્ણ રજ, કહે છે. તેની માત્રા ૧ રૂપીયાભારની છે, ચુર્ણમાં ગોળ સરખો નાંખવો, સાકર બમણી નાંખવી, તેમાં શેકેલી હીંગ, જીરૂં શેકેલું નાંખવાનો કેટલાકનો મત છે.

**વટકની કલ્પના**––વટક તેને ગોળી અથવા વટી કહે છે. મોદક, વટિકા તથા પિંડી; ગુડ, વર્તી એ પણ વટકનાં જ નામ છે.

ગોળ અથવા સાકરનો અવલેહ પ્રમાણે પાક કરવો અથવા ગુગળનો પણ તેજ પ્રમાણે પાક કરીને તેમાં ચૂર્ણ નાંખીને ગોળી વાળવી કોઇ વખત પકાવ્યા વગર ગુગળની ગોળી કરવી હોય તો ગુગળને શોધીને તેમાં ચૂર્ણ નાંખીને ગોળી વાળવી, પ્રવાહી પદાર્થ મેળવીને અથવા મધ મેળવીને પણ ગોળી વળે છે. ગોળમાં સાકર ૪ ગણી નાંખવી. ગોળ બમણો નાંખવો, તમામ ચૂર્ણના જેટલો ગુગળ તેજ પ્રમાણે મધ પ્રવાહી બમણું નાંખવું એ પ્રમાણે ઉત્તમ વૈદે પ્રમાણ નાંખવું. ગોળીની માત્રા ૧ એક રૂપીયાભારની છે તે બળ જોઇને આપવી.

કવાથ તૈયાર થયા પછી કે પાછો ચુલે ચઢાવીને ઉકાળીને જાડો આંગળી પર ચડે તેવો થાય તે અવલેહ કહેવાય છે. તેને રસક્રિયા તથા લેહ પણ કહે છે તેની માત્રા ૪ રુપીયાભારની છે. તેમાં સાકર ૪ ગણી નાંખવી ચુર્ણથી બમણો ગોળ નાંખવો, પ્રવાહી ૪ ગણું નાંખવું તે પ્રમાણે સર્વ અવલેહનો નિર્ણય છે.

**અનુપાન**–દૂધ, શેરડીનો રસ, પંચમૂળ, કશાયનો યુશ અરડુશીનો કવાથ એ અનુપાનમાંથી રોગીને જે અનુકુળ આવે તે અનુપાનની યોજના કરવી.

**તેલની** કલ્પના–તેલ સિદ્ધ કરવામાં પ્રથમ કવાથ તૈયાર કરવો. તેમાં દૂધ તથા કલ્ક નાંખવાં પછી તેમાં સુગંધી પદાર્થો વિગેરે નાંખવાં ને તેલ સિદ્ધ કરવું. તે ક્રમ પ્રમાણે વિધી છે, સ્વચ્છ કરેલા લોઢાના મજબુત તાવડામાં તેલ નાંખી ધીમા અગ્નિથી તેને પકવવું જ્યારે ફીણ વળતું અટકી જાય ત્યારે પાકું થયું જાણી ઠરવા દઇ શીતળ થાય ત્યારે મજીઠ, હળદર, લોદર, મોથ, તજ, હરડે, બેડાં, આંબળાં, કેવડો, વડની કુંપળો અને વાળાની ભાવના આપવાથી તેલની ગંધ જતી રહે છે, (સુગંધી થાય છે) તેલની દુર્ગંધી દુર કરવા માટે મંજીષ્ટ નાંખવી તે તેલના ૧૬ મા ભાગે નાંખવી અને ત્રિફળાં, મોથ, હળદર, વાળો, લોદર, કેવડો, વડની કુંપળો, ગુલાબનાં ફુલ તે દ્રવ્યો મળી તેલના

ચતુર્થ ભાગે નાંખવું. તેનો કલ્ક કરી તેલમાં નાંખવો તેથી સિધ્ધ કરેલા તેલની દુર્ગંધી નાશ પામે છે.

આંબળાં, જાંબુડો, કોઠું, બીજોરું, બીલાં એ પાંચ વક્ષનાં પાન સાથે તલનું તેલ ઉકાળવું, પાનના પ્રમાણે કલ્ક તથા રસ નાંખીને તેલ સિધ્ધ કરવું.

કલ્ક થકી ચાર ગણો સ્નેહ (ઘી અથવા તેલ), સ્નેહથી ક્વાથ ચાર ગણો નાંખવો, ક્વાથના દ્રવ્યથી ચારઘણું પાણી નાંખીને ક્વાથની રીત પ્રમાણે ક્વાથ કરીને નાખવાને દ્રવ્ય જેટલા રાખવો ને તે ક્વાથથી તેલ પકાવવું.

જ્યારે ઔષધ કુણાં હોય ત્યારે ૪ ગણું પાણી મુકવું સુકાં તથા કઠણ દ્રવ્ય હોય તો આઠ ગણું પાણી નાખવું બહુ જ સુકાં તથા અત્યંત કઠણ હોય તો સોળ ગણું પાણી નાખવું.

૧ રૂપીયા ભારથી ૪ રૂપીયા ભાર સુધી ૧૬ ગણું ણી નાંખવું તે પછી કુડવ સુધી આઠ ઘણું પાણી નાંખી ક્વાથ કરવો. પ્રસ્થથી ખારી સુધી હોય તો ૪ ગણું પાણી નાંખી પકવવું. અગ્નિમાં નાંખવાથી કાઇપણ શબ્દ (તડતડાટ થાય તો તેલ ઘી સિદ્ધ થયું જાણવું.

ફીણ જ્યારે તેલમાં આવે ત્યારે તેલ પાકયું જાણવું. ફીણની શાંતિ થાય ત્યારે ઘી પાકી ગયેલું જાણવું. ગંધ, વર્ણ તથા રસની ઉત્પતિ બરાબર જણાય ત્યારે સ્નેહસિદ્ધિ થયો જાણવો

જે કઠણ દ્રવ્યનો કલ્ક થઇ શકે નહિ તેનો વિચાર કરીને વૈદ કાઢો કરાવી ઉપયોગમાં લેવો. બીજાઓના કલ્ક કરી ઉપયોગમાં લેવા એવો વૈદ્યોનો મત છે.

દ્રવ્ય ઔષધો વાટીને પાણી નાંખીને ચટણી જેવું કરે તે કલ્ક તથા અગ્નિ ઉપર ચઢાવીને ઉકાળો કરે તે ક્વાથ કહેવાય છે.

સ્નેહ પાક ત્રણ પ્રકારનો છે, મૃદુ, મધ્ય, ખર એ પ્રમાણે ત્રણ જાતનો છે કલ્ક જરા રસવાળો રહે તે મૃદુ પાક કહેવાય છે.

કલ્ક રસ વિનાનો પણ કોમળ રહે તેમ મધ્યમ પાક કહેવાયછે.

કલ્ક કાંઇક કઠણ થઇ જાય તે સ્નેહ પાક, ખર થઇ જાય છે. તેથી વધારે દગ્ધ પાક કહેવાય છે. તે દાહ કરનારો છે તથા નકામો વાપરવાને લાયક નથી. આમ પાક વીર્ય વિનાનો છે, અગ્નિ મંદ કરે છે, મારે છે.

નાકમાં ટીપાં નાંખવા માટે મૃદુ પાક રાખવો, મધ્યમ પાક તમામ ઉપયોગમાં લેવો ખરપાક ચોળવામાં ઉપયોગમાં લેવાય છે. જેને જેવો રોગ હોય તે પ્રમાણે તેનો ઉપયોગ કરવો.

ઘી તેલ, ગોળ એક દિવસે પકવવાં નહિ, જો એક દિવસ પલાળી બીજે દીવસે પકવી ઉપયોગમાં લેવામા આવે તો વિશેષ ગુણ થવાનો સંભવ છે.

વિધિ પ્રમાણે તેલને પાત્રમાં નાંખીને ઉકાળો. દૂધ કલ્ક વિગેરે નાંખીને તેમાં કસ્તુરી, ચંદન, કપુર, વાળો, કચુરો, કેશર, ઉપલેટ, તજ, મજીઠ, શિલારસ, કૃષ્ણાગરૂ, મેખલા, તમાલપત્ર, પીળો વાળો, કંકોલ ઇત્યાદિ સુગંધી અથવા શોધન દ્રવ્યમાં એક દિવસ સાધારણ અગ્નિથી પકવવું.

## લાખના રસનો વિધિ

લાખથી દશમો ભાગ લોદર, તેથી દશમો ભાગ સાજીખાર, થોડાં બોરડીના પાન,એ બધું સોળગણા પાણીમાં ઉકાળવું, જ્યારે ચોથો ભાગ બાકી રહે ત્યારે વસ્ત્રથી ગળીને તેનો રસ લઇ લેવો તે લાક્ષા રસ કહેવાય છે.

## આસવ તથા અરિષ્ટની કલ્પના.

ઘણો વખત ઔષધો પ્રવાહી પદાર્થમાં રહે ને તેની આથો આવે ને આસવ જાણવો. તેવી રીતે આસવાદિ તૈયાર થાય છે. અને તે ઔષધોમાં ઉત્તમ આસવ તથા અરિષ્ટ કહેવાય છે. પાણીના અંદર કાચા ઔષધોનું તૈયાર કરેલું મધ તેનું નામ આસવ જાણવું.

ક્વાથ ઉકાળીને બનાવેલું તે અરિષ્ટ કહેવાય છે,તેને ઉકાળાની પેઠે ઉકાળીને તે પ્રવાહીમાં નાંખેલાં ઔષધોનો ઉભરો આવે ને અરિષ્ટ છે આસવ તથા અરિષ્ટ પીવાનું પ્રમાણ ૧ એક પલ એટલે ચાર રૂપી ભારની છે. અરિષ્ટમાં નાખવાનાં ઔષધોનું પ્રમાણ બતાવ્યું ન હોય તો તેમાં દ્રવ પદાર્થ (પ્રવાહિ) દ્રોણ (૧૦૨૪ તોલા) હોય તો ગોળથી અર્ધોભાગ મધ અને તેમા ઔષધોનું ચુર્ણ ગોળથી ૧૦ મા ભાગે નાખવું.

ઉકાળ્યા વિના કાચા શેરડીના રસ વિગેરે મીઠા પદાર્થથી જેમ મધ બનાવવામાં આવે છે તે શીતરસ સીધુ કહેવાય છે. સારી રીતે પાકેલા શેરડીના રસ ઇત્યાદિ મીઠા રસનો બનાવેલો જે મદ તે પક્વ

રસ સીધુ કહેવાય છે. ચોખા આદિ રાંધેલા અન્નમાંથી બનાવેલા અગ્નિવડે યંત્ર કાઢવામાં આવેલું જે મધ તે સુરા કહેવાય છે, તે સુરાનો જે મંડ (પાતળો ભાગ) તેનું નામ પ્રસન્ના જાણવું.

તેથી જાડો ભાગ પ્રસન્નાથી તેને કાદમ્બર કહે છે, તે જાડા ભાગથી નિચેનો ભાગ તે જગલ એવા નામથી ઓળખાય છે, તે જગલથી જાડા ભાગને મેદક કહેવાય છે. મેદકને પકાવીને તેમાંથી સાર કાઢે છે ત્યારે પછી જે બાકી રહે છે તેને સુરાબીજ અથવા કિણ્વક કહે છે,

તાડનો રસ ( તાડી ) અને ખજુરીનો રસ એમાંથી અગ્નિ સંયોગવડે યંત્રદ્વારા કાઢવામાં આવે છે તેને મધ વારૂણી એવું નામ આપ્યું છે,

સુકત કરવાની વિધિ–કંદમુળ, ફળ, તેલાદિક સ્નેહ, લવણ, એ સર્વે પદાર્થોને પાણી આદિ દ્રવાદી પદાર્થોમાં નાખીને તેમાંથી કાઢેલ મધ તે સુકત નામનું મધ જાણવું.

ચુક કરવાની વિધિ–બગડીને ખાટું થઇ ગયેલું મધ અથવા બગડી ગયેલા મીઠા પદાર્થોમાંથી મધ બનાવવામાં આવે તેનું નામ ચુક કહે છે.

ગુડ સુકત–ગોળ, પાણી, તેલ, કંદમુળ, ફળ એ બધાને ભેગાં કરી આપવાથી જે ખટાશ આવે તે પદાર્થનું નામ ગુડસુકત કહેવાય છે.

મૃદ્વિકાસુકત–દ્રાક્ષ, પાણી, તેલ, કંદમુળ, ફળ, એ સર્વ પદાર્થોને એકત્ર કરીને આથવાથી ખટાશ આવે તેનું નામ મૃદ્વિકા સુકત કહે છે.

કાચા ભરડેલા ફોતરાવાળા જવને પાણીમાં આથ્યા પછી તેમાં આવેલ આથાને સોવીર જાણવું, ફોતરાં વગરના જવને રાંધીને આથવાથી તેમાં આવેલ આથાનું નામ સોવીર જાણવું.

કાંજીક–( કાંજી કરવાની વિધી ) કળથી તથા ચોખા ઇત્યાદિને પાણીની સાથે રાંધી તેનું ઓસામણ કાઢવું, પછી તેમાં સુંઠ, રાઇ જીરૂં, હીંગ, સીંધવ, હળદર, અંદર નાંખીને તેને ૪ દિવસ રાખ્યા પછી જે આથો આવે તે કાંજી જાણવી.

શંડાકી કરવાની રીત–મુળાનાં પંચાંક રાઇ, હળદર, હીંગ, સિંધવ, જીરૂ, સુંઠ એ સર્વના ચુરણને પાણીની અંદર નાંખો વાસણ

નું મોઢું બંધ કરી ત્રણ ચાર દિવસ રાખવાથી જે આથો આવે તેને શંડાકી જાણવી.

## શીલાજીત કરવાની વિધિ

ઉત્તમ પ્રકારના શીલાજીતના કકડા શીલામાંથી લાવવા, પછી તેને ખુબ ખાંડીને વસ્ત્રવડે ચાળી, પછી ઉના પાણીમાં નાંખીને ૧ પ્રહર સુધી ઉકળતા પાણીમાં રાખવા, પછી તેને ઠરવા દઇને તે પાણીને ખુબ ચોળવું ત્યારપછી તે પાણી ગાળી લેવું (વસ્ત્રથી ગાળવું) પછી તે ગળેલા પાણીને માટીના ઠામમાં ઠરવા દેવું. તેને ડાહ્યા માણુસે તડકામાં મુકીને સુકાવવું પછી તપીને ઉપર જે જાડો થર બાઝે તેને બીજા વાસણમાં ઉતારી લેવો, પાણી રહેવા દેવું. પાછો તેનો નવો પદાર્થ જે પેલા વાસણમાંથી જાડો થર ઉપર ઠરેલ લઇ લીધો હતો તેને તડકે સુકવવો પછી તેના ઉપરનો જાડો ભાગ લઇ લેવો, પાણી પડયું રહેવા દેવું એ પ્રમાણે વારંવાર કરવું જેથી એ મહિને શીલાજીત તૈયાર થાય છે. આ શુદ્ધ શિલાજીત અગ્નિ પર નાંખવામાં આવે તો લિંગાકાર નિર્ધુમ થાય છે તે શીલાજીત તમામ ઓષધોમાં યોજવા વાપરવાલાયક થાય છે. બકીરહેલું પાણી ફેંકી દેવું

## ધાતુ લક્ષણ, શોધન, મારણ

સોનું, ચાંદી, પિત્તળ, તાંબુ, સીસું, કલાઇ, લોહ આ સાતે ધાતુઓ કહેવાય છે, કેટલાએક પારદને આઠમી ધાતુ માને છે.

બીજાના મત પ્રમાણે, સોનું. ચાંદી તાંબુ, બંગ, સીસું પીતળ કાંસું અને લોખંડ એમ આઠ ધાતુઓ કેટલાએક કહે છે, સર્વ ધાતુઓને શોધન કરવાની વિધિ.

તેલમાં, છાશમાં, ગાયના મૂત્રમાં, કાંજીમાં, કળથીના ઉકાળામાં એપ્રમાણે દરેક દવામાં સાત સાત વાર ઉનું કરી ઝબોળવાથી સર્વ ધાતુ શુદ્ધ થાય છે.

**ધાતુઓની ભસ્મના રંગો.** સુવર્ણનો ચંપકના ફુલના જેવો, રંગ થાયછે, (પીળા) તામ્ર તથા ચાંદીની ભસ્મ,કાળાશ પકડે છે. કાંસુ ધુંખરા રંગનું થાય છે,સીસુ પારેવાના રંગ જેવું થાય છે,બંગ સફેદ થાય છે, લોહ જાંબુડાના રંગની થાય છે, અભ્રકભસ્મ ઈંટના ઝીકાળા જેવા રંગની થાય છે, આ પ્રમાણે ધાતુઓની ભસ્મોના રંગ આવે છે.

સર્વે ધાતુઓને મારવાની વિધી, મણુશિલ, ગંધક, આકડાનું

દુધ એ ચીજોનો લેપ કરીને ગજપુટ દેવો, એ પ્રમાણે બાર બાર પુટ દેવાથી સર્વ પ્રકારની ઉત્તમ પ્રકારની ભસ્મ થાય છે.

(મારવા લાયક) સુવર્ણની પરીક્ષા. જે સોનું અગ્નિમાં તપાવતાં રાતા રંગનું થાય તેને છેદન કરવાથી ધોળું જોવામાં આવે છે, કસોટી પર ચઢાવવાથી કેસરના રંગ જેવો રંગ જણાય છે, જેમાં ચાંદ (રૂપું) અથવા તાંબુ મળેલું હોય તેમાંથી શોધન કરીને કાઢી લીધેલું સોનું, ચોકટ, પોચું અને ભારે હોય છે તે ઉત્તમ હોય છે.

નહિ મારવા યોગ્ય સોનું—જે સોનું જોતામજ ફીકું હોય, કઠણ હોય, રૂક્ષ હોય વર્ણ (રંગ) બદલાઈ ગયેલ મેલું હોય જેનાં પત્રા (વરખ) રંગમાં હલકાં ફીકાં, તપાવવામાં તથા કાપવામા ધોળુ ફીકું ને વ નમાં હલકું હોય તે કનિષ્ટ ગણાયછે. તે ખાવાના કામમા લેવા યોગ્ય નથી.

સુવર્ણ શોધન—ઉત્તમ સુવર્ણ આગ્નમાં ગાળીને ૩ વાર ફરી ફરીને કાંચનારના રસમાં નાખવાથી ઉત્તમ પ્રકારે શુદ્ધ થાય છે.

**સોનાની ભસ્મનો વિધિ**—સોનાને અગ્નિમ ગાળીને તેથી સોળમા ભાગે સીસું નાંખવું પછી તેનો ૨ પાની બારીક ભૂકો કરી લીંબુ અથવા બીજી ખટાઇના રસમાં ઘુંટાવવું તેનો ગોળો કરીને તે ગોળા ના વજન બરાબર ગંધક પાથરીને નિચે ઉપર ફરતો ન ગોળાને ગંધક ચઢાવવો ત્યારપછી તે ગોળાને કોડીયાના સંપુટમાં ઘાલી કપડ મટી કરીને વીસ અડાયના (મોટા છાણામાં) મધ્યમા મુકી સળગાવવો એ પ્રમાણે સાત પુટ દેવાથી સુવર્ણની નિરૂત્થ ભસ્મ થાય છે

**બીજો પ્રકાર**—સોનાનાં પત્રાં નાવીને સીસાની ભસ્મ લઇને લીંબુના રસમાં ઘુંટીને તેને સોનાના પત્રાપર લેપ કરવો. શરાવસંપુટમાં ઘાલી કપડમટી કરીને ગજપુટ આપવા, એમ ત્રણ ગજપુટ દેવાથી સોનાની ભસ્મ થાય છે.

**ત્રીજો પ્રકાર**—પારેવાની ચરક વાટીને અથવા કુકડાની ચરક વાટીને સોનાના પત્રાપર લેપ કરીને ઉપર નીચે ગંધકનો ભૂકો ભભરાવીને (સરખે ભાગે ગંધક લેવો) શરાવ સંપુટમાં ઘાલીને પાંચ મોટાં અડાયાં છાણામાં કુકુટપુટ દેવો તે પ્રમાણે નવ પુટ દેવા તથા દશમો મોટો ગજપુટ દેવો, તે ૩૦ ત્રીશ છાણાનો દેવાથી સુવર્ણની ભસ્મ બની જાય છે.

**સુવર્ણ ભસ્મના ગુણો**-સોનું ટંડુ છે, પવિત્ર છે, બળ, ઉલટી, વિષરસ, શ્વાસ, પ્રમેહ, રક્તપિત, ધાતુક્ષીણતા, ઝેરની અસર, ઉદરમાં

છાતિમાંથી લોહી પડવું, પ્રદર, રક્તપ્રદર વગેરે મટાડે છે, મધુર છે, કડવી, તુરી છે, વીર્ય વધારનાર છે બુદ્ધ વધારનાર છે. અગ્નિ પ્રદિપ્ત કરનાર છે.શરીરને કાન્તિ આપનાર છે, ગળપણવાળું દસ્ત લાવનાર, દુઃખીયાપણું મટાડનાર છે. વળી ત્રિદોષ, ઉન્માદ, વાઘ, કેફર, શુળ, તથા તાવનો નાશ કરી શરીરને પુષ્ટિ આપે છે. નેત્રને હિતકર છે તથા પથ્ય છે.

**સોનાની ભસ્મ**–ત્રિકટું (સુંઠ, મરી, પીંપળ) તથા ઘી સાથે યોગ્ય પ્રમાણમાં ૨ રતી ચાટવાથી મનુષ્યનો ક્ષય, મંદાગ્નિ. શ્વાસ, ઉધરસ, અરૂચિ મટાડે છે. ઓજ ધાતુને વધારે છે, બળ આપે છે પાંડુરોગનો નાશ કરે છે, પથ્ય છે સર્વે પ્રકારના ઝેરો મટાડે છે તથા દુષ્ટ ગ્રહણી ઇત્યાદિ રોગને મટાડે છે

**અશુદ્ધ સોનાના દોષો**–અશુદ્ધ સોનું મનુષ્યોના બળ તથા વીર્યનો નાશ કરે છે અને રોગોના સમૂહોને વધારીને શરીર બગાડે છે, અને તેથી શરીર નિરંતર અસ્વસ્થ બગાડવાળું જ રહે છે અને અંતે દોષવાળું કાચું સોનું મરણ પણ કરે છે.

**સોનાના વરખનો ગુણ**–શુદ્ધ સોનાનો વરખ, સર્વે પ્રકારના ઝેરના દોષને મટાડે છે, હૃદયનું શુળ અમ્લપિત્ત વગેરેને મટાડે છે. હેડકી તથા આનાહનો રોગ મટાડવામાં ઉત્તમ છે. કફ મટાડનાર છે. નિરંતર મનુષ્યોને હિતકારક છે ને દરેક રોગપર યોગ્ય અનુપાન સાથે સોનાનો વરખ આપવાથી સર્વે રોગ મટાડે છે.

## રૂપાની ભસ્મ કરવાનો વિધિ--રૂપાના ગુણો

ઉત્તમ પ્રકારની ચાંદી ભારે છે, ચીકટ છે, કુણી છે, સફેદ રંગે છે, બાળવામાં કાપવામાં જેનો રંગ બદલાતો નથી ઉત્તમ સુંદર ચળકતી, ચંદ્ર પ્રમાણે તેજસ્વી, ગુણવાળું રૂપું સમજવું.

**બનાવટી રૂપું**–કહ્યું છે તેનાં પત્રાં રાતાં પીળાશ પડતાં થાય છે. તે વજનમાં હલકાં થાય છે, વળી તપાવતાં તથા કાપતાં તેનો રંગ બદલાય છે. એ પ્રમાણે રૂપામાં ગુણદોષ કહેલા છે. ચાંદીનાં પત્રાંને અગ્નિપર તપાવીને અગથીયાના પાંદડાંના રસમાં ત્રણવાર ઓલાળવાથી શુદ્ધ થાય છે.

**ચાંદી શોધનનો પ્રકાર**–ચાંદીનાં પત્રાં (કાગળ ઝીણાં કરીને જેવાં) પારદ ગંધકની કાજળી કરી તેમાં હડતાળ મેળવવી. પત્રાંના વજન

પ્રમાણે દરેક વસ્તુ લેવી તેને ખરલમાં નાંખી એક કરીને કુંવારના રસમાં ઘુંટી તે પત્રાંને તેનાથી લેપન કરવું, પછી કોડીયાના સંપુટમાં તેને ઘાલીને કપડમટી કરી ત્રીશ અડાયા છાણામાં પુટ આપી પકાવવું એ પ્રમાણે ૨ વખત કરવાથી રૂપાની ભસ્મ થાય છે.

**બીજો પ્રકાર**—ચાંદી શુદ્ધ કરીને તેનો જેર પકાવીને તેને પારદમાં મેળવવો (સરખે વજને) પછી હરતાળ, ગંધક સરખે વજને લઇ લીંબુના રસમાં બે ત્રણ પુટો દેવાથી ભસ્મ થાય છે. તે ભસ્મ સર્વે પ્રકારના રસોની બનાવટમાં વાપરવી.

ત્રીજો પ્રકાર—શુદ્ધ ચાંદીના કંટકવેધી પત્રાં કરાવી તે પ્રમાણે શુધ્ધ હિંગળો તથા શુધ્ધ સુવર્ણમાક્ષિક મેળવીને લીંબુના રસમાં ઘુંટીને તે રૂપાનાં પત્રાંપર તેનો બન્ને બાજુ લેપ કરવો અને પુટ આપવો એમ બે ત્રણ પુટ આપવાથી જેમ મહાદેવના સ્મરણથી સર્વ પાપો ભસ્મ થઇ જાય છે તે પ્રમાણે આ રૂપાની ભસ્મ શુદ્ધ થઇ જાય છે.

**ચાંદીના ગુણો**—ચાંદી ઠંડી છે; તુરી છે, ખાટી છે, મધુર છે, ત્રિદોશ ( વાયુ, પિત્ત, કફ ) મટાડે છે, સ્નિગ્ધ છે, અગ્નિ પ્રદિપ્ત કરનાર છે. આંખોના રોગ તથા કુક્ષિના રોગો મટાડે છે, તથા દાહ ઝેરના દોશો, મેદ, મદાત્યયને મટાડે છે. કાંતિ, આયુસ્ય અને આરોગ્ય આપનાર છે. અપસ્માર (વાઇ, ફેફરૂં) શુળ, પાંડુરોગ પળીત ( ધોળા વાળ થવા) પ્લીહા તથા તાત્ર મટાડે છે, દસ્ત લાવનાર છે.

**અશુદ્ધ રૂપાના દોષો**—અશુદ્ધ રૂપુ, પાંડુરોગ, ચળ અને ગળાના રોગો કરે છે, મળબદ્ધતા, વિર્યનો નાશ, બળની હાનિ તથા માથાનો દુઃખાવો ઉત્પન્ન કરે છે.

તાંબુ—ખરા ઝેરને ઝેર કહેવામાં આવતું નથી પણ તાંબુ ખરૂં વિશ છે. એમ કહેવામાં આવે છે, કારણ કે વિશમાં એક દોષ છે અને તાંબામાં આઠ પ્રકારના દોશો રહેલા છે. ૧ ભ્રમ, ૨ મુર્છા, ૩ વિદાહ, ૪ સ્વેદ, ૫ કલેદ, ૬ વાંતિ (ઉલટી), ૭ અરૂચિ, ૮ ચિત્તને સંતાપ કરવો, ( પરિતાપ ) એ આઠ દોષો તાંબામાં છે. તે ઝેર જેવું છે તેથી જ દોષનો નાશ થવા માટે તાંબાને શોધીને જ ભસ્મ બનાવવી જોઇએ.

**તાંબાની શુદ્ધિ**—ત્રણ ધારવાળા થોરના દુધમાં મિઠું વાટીને તેને તાંબાનાં પત્રાં પર લેપ કરવો અને અગ્નિમાં તપાવીને નગોડ

ના રસમાં ૩ વાર ઝબોળવું, ત્રિધારા (ભુંગળીયો) થોરનું દુધ અથવા આકડાના દુધના રસમાં ત્રણ ત્રણ વાર ઝબોળવાથી તામ્ર શુદ્ધ થાય છે. ગૌમુત્ર આંબળાં તથા વડાગરૂ મીઠું એ સર્વે ભેગાં કરીને પત્રાને ચુલાપર ચડાવીને નીચે સખ્ત અગ્નિ એક પ્રહર આપવાથી તામ્ર શુદ્ધ થાય છે.

**મારણ**—શુદ્ધ તામ્રનો ભુકો લઇને તેના વજન પ્રમાણે શુદ્ધ પારદ મેળવી મર્દન કરવું પછી તેને ખરલમાં નાંખી ખુબ ઘુંટી એકત્ર કરીને તેમાં તે બન્નેના વજન પ્રમાણે શુદ્ધ ગંધક નાંખીને ખરલ કરી ૧ દીવસ ગજપુટમાં ફુંકવું તેથી તામ્રભસ્મ થઇ જાય છે.

**તામ્રની સફેદ ભસ્મ**—તલવણી (કાગડીયું)ના રસમાં પત્રાને લેપ કરવો ને ભઠ્ઠીમાં મુકવાથી સફેદ ચળકતી ભસ્મ થાય છે તેમાં કાંઇ વિચાર કરવા જેવું નથી.

**તામ્રભસ્મ** વિધિ—તાંબાનાં શુદ્ધ પત્રાં (૪ તોલા લેવાં) પછી શુકિત ૧ તોલો, કલાઇ ૧ તોલો લેઇ તેને ત્રાંબાનાં પત્રાંપર વીંટવા પછી એકપ્રહર પર્યંત ઘટી યંત્રમાં પકવવા. જ્યારે બધું એક થાય ત્યારે બહાર કાઢીને એક વાલ ખાવી, આદુ અથવા જવખાર અથવા મરી સાથે ખાવાથી કફના રોગો, અરૂચિ, બરોલ, મટાડે છે. આ બનાવટને ત્રયુતામ્ર કહેવામાં આવે છે.

**સોમનાથી તામ્ર**—તામ્રના જેટલોજ પારો તથા પારા જેટલો ગંધક તથા ગંધકના વજનથી અડધી હરતાલ, હરતાલથી અડધું મણશિલ લઇ પ્રથમ પારદ ગંધકની કાજળી કરવી, પછી તે સર્વને મેળવીને તેની બારીક કાજળી કરવી તે કાજળીનો ( કાજળીને લીંબુના રસમાં અથવા કુંવારના રસમાં ઘુંટવી એવો પર્યાયછે), તાંબાના પત્રાંપર લેપ કરવો પછી તે પત્રાંને યંત્રાધ્યાયમાં કહેલ વિધિ પ્રમાણે વાલુકા યંત્રમાં પકાવવું બે પહોર સુધી પકાવીને ઠંડુ થવા દેવું. ઠંડુ થયા બાદ તેને કાઢવું.

આ તામ્ર ૨ વાલ માત્રમાં દરેક રોગના અનુપાન સાથે ચાટવાથી પરિણામ શુળ, ઉદરના રોગો, શુળ રોગ, પાંડુ રોગ, જ્વર ( તાવ) બરોલ, મંદાગ્નિ શરીરની ગ્લાનિ, શ્વાસ તથા ઉધરસ, દુષ્ટ ગ્રહણી રોગ વિગેરેને આ સોમનાથી તામ્ર અવશ્ય મટાડે છે.

**બીજો પ્રકાર**—તાંબાનાં પાતળાં પત્રાં કરવાં તેના પ્રમાણે શુદ્ધ પારદ લેવો. પારદ પ્રમાણે ગંધક,ગંધકથી અર્ધે હિસ્સે હરતાલ,હરતાળથી

અર્ધો હિસ્સો મણશિલ લેઇ પ્રથમ પારદ ગંધકની કજ્જલી કરી તેમાં બીજા પદાર્થો મેળવી સારી રીતે ઘુંટીને સુંદર કજ્જલી કરવી પછી તે કજ્જલી લીંબુના રસમાં અથવા કુંવારના રસમાં મેળવી તાંબાના પત્રાં પર ચડાવવી (અથવા ખાલી કજ્જલી પણ ચડાવાય છે ) પછી તેને વાલુકા યંત્રમાં એક પહોર પાચન કરાવવાથી ભસ્મ થાય છે તે સ્વાંગશીતળ થયે કાઢીને યોગમાં લેવી ઉત્તમ પ્રકારની ભસ્મ થાયછે.

તાંબાના સામાન્ય ગુણ--તાંબુ કડુ છે,તેમજ વ્રણ,કૃમિ, જઠરના રોગો, પેટનું ફુલવું, ખરોલ, પાંડુરોગ ઉધરસ, શ્વાસ, વાતરક્ત, ક્ષય, વાતવિકાર. શુલ, પરિણામ શુલ, ગુલ્મ, અઢાર પ્રકારના કોઢ, રક્ત પિત્ત, અમ્લપિત્ત, વિગેરેનો નાશ કરે છે. તેમજ શક્તિ વધારે છે. રૂચિકારક તથા કામોદીપક છે. અશુદ્ધ તામ્ર કૃમિ,પેટના રોગ, આફરો વિગેરે રોગો ઉત્પન્ન કરે છે.

**પિતળ** પીતળ બે પ્રકારનું છે, તેમાં એક રાજ રીતીકા અને બીજું કાકતુંડી છે. તેમાં પ્રથમનું ગુણમાં અધિક છે. (સોના પીતળ) લઇ પિતળને તાપમાં તપાવીને લાલ કરીને કાંજીમાં ઝબોળવાથી તે પીતળ રતાશ પડતા રંગનું થાયછે, કાકતુંડી પીતળ ઉનું કરીને કાંજીમાં ઝબોળવાથી કાળાશ પડતું થઇ જાય છે તેને ઉપયોગમાં લેવું નહિ.

**કાંસુ**—કાંસુ ૨ પ્રકારનું છે ૧ પુષ્પ ૨ તૈલિક એમ બે જાતનું પુષ્પ અત્યંત ધોળું હોય છે અને તૈલિક લાલાશ પડતું કાળું હોય છે, તેમાં પુષ્પ જાતનું કાંસુ ઉતમ છે તે રોગ મટાડવા માટે ઉપયોગમાં લેવું.

રાજ રીતિકા–(પિતળ) સોના પિતળ તથા પુષ્પ જાતનું કાંસું તામ્રમાં બતાવ્યા પ્રમાણે કરવું તથા તેની ભસ્મ બનાવવાની રિતિ પણ તામ્ર પ્રમાણેજ કરવી એમ સારા વૈદ્યોનો મત છે.

**પીતળના ગુણો** બન્ને પ્રકારનાં પીતળ રૂક્ષ છે, કડવાં છે, ખાસ દસ્ત લગાડનાર શોધન તથા પાંડુરોગ મટાડનાર, કૃમિઘ્ન લેખન તથા ઠંડાં છે.

કાંસુ ગુરૂ, કડવું, ગરમ, લેખન,નિર્મળ, સારક,રૂક્ષ, ભારે, નેત્રને હિતકારક તથા કફ પિત્તને મટાડવામાં ઉત્તમ છે.

**લોખંડ**—લોહના ત્રણ ૩ ભેદ છે. મુંડ, તીક્ષ્ણ તથા કાંતલોહ. મુંડજાતના લોહથી તીક્ષ્ણ (પોલાદ) સો ગણું ગુણકારક છે અને તીક્ષ્ણલોહ કરતા કાંતલોહ સો ગણું ગુણદાયક છે.

મુંડ જાતિનું લોઢું પર્વતમાં અથવા જમીનમાં ગોળ મોટા ઢેફા (ગાંગડા) જેવું નિકળે છે. ગજવેલના લોઢાને (પોલાદ) તીક્ષ્ણ લોહ કહે છે. લોહચુંબક એ કાન્તલોહની જાત છે.

**લોહ પરીક્ષા** જે લોહમાં પોતાનું અંગ જણાય તે પોલાદ (ગજવેલ) ઉત્તમ જાતનું જાણવું. હીરાકશી તથા આંબળાંનો કલ્ક કરી લોહનાં પત્રાંપર ચોપડી બરાબર રીતે સ્વચ્છ કરીને જોવાથી લોહમાં અંગ તથા ગુણ દેખવામાં આવશે.

**કાંતલોહનાં લક્ષણો**—જે લોહનાં વાસણમાં પાણી ભરીને તેમાં તેલનું ટીપું નાંખતા ફેલાય નહિ, જેના ખાલી વાસણમાં હીંગ નાંખતાં ને હીંગનો વાસ બેસતો નથી, જેમાં લીંબડાનો કલ્ક તે વાસણમાં નાંખીને તે કલ્ક કાઢતાં લીંબડાની કડવાશ તે વાસણને અડતી નથી, તેમજ જે વાસણમાં દૂધ ઉનું કરતા ઉભરો આવે છે પણ બહાર જતુ નથ (ઢોળાતું નથી ) તેમજ પાણીમાં પલળેલા ચણા વગર દેવતાએ શેકાઇ ગયા જેવા જ થઇ જાય છે તેને કાંત લોહ જાણવું.

**લોહનું શોધન** લોહનાં પાતળાં પત્રાં કરીને સસલાનું રક્ત બન્ને બાજુ ચોપડવું તે પર થોડું થોડું આકડાનું દુધ ચોપડવું તે પત્રાં ત્યાર પછી અગ્નિમાં તપાવવાં અને તેઓનાપર ત્રિફળાનો કવાથ સીંચવો ( એટલે પત્રાં ઉનાં કરી ત્રિફળાના કવાથમાં ઝબોળવાં) એ પ્રમાણે ત્રણ વખત કરવાથી લોહ અવશ્ય શુદ્ધ થઇ જાય છે.

**બીજી રીત**—ત્રીફળાં ૬૪ ચોસઠ તોલા લઇને તેમને આઠ ગણા પાણીમાં ઉકાળવાં, ચોથો ભાગ પાણી બાકી રાખવું, તેમાં લોહ તોલા ૨૦ (પાંચપળ)નાં પત્રાં કરાવીને ઉનાં કરીને વારંવાર ૭ સાત વખત ઝબોળવાં એ પ્રમાણે કરવાથી લોહ ધાતુ શુદ્ધ થાય છે.

**લોહમારણ**—પારદની ભસ્મથી સર્વે ધાતુઓનું મારણ ઉત્તમ જાણવું. મુળીઆં વિગરે વનસ્પતિના ઉકાળાથી ધાતુઓ મારવી તે મધ્યમ મારણ સમજવું. ગંધક ઇત્યાદિથી મારણ કરવું તે કનિષ્ટ-રીત જાણવી.

**લોહામૃત**—પારદ શુદ્ધ ભાગ ૧, શુદ્ધ ગંધક ભાગ બે; ગજ-વેલનો શુદ્ધ કરેલ ભુકો ભા. ૩ એ સર્વેને કુંવારના રસમાં ઘુંટીને (બે પ્રહર ઘુંટયા બાદ) તેનો ગોળો કરીને તે પર એરંડાનાં પાન

વિંટાળીને સુતરથી બાંધી તાંબાના પાત્રમાં રાખવું (ત્રાંબાના સંપુટ) ડાબલામાં રાખવું, તેનું મોઢું કપડમાટીથી લેપન કરવું તે માટી સુકાઇ ગયા પછી ૩ દિવસ અનાજના ઢગલામાં તેને દાટી રાખવો ૩ દિવસ થયા બાદ તે ધાનના ઢગલામાંથી કાઢીને તે ડાબલો ઉઘાડીને લોહનો ગોળો કાઢી લેવો તેને ખરલમાં ઘુંટી ગાળી લેવો (વસ્ત્રગાળ કરવો) તે લોહ પાણી પર હંસની પેઠે તરે છે. આ લોહભસ્મને સોમામૃત નામ આપવામાં આવ્યું છે.

**બીજો** પ્રકાર–શુદ્ધ ગજવેલના વજનથી બારમોભાગ શુદ્ધ હિંગળો મેળવવો તેને કુંવારપાઠાના રસમાં ખરલમાં નાંખી ખુબ ઘુંટી મેળવવું બે પ્રહર ઘુંટયા બાદ કોડીયામાં સંપુટ કરીને ગજપુટથી પકવવું એ પ્રમાણે ૭ સાત પુટ દેવાથી લોહની ભસ્મ પાણીપર તરે તેવી થાય છે.

**ત્રીજો** પ્રકાર—લોહ ગજવેલનો શુદ્ધ કરેલ ભૂકો તોલા ૪, સુરોખાર તો. ૪, તથા આહનનું ચૂર્ણ તો ૪, સર્વે ચીજોને એકત્ર કરવી, પછી કુંવારના રસમાં ૧ દિવસ ઘુંટીને તેનો ગોળો કરીને એરંડાના પાનમાં વીંટાળીને તેપર માટીનો થર ચઢાવી, ગજપુટમાં મુંકી દેવો. સવારે ઠંડુ પડી જાય ત્યારે લઇને તેને વાટી નાંખવો. આ લોહ ભસ્મ સિંદુરના રંગની થાય છે. તે વારીતર થાય છે. તે સર્વ કાર્યમાં ઉત્તમ છે.

**ચોથો** પ્રકાર–દાડમના પાંદડાનો ક્વાથ કરી તેના રસની ભાવના આપવી. ૭ ભાવનાઓ તડકે તપાવી આપ્યા બાદ ૨ ભાવના ગજપુટની આપવી એજ પ્રમાણે કરવાથી વારીતર શુદ્ધ ભસ્મ થાય છે. જેમ ગુરુનું વાકય સત્ય હોય છે તે પ્રમાણે આ લોહ સર્વે કાર્યમાં વાપરવા લાયક થાય છે.

**પાંચમો** પ્રકાર–શુધ્ધ લોહનું ચૂર્ણ લઇને તેના જેટલું ગાયનું દહિં લેવું તેમાં તેને પલાળીને ઘુંટવું, સુકાયા બાદ તેને અગ્નિમાં તપાવીને તેને ત્રિફળાના ૩ પુટ દેવાથી વારીતર ભસ્મ થાય છે તેમાં કાંઈ શંકા રાખવા જેવું નથી.

**છઠ્ઠો** પ્રકાર—લોહચુર્ણ ભાગ ૧, તેજ પ્રમાણે નવસાર લેવો તેમાં જરા ગરમ પાણી નાંખવું એ સર્વ એકત્ર કરીને જાડા લુગડામાં મજબુત બાંધવું ૧ પ્રહર રહેવા દઇને બન્ને હાથમાં ચોળીને મસળી

ઘસવું તે તેથી ભસ્મ ઝરે છે તે વારીતર થાય છે તે તમામ રોગમાં વાપરવી તે સર્વ રોગોને મટાડે છે.

**નિરૂત્થ ભસ્મ**–સર્વ ધાતુઓની ભસ્મ પંચ મિત્રથી મિશ્રિત કરી શરાવસંપુટમાં ઘાલી ફુંકવી, જે ભસ્મ તેવી ને તેવીજ રહે તેને નિરૂત્થ જાણી સેવન કરવું તે પાણીપર તરનારી છે.

**પંચમિત્રી**–મધ, ગોળ, ઘી, ચહણોઠી તથા ટંકણખારને પંચ મિત્ર કહે છે,તે નિરૂત્થાનમાં વાપરવું. ગુંજા, ઘી, લાખ, મધ, ટંક ણ તથા ઉન એ બધાં સાથે દવા મેળવી શરાવસંપુટમાં મૂકી ફુંક-વાથી સાતે ધાતુઓ કાચી હોય તે ઉત્થિત થાય છે.

આ પ્રમાણે ઉત્થિત થયેલી ભસ્મને ધાતુ સમાન ગંધક મેળવી ખરલમાં નાંખીને એક દિવસ કુંવારપાઠાના રસમાં ઘુંટીને શરાવ સંપુટમાં કપડમટી કરીને ગજપુટમાં પકાવવી. એ પ્રમાણે કરવાથી સર્વ ધાતુઓ પાકી થાય છે.

**લોહભસ્મના ગુણો**–કાંતલોહ ઠંડુ છે,મધુર છે, તુરૂં છે, આ યુષ્ય આપનાર છે, ધાતુ વધારનાર છે, તેમજ ત્રિદોષ,મેહ,વ્રણ, કુષ્ટ, બરોલ, ઉદરના રોગ, રસોળી વિષ વિકાર તથા કૃમિરોગને મટાડના ર છે, તેમજ પાંડુરોગ તથા ક્ષય તથા ક્ષીણતાને જલ્દી મટાડે છે. ઉધરસ, ભ્રમ અને કફવિકારને મટાડે છે, લોહિ વિકાર ગુલ્મ શુળ, પીનસ, ઉલ્ટી,શ્વાસ, પ્રમેહ, અરૂચિ વિગેરેને તરતજ જડમૂળમાંથી મટાડે છે, કંપ મટાડે છે. લોહ ઠંડી તથા નેત્રને હિતકર છે. શુદ્ધ લોહ,પિત્ત, કફ, વાયુ તથા મોહને મટાડે છે.

પાંડુરોગ શુળનો નાશ કરે છે એમ કહેલ છે અને અશુદ્ધ લોહ અનેક પ્રકારના રોગોને ઉત્પન કરે છે.

જે ગુણો રુપાની ભસ્મમાં કહેલ છે તેજ પ્રમાણે કાંતભસ્મના ગુણ છે. કાંતલોહની ભસ્મ ન હોય તો રૂપાની ભસ્મ લેવી એમ ભૈરવનો મત છે.

**લોહસેવન કરનારે પાળવાની પથ્ય**–કોળાનું શાક, તલનું તેલ,અડદ,રઇ મદ્ય ખાટો રસ વિગેરે લોહ સેવન કરનારે ખાવા નહિ. તેજ પ્રમાણે માછલી જીવક નામનું શાક, રીંગણાં, કારેલાં, વ્યાયામ (કસરત) તીક્ષ્ણ (ગરમી કરે તેવા દાહવાળા ગરમ) પદાર્થો ખાવા નહિ.

**લોહનાં અનુપાનો**–આ લોહભસ્મ ખાવામાં ૧ વાલ પ્રમાણમાં આપવી, યોગ્ય અનુપાનથી આપવી. ત્રિફળાનું ચુર્ણ તથા લોહનું

સેવન કરવાથી વળીયાં તથા ઘોળા વાળ મટાડે છે. ત્રિકટુ ભારંગ તથા લોહ મધ સાથે ચાટવાથી ધાતુના રોગો મટાડે છે. કંજની, મધ તથા પીપર સાથે આપવાથી કફના રોગો મટાડે છે. સાકર તથા ચાતુર્જાત સાથે આપવાથી રક્તપિત્તના વ્યાધિ મટાડે છે. સાટોડીના મૂળનું ચુર્ણ તથા દુધ સાથે લોહભસ્મ લેવાથી બળમાં વધારો કરવામાં ઉત્તમ છે, સાટોડીના રસમા લેવાથ પાંડુરોગ મટાડે છે. હળદર તથા લોહનું ચુર્ણ પીંપર તથા મધમા આપવાથી ૨૦ વીશ પ્રકારના પ્રમેહ ને મટાડે છે તેમાં કાંઇ સંશય રાખવો નહિં.

શીલાજીતના સાથે લોહભસ્મ આપવાથી મુત્રકૃચ્છ મટાડે છે, અર કુશી, પીંપર, દ્રાક્ષ, લોહ તથા મધ મેળવી સવારમાં ગોળી ખાવાથી પાંચ પ્રકારની ઉધરસ મટાડે છે તાંબુલ સાથે ખાવાથી ઉત્તમ પ્રકારે ફાયદો કરે છે. અગ્નિ પ્રદિપ્ત કરે છે. પુરૂષત્વ વધારે છે દેહની કાંતિને વધારે છે. વધારે કહેવાથી શું ઘણુ લોહના જેવું મજબુત શરીર બનાવે છે.

પારો તથા ગંધક થોડા મેળવી થોડી ઓષધાયોના પુટ આપી થોડા પુટ આપી બનાવેલી કાચા ભસ્મ મનુષ્યની આવરદાનો ક્ષય કરે છે તેથી તેવી લોહભસ્મનુ સેવન કરવું નહિ જોઇએ.

મંડુર લોહાના કટોડા ૧૦૦ વર્ષના જુના હેય તો ઉત્તમ જાણુવા. એંશી વર્ષના જુના હોય તે મધ્યમ જાણવા, ને સાઠ વર્ષ ના જુના હોય તે અધમ જાણવા.માટે ૧૦૦ વર્ષના જુના કાટોડા લેવા.

શુદ્ધિ કરણ— બેડાનાં લાકડાં સળગાવીને તેના અંગારાપર મંડુરને સુરી ધમણથી અથવા બીજી રીતે લાલચોળ કરવો,પછી તેને ગાયના મુત્રમાં બેહેડાના લાકડાના પાત્રમાં (તે ન હોય તો માટીનું પાત્ર લેવું) વા વાર સાત ૭ વખત ઝબોળવો પછી ખાંડીને વસ્ત્રગાળ ચુર્ણ બનાવી ત્રિફળાના ઝમણા કુંવારમાં ઘુંટીને અગ્નપર ખુબ શેકવો (બાળવો) એ પ્રમાણે કરવાથી ઉત્તમ પ્રકારનો મંડુર થાય છે.

મંડુરના ગુણો—મંડુર ઠંડો છે, રૂચ્ય કરનાર છે, પાંડુ,સોજા, તથા શોશને મટાડે છે. હલીમક, કમળો, બરોલ, કુંભકમળો વિગેરે ને મટાડે છે.

કથિરના (કલાઇ-બંગ)ના ગુણો—ખુરક અને મિશ્રક એમ બે જાતની કલઇ થાય છે, તેમાં ખુરક નામની બંગ ઉત્તમ છે, અને મિશ્રક નામની બંગ વાપરવી સારી નથી.

ખુરક જાતીનું કથીર ફુણું છે,સફેદ છે, ચિકણું છે,જલ્દીથી ગળી જાય એવું છે, ભારે તથા નાદ વિનાનું એવું ખુરક બંગ હોય છે. મિશ્રક કાળું તથા સફેદ પડતું હોય છે.

**શોધન**–ખુરક નામની કલાઇ લઇને તેને તવામાં નાંખીને તળે દેવતા સળગાવી ગાળવી પછી તેમાં હળદરનો ભૂકો નાંખી ઘુંટવી પછી તેને પ્રવાહી નગોડના રસમાં ઝબોળવું. એ પ્રમાણે ત્રણ ત્રણ વખત કરવાથી બંગ શુદ્ધ થાય છે તેમાં કાંઇ શંકા રાખવી નહિ.

**બંગમારણ**–શુદ્ધ–બંગ ૧ શાણ લેવું ને સીશું ૧ રતી લેવું તેને ઠીબમાં ગાળીને દેવતાપર ચુલે ચડાવીને લોઢાની કડછીથી હલાવવું તેથી એક પ્રહરમાં તેની ભસ્મ થઇ જશે, તે કાજળ જેવી કાળી ભસ્મ થઇ જશે તેજ ભસ્મને ખુબ તેજ અગ્નિ આપવાથી ધોળી (સફેદ ભસ્મ) થઇ જશે.

**પ્રયોગ બીજો**–ખાખરાના રસમાં હરતાળ વાટીને તેનાથી બંગના પત્રાપર લેપ કરવો પછી તેને ગજપુટમાં મુકવો શીતળથયે કાઢીને ફરીથી ખાખરાના રસમાં હરતાલ ઘુંટીને પત્રાં પર લેપ ચઢાવી ગજપુટમાં મુકવાં એમ ૭ વખત કરવાથી બંગની ભસ્મ થાય છે તે નિશ્ચયછે.

**પ્રયોગ ત્રીજો**–ભીલામાનું તેલ કાઢવું, તે તેલથી કલાઇના પત્રા પર લેપ કરવો. તે પત્રાંને વસ્ત્રથી વીંટીને આંબલી પીંપર અને ખાખરાના લાકડાના અગ્નિથી પુટ મુકવો તેથી કલાઇ મરી જાય છે.

**૪ થો પ્રકાર**–માટીના કલેડામાં બંગ નાંખીને તેને ગળી જવા દઇને તેથી ચોથા ભાગનાં પીંપળો તથા આંબલીના છોડાનો સુકો ભુકો (ચુર્ણ) નાંખતા જવું અને હલાવતા જવું એમ બે પ્રહર કરવાથી બંગની ભસ્મ થાય છે. હવે તે ભસ્મના જેટલી હરતાળ મેળવીને લીંબુના રસમાં મર્દન કરવી. ગજપુટમાં મૂકવું શીતળ થયે તેને કાઢીને તે ભસ્મના દસમા ભાગની શુધ્ધ હરતાલ નાંખી ૧ પ્રહર લીંબુના રસમાં ખરલ કરીને ગજપુટમાં મુકવું. એ પ્રમાણે દશ પુટ કરવાથી બંગ અવસ્ય મરી જાય છે, ભસ્મ થાય છે.

**બંગના ગુણ**—બંગ ભસ્મ, કડવી છે, ગરમ છે,રૂક્ષ છે, કાંઇ કાંઈક વાયુ પ્રકોપવાળી છે; પ્રમેહ, કફના વ્યાધિ મટાડનાર છે, મેદ મટાડે છે, કૃમીનો નાશ કરે છે.

કાચી અથવા અશુદ્ધ બંગ પ્રમેહના રોગો ઉત્પન્ન કરે છે, શિવાય સોજા,હૃદયના રોગો,શુળ, હરસ,કાસશ્વાસ અને ઉલટીના રોગો કરે છે.

## શીશાની ભસ્મ કરવી

**સીસુ**—જલ્દી પ્રવાહી બને છે, અત્યંત ભારેછે, કાપવામાં કાળુ છે તથા ચળકતુ, દુર્ગંધયુક્ત, બહાર કાળું એવું સીસું શુદ્ધ અને ઉત્તમ છે. તેથી બીજા ગુણવાળુ અશુધ્ધ (અયોગ્ય) સમજવું.

શોધન—શિશાને અગ્નિપર ચડાવી ગાળીને એક વાસણમાં આકડાનું દુધ ભરીને તેનાપર બીજું હાંડલુ છિદ્રવાળુ મૂકીને તેમાં ગાળેલુ સીસું રેડવું એ પ્રમાણે ૩ વખત કરવાથી સીસું શુદ્ધ થાય છે.

**મરણ**—સીસાથી ચોથો ભાગ પીપળા તથા આંબલીની છાલની રાખ લેવી, પછી તે સીસું ઠીબમાં ઓગાળીને તેને અગ્નિ પર ચડાવવું, સીસુ ગળી જાય ત્યારે તેમાં પીંપળા તથા આંબલીના છોડાની ભસ્મ નાંખીને લોઢાની કડછીથી ( તવેતાથી ) હલાવવું એ પ્રમાણે ૧ પ્રહર કરવાથી સીસાની ભસ્મ થાય છે,પછી તે ભસ્મ લઇને તેના જેટલો જ મણશીલ મેળવીને લિંબુનો રસ અથવા કાંજીમાં ખરલમાં નાંખીને ઘુંટવું પછી શરાવસંપુટમાં મૂકીને કપડમટી કરીને પુટ દેવો પછી સ્વાંગ શીતળ થએ કાઢીને પછી તે ભસ્મનો ૧/૧૦ ભાગે મણશિલ મેળવવો બન્નેને પહેલાં પ્રમાણે ૧ પ્રહર સુધી લીંબુના રસ અથવા કાંજીમાં ઘુંટીને ફરીથી પુટ દેવો, એ પ્રમાણે ૬૦ પુટો દેવાથી શુદ્ધ નિરુત્થ નાગભસ્મ ( શિશાની ભસ્મ) થાય છે.

**કુંભ પુટ**—મણશિલ અને શુદ્ધ ગંધકને અરડુશીના રસમાં ખરલ કરીને તેને સીસાના પત્રાપર લેપ કરવો તેને કુંભપુટમાં પકાવવો તે પ્રમાણે ૩ ત્રણ પુટ દેવાથી સીસાની ભસ્મ થાય છે એમ વિદ્વાનોનો મત છે.

**કુંભ પુટની વિધિ**—એક માટીનો મોટા ઘડા લેવો તેને તળે લગભગ ૪૦ છિદ્રો પાડવાં, તેમાં અડધો ભાગ કોલસાથી ભરવો, તેના વચમાં ઔશધ મુકવું, મોંઢા પર એક કોડીયું ઢાંકી કપડમાટી કરીને તેનું મોઢું લીપાવવું. પછી તેને ચુલાપર ચડાવી તેમાં નિચે ચુલામાં ખુબ કોલસા ભરી સળગાવવું. ખાલી ઝાળ લગાડવું ૩ દીવસે સ્વાંગ શીતળ થાય ત્યારે અંદરનું ઔષધ કાઢી લેવુ તે કુંભીપુટ કહેવાય છે.

**ત્રીજો પ્રકાર**—નાગરવેલના પાનના રસમાં શુધ્ધ મણશિલને ખરલમાં વાટીને તેનો શુદ્ધ સીસાના પત્રાને લેપ કરવો ને પુટ દેવો. તેવા ૩૨ બત્રીસ પુટ દેવાથી નિશ્ચય શીસાની ભસ્મ થાય છે.

**સીસાના ગુણ**—સીસુ અત્યંત ગરમ છે,સ્નિગ્ધ છે,કડવું છે,વાયુ તથા કફ મટાડનાર છે; પ્રમેહ તથા પાણીના દોષને મટાડે છે તેમજ આમવાતનો નાશ કરી અગ્નિ પ્રદિપ્ત કરે છે.

**અશુદ્ધ સીસુ**—પ્રમેહ, ક્ષય, કમળાનો રોગ કરે છે એટલા માટે સારા વૈદ્યોએ શુધ્ધ કરીને સીસાની ભસ્મ કરવી.

### ઉપધાતુઓ

ઉપધાતુઓનું શોધન મારણ—અભ્રક, માક્ષિક,તાલ,મનશીલ, કાંસુ, સુરમો, મોરથુથુ, ખાપરીઉ એ સાત ઉપધાતુઓ કહેલી છે.

### અભ્રકભસ્મની વિધિ

**અભ્રક**—શ્વેત, રક્ત,પીત, કૃષ્ણ એમ ચાર જાતનો **અભ્રક** છે અને તેનાં પિનાક, દુર્દર, નાગ, વજ્ર એ અનુક્રમે નામ જાણવાં.

પિનાક નામના અભ્રકનાં પત્રા અગ્નિમાં તપાવવાથી તેના જુદાં જુદાં પત્રા પડે છે, અને દુર્દર નામનો અભ્રક દેવતાપર તપાવવાથી દેડકાના અવાજ જેવો તપતા અવાજ થાય છે,ભુજંગ નામનો અભ્રક દેવતાપર તપાવતાં ફુંફાડા મારે છે તે સર્પના ફુંફાડા જેવો અવાજ થાય છે તે વજ્રઅભ્રક નામનો અભ્રક દેવતાપર તપાવતાં તે વિકાર પામતો નથી ને જેવોને તેવો જ રહે છે. પિનાક નામના અભ્રકના સેવનથી કુષ્ટ(કોઢ) ઉત્પન્ન થાય છે, દુર્દર નામનો અભ્રક મૃત્યુ આપનાર છે. નાગ નામનો અભ્રક, ભગંદર રોગ કરે છે, વજ્રનામનો અભ્રક રોગના સમુદાયનો નાશ કરે છે.

**અભ્રક શોધન**—અભ્રકને આગનપર તપાવીને સાત વખત કાંજીના પાણીમાં બુઝાવવો તેથી તે શુધ્ધ દોષવિનાનો થાય છે. ગૌમુત્ર અથવા ત્રિફળાનો કવાથ અથવા ગાયના દુધમાં તેજ પ્રમાણે ઉનો કરીને ૭ સાત વખત ઝબોળવાથી અભ્રક શુદ્ધ થાય છે.

**બીજો પ્રકાર**—કાળા અભ્રકને કડાયામાં નાંખીને અગ્નિ પર તપાવીને દુધમાં ઝબોળવો પછી તેનાં જુદાં જુદાં પત્રાં કરીને તાંદળજાના રસમાં અને લીંબુના રસમાં આઠ પ્રહર ખરલ કરવો તેથી તે અભ્રક શુદ્ધ થાય છે.

**ધાન્યાભ્રક**—અભ્રખથી ચોથા ભાગની શાળ ( ડાંગર ) લેવી. તેમાં અભ્રક મેળવી એકત્ર કરીને તેને કાંમળીથી બાંધવું પછી તેને રાત્રીએ પાણીમાં બુડાડીને બાંધી રાખવું પછી ચોથે દિવસે તે કાંબળી

બે હાથથી ખૂબ મસળવી તેથી કાંબળ સોસરૂં ગળીને તે અભ્રખનું વેળુ જેવું ચુર્ણ પાણીમાં પડશે તેને ધાન્યાભ્રક કહે છે, ને તે મારણ કરવા માટે ઉપયોગમાં લેવાય છે.

**અથ મારણ**—ઉપર પ્રમાણે ધાન્યાભ્રક કરીને તેને સુકવીને ખરલમાં નાંખીને આકડાના દુધમાં ૧ એક દિવસ ખરલમાં ઘુંટીને તેની ચકરડીઓ (નાના નાના પેંડા આકારની) કરવી તે ચકરડીયોને આકડાના પાનમાં વિંટાળીને મોટા ગજપુટમાં પકાવવી, પાછી ફરીથી તે અભ્રકને કાઢી ખરલ કરી આકડાના દુધમાં ઘુટી ઉપર પ્રમાણેજ પુટ દેવો ( ૧ દિવસ ઘુંટીને ) પુટ દેવો. એ પ્રમાણે વારંવાર સાત વખત પુટ દેવો ત્યારબાદ વડની વડવાઇના ઉકાળાના ત્રણ પુટ દેવા, તેથી અભ્રક મરી જાય છે, તેમાં કાંઇ સંશય રાખવો નહિ ને સર્વે રોગમાં ઉપયોગ કરવો.

અભ્રક ભસ્મ પ્રમાણે ઘી લઇને લોહના પાત્રમાં નાંખીને તેને પકાવવો ઘી પી ગયા પછી તે અભ્રખ લઈ લેવો ને સર્વે રોગમાં વાપરવો.

ધાન્યભ્રક આકડાના દુધમાં અથવા આકડાના મુળના રસમાં (ક્વાથમાં) વાટી વાટીને સાત સાત પુટ આપવાથી અભ્રક નિશ્ચે મરી જાય છે.

**બીજો પ્રકાર**—ધાન્યાભ્રકને વાંદળજો, કેળનું પાણી, મોથનો ક્વાથ ટંકણખાર અને અંકોલના પાણીમાં ખરલમાં નાંખી મર્દન કરીને ગજપુટ મુકવો. આ પ્રમાણે દરેકના બાર બાર પુટ આપવા, ત્યારપછી ધોળી ગ્રો (ચુકો) લુણી, ભાંગરો એનો રસ તેમજ ત્રિફળાનો ક્વાથ કરી દરેકમાં ૭–૭ દીવસ મર્દન કરવું, તેમાં તેના વજન પ્રમાણે ગંધક લઇ હેઠળ ઉપર પાથરીને ગજપુટ દેવો તેથી અભ્રક મરી જાય છે.

**ત્રીજો પ્રકાર**—આકડો, થોર, વડનું દુધ, કુંવારનો રસ, હાથીનું મુત્ર, માણસનું મુત્ર, વડની કુંપળોનો રસ. ભાંગરાનો રસ, બકરાનું રક્ત, એઓમાં વાટીને દરેકના અગ્યાર અગ્યાર પુટ દેવા એમ મળી ૧૦૦ પુટ પુરા દેવાથી પદ્મરાગા ( સુંદર રાતા કમળના ) રંગની ભસ્મ થાય છે.

**ચોથો પ્રકાર**—ધાન્યાભ્રક લઇને તેને મોથના ઉકાળાના ત્રણ ૩ પુટ આપવા તેજ પ્રમાણે સાટોડીના મૂળના ક્વાથના તથા કાસુંદ્રાના

રસ (ક્વાથ)ના ત્રણ પુટ દેવા. નાગરવેલના પાનના રસની તથા થીની તથા દુધના નોખા નોખા ત્રણ ત્રણ ગજપુટ દેવા, દરેક દિવસે તે દરેક રસોથી ખરલ કરીને પુટ દેવાને તેજ પ્રમાણે વડની વડવાઇના ઉકાળાના ક્વાથના ૩ પુટો આપવા, ત્યાર પછી મુસળીનો ક્વાથ ગોખરૂનો ઉકાળો ને કવચાંના ક્વાથના ૩-૩ પુટ આપવા, કેળનું પાણી તથા એખરાના રસના ૩-૩ પુટો દેવા, ત્યાર બાદ ગાયના દુધનો એક હલકો પુટ દેવો, દહીં, ઘી, મધ, શુદ્ધ ખડીસાકરનો એકેકો પુટ આપવાથી અભ્રક શુદ્ધ રીતે મરી જાય છે.

પાંચમો પ્રકાર-ધાન્યાભ્રક-૧ ભાગ, ટંકણખાર ૨ ભાગ વાટીને સરાવસંપુટમાં ઘાલીને તિવ્ર અગ્નિથી ગજપુટ મુકવો સ્વાંગશીત થયે કાઢીને તેને સર્વ કામમાં વાપરવો.

અભ્રકના ગુણો-વમન વિરેચનથી શરીર શુદ્ધ કરીને ચંદ્રિકા વિનાની શુદ્ધ અભ્રક ભસ્મ સેવન કરવાથી રસાયણ રૂપ (જરા વ્યાધિ મટાડનાર) છે. તેજ પ્રમાણે ચંદ્રિકા વાળો અભ્રક વિષ જેવો જાણવો વાઘ, નહાર વિ. ના પેઠે મૃત્યુ આપનાર છે.

સોળ ભાગ ત્રિફળાનો ક્વાથ, ૯ ભાગ ગાયનું ઘી, ૧૦ ભાગ અભ્રક ભસ્મ, ત્રણે ચીજો એકત્ર મેળવવું. પછી તે સર્વને મૃદુ સાધારણ અગ્નિ પર લોઢાના કડાયામાં ચઢાવી જરા શેકીને ધીમી ધીમી આંચે પકાવવું એને અમૃતીકરણ કહે છે.

વાવડીંગ સુંઠ, મરી, પીંપર, ઘી સાથે ૧ વાલ અભ્રકભસ્મનું સેવન કરવાથી પાંડુરોગ,ગ્રહણી,શળ,આમ તથા કોઠાના વ્યાધિ મટાડે છે. મહા પીડાવાળો શ્વાસરોગ, પ્રમેહ, અરૂચિ અને કષ્ટસાધ્ય ઉધરસનો વ્યાધિ મટી જાય છે. તેમજ મંદાગ્નિ, જઠરની પીડા તથા સર્વે રોગને મટાડે છે.

આ અભ્રક પરમ અમૃત રૂપ છે, વાયુ, પિત્ત તથા ક્ષયને મટાડે છે, બુદ્ધિને જાગ્રત કરનાર છે, જ્વર શમન કરે છે. અને કામો દિપન છે, તેમજ આયુસ્ય આપનાર, પૌષ્ટિક, ઉત્તમ, અને બળ આપનાર છે, સ્નિગ્ધ છે, રૂચિ ઉત્પન્ન કરનાર છે, દીપન છે, શીત વીર્ય છે અને યોગ્ય અનુપાનથી યોજવાથી અભ્રક સર્વે રોગોને મટાડે છે. પારાની ગોળી બાંધી વાપરવાથી પણ તેજ પ્રમાણે કામ કરે છે.

પથ્ય અર્શ— ખારા પદાર્થો, ખાટા પદાર્થો, કઠોળ, ધાન્ય, બોરાં, કાકડી, કારેલાં, રીંગણ, કેરડાં તેમજ તેલ વિગેરેનો અભ્રખ ખાનારે ત્યાગ કરવો.

## દરેક રોગ પ્રમાણે અભ્રક ખાવાની વિધિ

૧ અભ્રકભસ્મ હળદર સાથે, મધ પીંપર મેળવી ખાવાથી ૨૦ વીસ પ્રકારના પ્રમેહના રોગો મટાડે છે. તેમાં કાંઇ સંદેહ રાખવો નહિ.

૨ અભ્રક ભસ્મ સોના સાથે ખાવાથી ક્ષયરોગનો નાશ કરે છે. (સોનાનાં પાના ( વરખ ) વાપરવા) ૩ રૂપુ, સોનું અને અભ્રક એ ત્રણેનું સેવન ધાતુની વૃદ્ધિ કરવામાં ઉત્તમ છે.

૪ અભ્રક, હરડે, ગોળ સાથે ખાવી અથવા એલચી સાકર સાથે અભ્રકભસ્મ ખાવાથી રક્તપિત મટાડે છે.

ત્રિકટુ—( સુંઠ, મરી, પીંપર) ત્રિફળા, (હરડે, બેડાં, આંબળાં), ચાતુર્જાત, (તજ, તમાલપત્ર, એલચી), નાગકેશર સાકર તથા મધ સાથે સવારમા ચાટવાથી ક્ષય, અર્શ અને પાંડુરોગનો નાશ કરે છે.

૬ ગળોનું સત્વ—સાકર તથા અભ્રક ભસ્મ મેળવી ખાવાથી પ્રમેહ નાશ પામે છે.

૭ એલચી; ગોખરૂ, ભોયઆંબલી, સાકર, ગાયના દુધની સાથે અભ્રકભસ્મ નિત્ય સવારમાં ખાવાથી મુત્રકૃચ્છનો રોગ મટી જાય છે.

૮ પીંપર તથા મધ સાથે અભ્રકભસ્મ ખાવાથી શ્રમ તથા જીર્ણ જ્વર મટાડે છે.

૯ મધ તથા ત્રિફળા સાથે અભ્રકભસ્મ આપવાથી દ્રષ્ટિને પુષ્ટિ આપે છે. (નજર વધારે છે)

૧૦ મોરવેલના સત્વ સાથે અભ્રક આપવાથી વ્રણ (નારાં, ધારાં, ચાંદાં ) મટાડે છે.

૧૧ ભોંયકોળાનું ચુર્ણ તથા ગાયના દુધ સાથે અભ્રકભસ્મ સેવાથી બળ વધારવામાં ઉત્તમ છે.

૧૨ ભીલામાની સાથે અભ્રકભસ્મ લેવાથી અર્શના રોગને મટાડે છે.

૧૩ સુંઠ, એરંડાનું મુળ, ભારંગ, આદુન સાથે અભ્રકભસ્મ તથા મધ આપવાથી વાયુના વ્યાધિને મટાડે છે.

૧૪ ચાતુર્જાત ( તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર) સાકર સાથે અભ્રકભસ્મ લેવાથી પિત્તના રોગ મટાડે છે.

૧૫ કાયફળ, પીંપર તથા મધ સાથે અભ્રકભસ્મ લેવાથી કફનો રોગ મટાડે છે.

૧૬ ટંકણખારને લઇને સર્વે પ્રકારના ખાર સાથે અભ્રક ભસ્મ લેવી એ અગ્નિ વધારવામાં ઉત્તમ છે. તેમજ મૂત્રઘાત, મૂત્રકચ્છ ને પથરીનો પણ નાશ કરે છે.

૧૭ ભાંગના રસમાં અભ્રકભસ્મ આપવાથી ધાતુનો સ્તંભન કરવામાં ઉત્તમ છે.

૧૮ લવીંગ તથા મધની સાથે લેવાથી ઉત્તમ રીતે ધાતુની વૃદ્ધિ કરે છે.

૧૯ ગાયનું દુધ તથા સાકર સાથે લેવાથી પિત્તરોગનો નાશ કરે છે.

ઉપર બતાવેલા અનુપાન પ્રમાણે વિધિથી ઉપયોગ કરવામાં આવે તો અભ્રકભસ્મ લેવાથી વળીયાં તથા પળીઆંનો નાશ કરે છે ને ખાનાર મનુસ્ય સો વર્ષ જીવે છે.

વાવડીંગ, સુંઠ, મરી, પીંપર તથા ઘી સાથે ૧ વાલ અભ્રક ભસ્મ ખાવાથી ક્ષય, પાંડુરોગ, સંગ્રહણી રોગ, શુળરોગ, કુષ્ટરોગ, સર્વ પ્રકારના શ્વાસરોગ, પ્રમેહ, અરૂચિ, ન મટી શકે તેવી ઉધરસ, મંદાગ્નિ, પેટના રોગ તેમજ અવશ્ય કફના વ્યાધિને મટાડે છે.

જરા તથા મૃત્યુને નિવારણ કરનાર આ અભ્રકભસ્મથી શ્રેષ્ટ બીજી કોઇ દવા નથી.

## સુવર્ણમાક્ષિક ભસ્મ.

રંગમાં સોનાના વર્ણ જેવી, ભારે, ચિકાશવાળી, કાંઇક કાળાશ પડતી ઝાંખવાળી તેમજ કસ લેવાથી સોના જેવો લીંટો થાય તેવી સોનામુખી ઉત્તમ જાણવી.

અશુદ્ધ સોનામુખી આંખનુ તેજ ઓછું કરે છે; કુષ્ટ (કોઢ) ક્ષય રોગ તથા કૃમિ વિકાર ઉત્પન્ન કરે છે, તેથી સુવર્ણમાક્ષિક શોધન કરીને વાપરવી જોઇએ.

**શોધન વિધિ**—ત્રણ ભાગ સુવર્ણમાક્ષીકના લેવા, ચોથો ભાગ સિંધવનો મેળવવો, તેને લીંબુના રસમાં અથવા બીજોરાંના રસમાં લોઢાની કડાઇમાં નાંખી પકાવવો, ને લોઢાની કડછીથી હલાવતા જવું તે પાત્રમાં જ્યારે માક્ષીક તથા પાત્ર લાલ થઇ જાય ત્યારે સુવર્ણ માક્ષીક શુધ્ધ થઇ જાણવી આ પ્રમાણે સુવર્ણ માક્ષિક શુદ્ધ થાય છે.

**બીજો પ્રકાર**-માક્ષીકને એરંડીયા તેલમાં ખરલ કરીને લોઢાની તવીમાં ઘાલીને નિચે બળતું કરી તપાવવું જ્યારે ખુબ તપી જાય ત્યારે લીંબુ અથવા બીજોરાનો રસ નિચોવતા જવુંને હલાવતા જવું તવીયાથી હલાવતાં લાલ રંગ થઇ જાય ત્યારે કાઢી લેવી તે શુધ્ધ સુવર્ણમાક્ષિક જાણવી અથવા કેળના કંદના પાણીથી ૨ ઘડી તેજ પ્રમાણે દેવતાપર ખુબ તપાવી ત્રિફળાના ક્વાથમાં નાંખવાથી માક્ષીક શુદ્ધ થાય છે.

**ત્રિજો પ્રકાર**—અગથીયાના પાનના રસમાં સરગવાના મુળને વાટી કલ્ક બનાવવો તે કલ્કમાં સુવર્ણમાક્ષિક મેળવી શરાવ સંપુટ કપડમટી કરી ગજપુટ દેવો. જેથી શુદ્ધ થાય છે,પછી લીંબુના રસમાં ખરલ કરી ગજપુટ દવો તેથી સુવર્ણમાક્ષીક શુધ્ધ થાય છે.

## ભસ્મવિધિ

સુવર્ણમાક્ષીકના વજનથી ચોથો ભાગ ગંધક મેળવવો ત્યાર પછી ખરલમાં નાંખીને એરંડાના તેલમાં ઘુંટવું (દીવેલ) તેની ચકર ડીચો કરીને કોડીયાના સંપુટમાં મુકી કપડમટી કરી ગજપુટની વિધિ પ્રમાણે નિચે અર્ધા તથા વચમાં પાત્રો અને ઉપર અર્ધા એમ ડાંગરના ફોતરાંના સંપુટ વચ્ચે કોડીયાનો ગજપુટ મુકવો તે ફોતરાં સળગીને સ્વાંગશીત થઇ જાય ત્યારે કાઢવું. છાણાના બદલમાં ફોતરાં ભરવાં તથા માક્ષીકની સિંદુરના જેવી ભસ્મ થશે.

દારૂડીનો રસ કાઢીને તેમાં સુવર્ણમાક્ષિક ઘુંટવી, ગજપુટ આપવો એ પ્રમાણે ત્રણ ૩ ગજપુટ આપવાથી સુવર્ણમાક્ષિક ભસ્મ થાય છે. એજ પ્રમાણે કાકડીમાં શુદ્ધ માક્ષિક ઘાલીને શરાવ સંપુટમાં મુકી ગજપુટ દેવાથી સુવર્ણમાક્ષિકની ભસ્મ થાય છે. ( બીજા ગ્રંથનો પાઠ છે ).

**બીજો પ્રકાર**—બકરીના મુત્રમાં અથવા એરંડીયામાં કળથી ના ક્વાથમાં અથવા છાશમાં ઘુંટીને પકવવાથી સુવર્ણમાક્ષિક મરી જાય છે.

**માક્ષિક—ગુણ**—સુવર્ણમાક્ષિક કડવી છે,મધુર છે. પ્રમેહ,અર્શ, ક્ષય તથા કોઢને મટાડે છે. કફ તથા પિત્તને હણેછે, ઠંડી છે,યોગવાહી તથા રસાયણ સ્વરૂપ છે.

રોપ્યમાક્ષિક અને સુવર્ણમાક્ષિક શુધ્ધ કરેલ હોય ને તેનું સેવન

કરવાથી અત્યંત ગુણ આપે છે. પ્રમેહ, કુષ્ટ કૃમિ, સોજા, પાંડુરોગ, અને વાયુને મટાડે છે, પથરીને પણ ગાળી નાંખે છે.

અશુદ્ધ માક્ષિક, અગ્નિમંદ, અત્યંત બળની હાનિ,મળમુત્ર અને વાયુના અવરોધ અને તેવા જ બીજા ખરાબ રોગો તથા કંઠમાળ ગડગુમડ તથા વ્રણ વગેરે કરે છે.

શુદ્ધ મારેલી માક્ષિક ધાતુગત સર્વે રોગને મટાડે છે; તે રસેન્દ્ર જે પારદ છે તેનું કેવળ જીવિત છે તેથી તે શ્રેષ્ટ કામો તે રજાુ છે. બે ધાતુઓના મિશ્રણ થતી હોય તો તેને મેળવનાર છે,અને અત્યંત ગુણ કરનાર રસાયણોમાં શ્રેષ્ટ છે.

## રૌપ્યમાક્ષિક

રૂપામાક્ષિક દેખીતી કાંસા જેવી છે. કસોટી પર ઘસવાથી રૂપા જેવી જણાય છે, ભારે, સ્નિગ્ધ, ધોળી હોય છે તે ઉત્તમ સમજવી. રૂપામાક્ષિકમાં પણ સોનામાક્ષિક જેવા દોષો જાણવા તેથી તે દોષોની શાંતિ માટે હું તમોને શોધન કરવાની ક્રિયા બતાવું છું.

શોધન, કાર્કોટી, [ કંટોળાં—કંકોડાં ] મેશ, શૃંગ. (મેંઢીઆવળ) અને લીંબુના રસની ભાવના આપવી, તડકે સુકવવાથી તારમાક્ષિક શુધ્ધ થાય છે.

રૂપામાક્ષિકનું મારણ પણ સોનામાક્ષિક પ્રમાણે જ જાણવું સુવર્ણમાક્ષિક કરતાં રૂપામાક્ષિક ગુણમાં જરા ઉતરતી છે.

## હરતાળ

**હરતાળ**—અશુધ્ધ હરતાળ આયુષ્ય હરે છે. કફ,પવન, પ્રમેહ, કરે છે; તાવ ફોલ્લા શરીરના અવયવોનું સંકોચાવું વિગેરે વિકાર કરે છે તેથી હરતાળ શુધ્ધ કરીને વાપરવી.

**શોધન**—હરતાળના બારીક કકડા કરી એક કપડામાં બાંધીને હાંડલામાં કાંજી ભરી તેમાં હરતાળ ટાંગી રાખી ડોલાયંત્રથી ૧ પ્રહર સુધી પકાવવું, પછી કોળાના પાણીમાં બાફવી, તલના તેલમાં ૧ પ્રહર, ત્રિફળાના ક્વાથમાં ૧ પ્રહર, ચુનાના પાણીમાં દોલાયંત્રથી હરતાલ ૧ પ્રહર પકાવવાથી હરતાલ શુધ્ધ થાય છે.

## ભસ્મવિધિ

**મારણ**, પત્રાં વાળી હરતાળ શુધ્ધ કરીને સાટોડીના રસમાં ૧ દિવસ ઘુંટાવીને ખરલમાં ગોળો કરી સુકાવા દેવી, તે ગોળો સુકા

આ બાદ સાટોડીને બાળીને તેની ભસ્મમાંથી ક્ષાર કાઢી તે ૧ હાંડલીમાં અડધી ભરી વચમાં ગોળો મુકી તેના ઉપર દાબીને સાટોડીની રાખ ભરવી, ગળા સુધો ભર્યા બાદ મોંઢાપર કોડીયું ઢંકી કપડમટી કરી તેને ચુલાપર મુકી ક્રમથી અગ્નિ વધારતા જવું તે જારી રાખી પાંચ દિવસ સુધી ચલાવવું, વચમાં પડતર રહેવું જોઇએ નહિ એમ કરવાથી પાંચ દિવસ વિત્યાબાદ સ્વાંગ શીતળ થાય ત્યારે કાઢવું તેથી હરતાળ ભસ્મ થાય છે. ૧ રતી યોગ અનુપાનથી આપવાથી જુદા જુદા ઘણા રોગો પર અપાય છે.

હરતાળના ગુણો—હરતાળ તિખિ છે, સ્નિગ્ધ, ચીકાશવાળી છે, તુરી છે, ગરમ છે. ઝેર મટાડે છે, ચળ તથા કોઢરોગ (પત્ત) વા તરક્ત પિત, કફ, વ્રણ વિગેરે મટાડે છે. હરતાળ કુષ્ટરોગને મટાડે છે મૃત્યુ તથા ઘડપણને પણ હઠાવે છે. શોધેલ હરતાળ શક્તિ, કાંતિ-તથા આયુસ્ય વધારે છે.

## મણશીલ

અશુદ્ધ મણશીલ શક્તિ ઓછી કરે છે.ક્રમિ કરે છે, મળ સાફ આવતો નથી, મળ મુત્રનું અટકાવવું, મુત્ર કંકારા વિગેરે મુત્રકૃચ્છ વિગેરે રોગો કરે છે.

**શોધન**—મનશીલ દોલાયંત્રથી ૩ દિવસ સુધી બકરીના મુત્રમાં પકવ્યા બાદ બકરીના મુત્રની સાત ભાવનાઓ આપવાથી મનશીલ શુદ્ધ થાય છે.

**બીજો પ્રકાર**—અગથીયાના પાનનો રસ કાઢીને તેની સાત વખત ભાવના આપવાથી મનસીલ શુદ્ધ થાય છે અથવા તેજ પ્રમાણે આદુના રસની સાત ભાવનાઓ આપવાથી મણશીલ શુદ્ધ થાય છે

ગુણ—મણશીલ ભારે છે,વર્ણ ઉત્તમ કરનાર, દસ્ત સાફ લાવનાર,સારક,ગરમ,લેખન. તીખું, કડવું છે, સ્નિગ્ધ છે અને વિષશ્વાસ, કાસ, ભુતબાધા, રક્તદોષ મટાડે છે.

## સુરમો

સુરમો ૨ જાતનો છે, કાળો તથા ધોળો, ત્રિફળાના ક્વાથમાં દોલાયંત્રથી સ્વેદન કરવાથી બંને જાતનો સુરમા શુદ્ધ થાય છે.

ગુણ—કાળો સુરમો ગ્રાહિ છે, મધુર છે,આંખનું તેજ વધારનાર છે, કફ તથા પિત્તને જીતે છે, હેડકી,ક્ષય, રક્તદોષને મટાડે છે, ઠંડો છે, શ્વેત સુરમો પણ તેવોજ છે.

**મોરથુથુ**—મોરથુથુ બીલાડી અથવા પારેવાના ચરકમાં મેળવી ખરલમાં નાંખી ઘુંટવું તેમાં દશમો ભાગ ટંકણખાર નાંખવો, પછી ખરલ કરીને શરાવસંપુટમાં મુકીને કપડછાણ કરી લઘુ પુટ આપવો ત્યાર બાદ ૧ પુટ દહીંનો, અને ૧ પુટ મધનો, દેવાથી મોરથુથુ શુદ્ધ થાય છે. મોરથુથુના સમાનભાગે બીલાડીની વિષ્ટા લેવી તેનો ¼ ભાગ ટંકણ તથા તેજ પ્રમાણે મોરથુથાથી ચોથા ભાગે મધ મેળવી તેના ૩ વખત ૩ પુટ મુકવાથી મોરથુથુ શુદ્ધ થાય છે તેથી વાંતિ ભ્રાંતિ થતી નથી.

ગુણો—મોરથુથુ તિખું, ખારૂં, તુરૂં, વિશદ, હલકું, લેખન, ઝાડો લાવનાર ને નેત્રને હિત કરનાર, ચળ, કૃમિ, તથા ઝેર મટાડનાર છે, તેમજ કફ, રકતપિત્ત, કુષ્ટ, પ્રમેહ તથા મેદ મટાડનાર છે.

## ખાપરીયું.

માણસનું મૂત્ર ( ઘોડાનું મુત્ર) અથવા ગાયના મૂત્રમાં ૭ સાત દિવસ સુધી દોલાયંત્રથી ખાપરીયાને બાફવું. ત્યાર બાદ સર્વે કામમાં વાપરવું.

ગુણો—ખાપરીયું તીખું છે, ખારૂં છે, તુરૂ, વાંતિકારક, હલકું લેખન, ભેદક, ઠંડું, નેત્રને હિતકારક, કફ તથા પિત મટાડનાર છે, ઝેર લોહિ બિગાડ; કુષ્ટ, ચળ, વિગેરે નાશ કરવામાં ઉતમ છે.

## પારો.

પારદ—શ્વેતવર્ણનો પારદ બ્રાહ્મણ, રકતવર્ણનો ક્ષત્રિય પિતાવર્ણનો વૈશ્ય, કૃષ્ણ વર્ણનો શૂદ્ર કહેવાય છે. એ પ્રમાણે ચાર વર્ણના ચાર રંગથી પારદ ઓળખાય છે.

ઔષધો વિગેરેના કલ્પમાં વાપરવા માટે બ્રાહ્મણ જાતનો શ્વેત પારદ વાપરવો. ગોળીયોના ઉપયોગમાં ક્ષત્રિય જાતનો રાતો પારદ વાપરવો. ધાતુવાદ (કીમીયા) વિગેરે બનાવવામાં વૈશ્ય જાતીનો પીળો પારદ વાપરવો અને બીજા કામમાં શુદ્રજાતિનો કૃષ્ણ પારદ વાપરવો.

અંતના ભાગમાં લીલા વર્ણનો બહારનો બહારથી ઉજ્વળ (સુશોભિત)મધ્યમાં ચંદ્રિકાવાળો (ચંદ્રના જેવા પ્રકાશવાળો) એ રંગનો પારદ વખાણવા જેવો છે.

ધુંખરો, શીકાશવાળો પારદ, ચિત્રવિચિત્ર વર્ણવાળો પારદ, રસ કર્મની સિદ્ધિ માટે વાપરવો નહિં. પુર્વના રસશાસ્ત્રને જાણનારા

મુનિ લોકોએ પારદમાં જે દોષો કહેલા છે, તેની શાંતિ માટે શોધન કરવાનો પ્રકાર કહું છું.

**પારદના દોષો**—મળદોષ, અગ્નિદોષ, વિષદોષ, એમ પારદમાં ત્રણ દોષ છે તે નૈસર્ગિક છે. મળદોષથી મૂર્છા થાય છે. અગ્નિથી દાહ થાય છે અને વિષથી મૃત્યુ થાય છે.

અશુદ્ધ પારો મળદોષથી મૂર્છા કરે છે. અગ્નિ દોષથી દાહ કરે છે અને વિષદોષથી મૃત્યુ કરે છે. આમળાદિ ત્રણે દોશ નૈસર્ગીક છે માટે પારદ શોધન કેમ કરવું તે કહું છું.

પારદમાં નાગ, બંગ, મળ, અગ્નિ. ચંચળતા, પર્વત સંબંધી મિશ્રણ, વિષદોષ એ સાતે કાંચળીયો છે. ( પડમિશ્રિત પડ છે, તે નૈસર્ગીક દોશો છે.

### પારદ શોધન કરવાના પ્રકાર.

**દોષનિવારણ**—સીસાનું નિવારણ-માટે રાતી ઈંટનો ઝીકાળો, હળદરનું ચુર્ણ ઘરનો ધુમાડાનો ધુમસ ( અડાયાની ભસ્મ અથવા ઊનની ભસ્મ, ચુનો, લીંબુના રસમાં મેળવી પારદ સાથે ઘુંટવું તેથી શીસાનો દોષ મટી જાય છે, કડવું ઇંદ્રામણું, અંકોલનું મુળ કાંજીમાં નાંખીને ઘુંટવું. જરા જરા મર્દન કરવાથી બંગદોષ મટે છે.

**પારદ શોધન આરણ**—ગરમાળાનું મુળનું ચુર્ણ તથા કુંવાર પાઠાના રસ સાથે પારદ ઘુંટવાથી મળદોષથી શુદ્ધ થાય છે. ચિત્રક સાથે ઘુંટવાથી અગ્નિદોષ મટે છે ચંચળતા માટે કાળા ધંતુરામાં પારદ ઘુંટવો. ત્રિકટુમાં ઘુંટવાથી ગિરિદોષ જાય છે. ત્રિફળામાં ઘુંટવાથી વિશનો નાશ થાય છે. કુંવારના રસમાં ઘુંટવાથી સાતે કંચુકી જાય છે.

**બીજો પ્રકાર**—ગરમાળો પારદના મળને હણે છે (સાત દીવસના પ્રયોગથી) કુંવાર સાત દીવસના પ્રયોગથી સાતે કાંચળીયોને મટાડે છે, અને અંકોલના મુળ સાથે ઘુંટવાથી ઝેરને મટાડે છે. ચિત્રક સાથે ઘુંટવાથી અગ્નિને હણે છે.

દરેકમાં સાત સાત દીવસ ઘુંટવાથી પારદ શુદ્ધ થાય છે. દરેકમાં ૧-૭ વખત ઘુંટવો, તમામ રોગમાં વાપરવો. કુંવાર, ત્રીફળાં ત્રિકટુ, ચિત્રક, લિંબુનો રસ, દરેકનો એક દીવસ સાથે ભેગાં કરીને પારદ ખરલ કરવાથી દરેક રસમાં ૧ દિવસ ઘુંટવાથી પારદ શુદ્ધ થાય છે.

દરેક મર્દન વખતે પારદને ઉની કાંજીમાં ધોવો, પછી તેને સુકાવા દેવો, પછી દવા નાંખી ઘુંટવું તેને ઉર્ધ્વપાતનથી કાઢેલ પારો કહે છે તે ઔષધીના ઉપયોગમાં લેવાય છે, તે શુદ્ધ પારદ ગણાય છે. તૈયાર થયેલા શેર ૧ પારદમાં સોળમો ભાગ ઈંટનો ભુકો તથા ૪ રૂપીઆભાર શુદ્ધ ચોખો કળીચુનો નાંખીને ઘુંટવો,પછી તેને ખરલમાં નાંખી ખુબ મર્દન કરવો પછી તેને તપ્ત ખરલમાં નાંખવો.

વિધિ—એક ખાડો કરીને તે ખાડામાં બકરીની લીંડીઓ તથા ડાંગરનાં ફોતરાં ભરીને તેના પર તપેલી મૂકવી ને ખરલ તપતી જાય તેમ તેમ પારદ નાંખીને ઘુંટતા જવું તેને મર્દન કહે છે તે વિદ્વાનો રસશુદ્ધિમાં વાપરે છે.

સુંઠ, મરી, પીંપર, હરડે, બેહાં આંબળાં, વાંઝકંટોલીના કંદ, બે જાતની ભોંયરીંગણી (ઉભી તથા બેઠી ) ચિત્રક, હળદરનો ખાર, કુંવારનો રસ, આકડાનો રસ, ધંતુરાનો રસ એઓનો કવાથ કરીને તેમાં પારદ ૭ દિવસ ઘુંટાવવો તેથી પારદ મૂર્છિત થાયછે,તેમજ સાતે કાંચળી મુકી દે છે. ( દોશ રહિત થ.ય છે.)

પારાનું ઉત્થાપન—પારદને લીંબુના રસમાં ઘુંટીને તડકામાં રાખવો પછી ઉત્થાપન પાત્રમાં પારદ સાથે ચૂર્ણ ભરીને અગ્નિપર રાખીને તેને ડમરૂયંત્રથી ચુલા પર ચડાવીને નિચે અગ્નિ કરી પારદ ઉડાડવો. તે સ્વાંગશીત થયા પછી હાંડલામાંથી પારદ કાઢી લેવો.

સ્વેદન વિધિ—પારાને ચોવડા કપડામાં બાંધીને એક કુંડામાં લસણનો રસ ભરીને તેમાં સુંઠ, મરી, પીંપર, હરડે, બેડાં, આંબળાં, કુંવારનો રસ, તથા કાંજી ( આરનાલ ) ઘાલીને તેમાં દોલાયંત્રથી ચોટકી મુકીને ઉપર બીજું કુંડુ ઉંધુ વાળી કપડમટી કરી દોલાયંત્રને ચુલાપર ચડાવી પારદનું સ્વેદન કરવું તેને સ્વેદન કહે છે.

૪ ચાર તોલાથી ઓછો ને ૪૮૦ તોલાથી વધારે પારદ સંસ્કાર કર્મ માટે વાપરવો નહિ; તે થકી વધારે હોય તો બીજી વખત સંસ્કાર કરવા. રસ શોધનનો આરંભ સારા દિવસે કરવો, સારા એકાંતવાસમાં પ્રથમ ભૈરવની પુજા કરાવીને પછી પારદ સંસ્કારનો આરંભ કરવો.

અશુદ્ધ પારદની ભસ્મ કરવાથી તે ગુણ કરતી નથી. કુષ્ટ,અગ્નિમંદ કૃમિ, ઉલટી, અરૂચી,જડપણું, દાહ અને મરણ એવાં દરદો અશુદ્ધ પારદથી થાય છે. શુદ્ધ પારદના સેવનથી તમામ જાતના રોગનો સમુહ મટે છે, જે યોગવાહી વગેરે કામ કરે છે. યુક્તિવડે કરેલી ભસ્મ જે

લેવા ગુણ કરે છે તેમજ યુક્તિથી ષડગુણ ગંધક જારણ કરી જાણે તો તે ધાતુ ચરનાર (મુખવાળો બુભુક્ષિત) પારદ ગણાય છે.

મૂર્છિત કરેલો પારદ સર્વ રોગોનો નાશ કરે છે, આકાશમાં ફરવાની ગતિ દેનારો છે. બાંધેલ પારદ અર્થ સિદ્ધિ આપે છે ભસ્મ દ્રવ્યની પ્રાપ્તિ કરાવે છે. ભસ્મ વાતવ્યાધિ, અર્ધકાલભેદક પક્ષાઘાત ઇત્યાદિ મટાડનાર છે. દ્રષ્ટિ તથા કાંતી અને પુષ્ટિ આપનાર છે. વીર્ય વધારનાર છે, મૃત્યુ મટાડનાર છે, બળ આપનાર છે, યોગીઓને આનંદ આપનાર છે, સિંહના જેવો શક્તિવાન કરે છે, અનુપાનના યોગથી સર્વ વ્યાધિ મટાડે છે.

પારદ શોધન મારણ---પારદ મૂર્છિત કરવાથી રોગને મટાડે છે. બાંધીને પારદની ગોળી મોંઢામાં રાખવાથી આકાશમાં ફરવાની શક્તિ આવે છે. ભસ્મ કરી હોય તો સર્વે જાતની સમૃદ્ધિ દેનારો છે, આવો આરચંદે (પારદ) અત્યંત શુશોભિત છે. મૂર્છાથી રોગ મટાડે છે. બંધનથી આ લોકમાં મુક્તિ આપે છે, ભસ્મ કરીને વાપરવાથી અમર પણાને આપે છે. આવા પારદથી બીજો કયો દયા કરવાવાળો છે, જગતના ઉપર બહુ કરૂણા કરનાર પારદ છે.

પૈસાની બહુત સહાય હોય, રસશાસ્ત્રની પૂર્ણ માહિતી હોય, હસ્ત ક્રિયા જાણતો હોય (યશવાન હોય), રસના કર્મોમાં કુશળ હોય, પોતાના ઉદ્યોગમાં તત્પરતા અને યોગ્ય અગ્નિએ સર્વ ગુણ અનુકૂળ હોય, તો પારદ સિદ્ધ થઇ શકે છે, અથવા પારદમાંથી કાઢેલ પારદને સ્વેદન કરીને (મીઠાના પાણીમાં) દોલાયંત્રથી સ્વેદન કરીને તે પારદ વાપરવા થી વૈદ્ય સારા ઔષધો તૈયાર કરી શકે છે.

હીંગળાને વાટીને લીંબુના રસમાં ૧ પ્રહર સુધી ઘુંટવો. તે સુકાય ત્યારે ડમરૂયંત્રમાં ઘાલીને ચાર પ્રહર અગ્નિ આપવો ને સ્વાંગશીતળ થાય ત્યારે મોટા ઠામમાંથી ઉપર ચોટેલો પારદ કાઢી લેવો (ત્યારબાદ સ્વેદન કરી ઉપયોગમાં લેવો.)

અથવા મુખકરણ—પારદ, ઇંદ્રગોપ ( બિંદુકીટ ) બીરબેહોટી અથવા મખમલી કીડા સાથે ત્રણ દિવસ વાટીને પછી તેમાં સિંધાલુણ, પાદેલોણ, (સંચળ,) મીઠું બડીયું, સાબરલોણ, એ (પંચલવણ) અને લીંબુનો રસ અથવા કાંજીમાં નાંખી ડોળાયંત્રથી સ્વેદન કરવાથી પારદને મુખ થાય છે ને ધાતુ ભક્ષણ કરે છે.

**પારદ**—પંચલવણ (સિંધવ,સંચળ, બીડલવણ,મીઠું,ખંગડીખાર) સરગવાના મુળનું ચુર્ણ, મોરથુથુ, રાઇ, સુંઠ, મરી, પીંપર એ સર્વેનું ચુર્ણ મેળવી લીંબુના રસમાં મેળવી ખરલમાં નાંખી ૩ ત્રણ દિવસ ઘુંટી લીંબુના રસ અથવા કાંજીથી મેળવીને હાંલ્લીમાં ભરી ડોલાયંત્રથી પારદને સ્વેદન આપવું તે ત્રણ દિવસ સ્વેદન આપવાથી પારદ સર્વ ધાતુઓ ખાય છે.

**ગંધક જારણ**—તપ્તખરલમાં બતાવેલા વિધિ પ્રમાણે તપ્તખરલ મુકીને તેમાં પારદ નાંખવો તે તુષાગ્નિથી તપેલી ખરલમાં થોડો થોડો ગંધક નાંખીને પારદ ઘુંટતા જવું; આ પ્રમાણે પારદથી ૬ ગણો ગંધક જીરવાવવો ૬ વખત કરવાથી ૬ ગણો ગંધક જીરવે છે.

**કચ્છપયંત્ર**—પ્હોળા મોંઢાનું માટીનું એક કુંડુ લેવું.તે કુંડાની મધ્યમાં એક મોટું સકોરૂં સવળું મુકીને તે સકોરાને ફરતું મોટા કુંડામાં પાણી ભરવું (ફરતું પાણી અને મધ્યમાં કટોરૂં છતું રાખવું. પાણી કટોરાના કાંઠાથી જરા નિચે રહે તેમ કરવું, ત્યાર બાદ બીજા કુંડાને બેસતું આવે એવું મોટું કુંડાનું ઢાંકણુ જેવડું કટોરા જેવું લઇ તેની મધ્યમાં એક આંગળ પહોળી બીજા કટોરાના મોંઢા પ્રમાણે પાળ કરવી, કારણ કે તે પાળ સુકાયા પછી તેમાં પારદ મુકી ઉપર બીજું કટોરૂ ઢંકાય તે પાળ ઉપરના ઢાંકણાવાળા મોટા કુંડા જેવા કટોરામાં કરવી તે સાધારણ મોટું કોડીયું ઢંકાય તેટલી ગોળાશમાં એક આંગળ પહોરાશમાં ગારાથી કરી સુકાવવી તે સુકાયા પછી તેમાં તે વચમાં કરેલી ખાડારૂપી પાળમાં (પાળ કરવાનો હેતુ એવો છે કે તેમાંથી પારદ તેનાપર બીજું કોડીયું ઢાંકી કપડમટી કરતી વખતે નિકળી ન જાય ને કોડીયું આગળ પાછળ ખસી ન જાય) કળીચુનો ચોપડવો તે સુકાયા બાદ તેમાં પારદ અને પારદના વજન જેટલો ગંધક લઇ તે પાળમાં ભરવો (ભરવાની વિધિ) તે પાળ કરેલ કુંડાના ઢાંકણુ વાળા કોડીયાના તળીયાનો મધ્યભાગ પાણીની અંદર મૂકેલ કટોરાના કાંઠાને અડે તેમ તેમાં ઢાંકણાવાળા કોડીયાને ઉંધું મુકતી વખતે મધ્યમાં કરેલી ગોળ પાળને ચુનો ચોપડી તેનાપર પારદ પાથરવો ને પારાના જેટલો જ શુદ્ધ કરેલ આમલસારો ગંધક લઇ તે ગંધકને પારા પર પાથરવો પછી ઢાંકણાવાળા મોટા કટોરાની અંદર કરેલી ફરતી પારને બરાબર અડે તેમ તે આમલસારા ગંધકપર બીજું કોડીયું મુકી

ઢાંકણાવાળા મોટા કટોરાની અંદર કરેલી પાળ તથા કોડીયા વચ્ચેની સાંધપર લુગડું લપેટી તે પર રાખ તથા મીઠું પલાળી મુદ્રા કરવી. રાખ તથા મીઠાની મુદ્રા સુકાઇ ગયા બાદ કપડછંદ કરેલ ઢાંકણા વાળું મોટું કટોરૂં પાણીથી ભરેલા કુંડાપર ઉંધું મુકીને પછી તે ઢાંકણાપર ૪ ચાર અડાયાં છાણાં મુકી સળગાવવાં, એ છાણાં સળગીને ઠરી ગયા બાદ ઢાંકણું પણ ઠરી જાય ત્યારે કોડીયાનું કપડછંદ તથા પાળ વિગેરે કાઢી નાંખીને અંદરનો પારદ લેવો. તેજ પ્રમાણે ફરી કપડછંદ કરી બીજો ગંધક પારદ પાથરી પ્રથમ કર્યા પ્રમાણે તેજ પાત્રમાં અથવા તે ફુટી જાયતો બીજાં બનાવી અગ્નિ આપવો એમ ૬ વખત પારદપર નવો નવો ગંધક નાંખીને ગંધક જારણ કરવું તેથી પારદભસ્મ અગ્નિ જેવી તીક્ષ્ણ થાય છે અને તે સર્વ કામ કરે છે.

ગંધક જારણ કરેલ પારદના ગુણો–પારદ પ્રમાણે ગંધક જારણ હોયતો રોગનો નાશ કરે છે, બમણો જીરવેલ હોય તો ક્ષયને મટાડે છે. ત્રણભાગ ગંધક જીર્ણ કરે તો સ્ત્રીના ગર્વને હરવાની શક્તિ આવે, ૪ ભાગ ગંધક જારણ કરવાથી તેજ વાળો બને છે, શાસ્ત્રમાં કુશળ બને છે, પાંચ ભાગ જારણ કરવાથી પારદ સિદ્ધ દેવાવાળો થાય છે. ૬ ભાગ ગંધક જારણ કરે તો મૃત્યુનાશક બને છે.

જે મનુષ્ય પારદને એક દિવસ અગ્નિ આપે છે તેના સર્વે પાપો નાશ પામે છે અને પાપ કરે છે તોપણ તેમાં લેવાતો નથી. ( તેને પાપ લાગતાં નથી. )

## પારદ બાંધવો

પારદ બંધન–કેળનું કંદ, ધોળી કરેણનું મુળ, થોર (ત્રણધારો) ક્ષીર કંચૂકી (ગેરખદુધી) (મરાઠી શબ્દ છે,) રાતી સાટોડી, શીવલીંગી, જળપીંપળી (મીનાક્ષી) કાચમાચિકા, કાંગોળી, બેઠી પીલુડી તેમાંથી જે મળે તેટલાના ચીક દુધ (રસ)માં પારદ બંધન થાય છે. તે પછી છુટતો નથી.

બીજો પ્રકાર–જે સ્ત્રી રૂતુમતી હોય તેના ગુપ્ત ભાગમાં યુક્તિથી પારો રાખવામાં આવે તો તેના પુષ્પ ( રૂતુના)ના પ્રભાવથી પારો કેટલાક દિવસમાં બંધાઇ જાય છે.

ત્રીજો પ્રકાર–મલાા (અંગ્રેજીમાં) અને અભ્રકના ચુરાને બાંધી તેનું વજ્રપાળ ચૂર્ણ કરીને પાણીમાં સારીરીતે ઘસીને તેનું ૧ તોલું

બનાવવું. તેમાં પારદ વચ્ચે ઘાલીને દાટો વાળવો તેને પંચ ટંક લગભગ પાશેર કોયલા પર મુકવું (કોયલા સળગી અંગારા રહે ત્યારે મુકવું) તે ગોળા સુકાશે એટલે પારદ બંધાઇ જશે. તે બંધાયેલો પારો બહાર કાઢવો તે દ્દઢ પારો થાય છે, તે મોઢામાં રાખવાથી મોઢાના રોગો મટાડે છે. શરીરમાં ખવરાવવાથી વૃદ્ધાવસ્થા તથા ધોળા વાળ મટે છે. તેના યોગથી શસ્ત્રનો ઘા બહુ લાગતો નથી. કામદેવની ઉત્પત્તિ રાખે છે. તે પારદનું સેવન કરનારને નવી જુવાની આપે છે, તેમાં કાંઇ શંકા રાખવા જેવું નથી.

## પારદની ભસ્મ

પારદ ભસ્મ પ્રકાર—અંઘેડાનાં બી વાટીને તેનાં ૨ બે કુલડાં કરવાં તેના સંપુટમાં પ્રથમ પારદને ઉમરડાના દુધમાં વાટી મિશ્ર કરવો પછી કુંવાના ફુલ વાવડીંગ, ખેર(ગંધાતો) એ એનું ચુર્ણ પ્રથમ બન્ને કોડીયામાં ભરવું પછી પ્રથમના કોડીયામાં ચુર્ણ ભરી પછી પારો મુકી પછી ઉપર બીજા કોડીયામાં નાંખેલું ચુર્ણ ભરી ઉપર બીજું કોડીયું ઢાંકવું એટલે પારદપર ચુર્ણ નો સંપુટ થયો અને ચુર્ણના સંપુટ પર અંઘેડાના બીના કોડીયાનો સંપુટ થયો પછી તે ગોળાને બે કોડીયામાં કપડમટી કરીને સુકવીને ગજપુટમાં મુકી દેવો તેથી એકજ પુટમાં પારદની ભસ્મ થાય છે.

**બીજો** પ્રકાર—શુદ્ધ પારદ પ્રમાણે શુદ્ધ ગંધક મેળવી કજલી કરવી તેને વડના દુધમાં ઘુંટવું પછી માટીના કોડીયામાં નાંખીને ધીમા અગ્નિથી ચુલા પર ચડાવી પકવવી જેમ જેમ અગ્નિ લાગે તેમ તેમ વડના દાંડાથી હલાવવું. ૮ પ્રહર (૧ દિવસ) સુધી મંદાગ્નિથી પકાવવું તેથી જરૂર પારદની ભસ્મ થાયછે, રતીભાર પાનના કટકામાં આપવાથી પુષ્ટિ તથા અગ્નિ વધારે છે.

## રસસિંદુરની બનાવટ

રસસિંદુર—શુદ્ધપારદ તો. ૮, શુદ્ધ ગંધક તો. ૨, નવસાર તો. ના લીંબુના રસમાં ઘુંટવું. પછી કાચની શીશીમાં ભરીને ૭ વખત કપડમટી કરી તેને તડકામાં સુકાવા દેવી તે સુકાયા પછી એક પહોળા મોંના હાંડલાની તળે છિદ્ર કરીને તેમાં શીશી ગોઠવવી, પછી રેતી રેતી ભરવી તેના શીશીના પેટાવાળુ હોય ત્યાં સુધી ભરવી, ગળાનો ભાગ તથા મોઢાનો ભાગ ઉઘાડો રાખવો, ત્યારબાદ ઇષ્ટદેવનું પૂજન કરીને

તથા પાંચ કુંવારીકાઓનું પુજન કરીને તે શીશીને ચુલાપર ચડાવવી, આઠ પ્રહર બરાબર અગ્નિ આપવો, તેમાં ક્ષણે ક્ષણે શીશીના મોંઢામાં સળી ઘાલી તેનું મોંહું મોકળું રાખવું (શોધન કરવું) ત્યાર પછી સ્વાંગશીતળ થયા પછી કાચની શીશીને બહાર કાઢવી, તે હીંગળાના જેવા આકારવાળો રસસિંદુર થાય છે તે લઇ લેવો. તે દેવ તથા દાનવને પણ ન મળી શકે તેવો દુર્લભ થાય છે. તે દરેક રોગના અનુપાન પ્રમાણે સેવન કરવાથી (વાલ ૧ અથવા ૨ વાલ) પીંપર તથા મધ સાથે સેવન કરવાથી સ્ત્રીયોના કામદેવને પણ હઠાવે છે ને રતી સેવનમાં કૌતુકપણું બતાવે છે. તે વીર્યને તત્કાળ સ્તંભન કરીને સ્ત્રીયોના ગર્વને હરે છે.

ગુણ આ પારદમાંથી તૈયાર કરેલ રસસિંદુર રૂક્ષપણું અને મંદાગ્નિનો નાશ કરે છે. ક્ષય, પાંડુ,સોજા,પેટના રોગ,ગુલ્મનો રોગ,પ્રમેહ, શુળ રોગ, બરોલ,તાવ મટાડે છે,દુષ્ટવ્રણનો નાશ કરે છે, તેમજ હરસ સંઘણી ભગંદર મટાડે છે ઉલ્ટી તથા ત્રિદોશને મટાડે છે.

**બીજો પ્રકાર**—પારદ તો.૨૦, શુદ્ધ ગંધક તો. ૨૦ લઇ તેની કાજળી કરવી એ બન્નેથી ૦। ભાગે એટલે ૧૦ તોલા નવસાર મેળવવો. સર્વેને એકત્ર કરીને અગનશીશીમાં ભરીને સાત માટીનાં પડ ચડાવી નિચે કાણું પાડેલ માટલામાં વાળુકાયંત્રમાં શીશી ચડાવવી બાર પ્રહર અગ્નિ આપવો એ ઠંડો થયા પછી કુપી ફોડીને કેશર જેવા ઉત્તમ વર્ણનો શ્રેષ્ટ રસસિંદુર ભસ્મ થયેલો વૈદ્યરાજે લઇ લેવો.

આ રસસિંદુર ખાવાની વિધિ–આ રસસિંદુર વાતવ્યાધિ પર મધ પીંપરમાં આપવો. કફરોગ પર સુંઠ, મરી, પીંપર તથા ચિત્રકના ચૂર્ણમાં દેવો. પિત્તરોગમાં એલચી, સાકર સાથે આપવો, વ્રણરોગ પર ભોરીંગણીનું પંચાંગ તથા સુંઠને લીલી ગળોનો રસ સાથે આપવો પુષ્ટિ માટે ઘી હળદર રૂદ્રાક્ષ અને શેમળાના ફુલના ડોડા સાથે અથવા કેશર અને ઘી સાથે પણ અપાય છે.

ત્રિજો પ્રકાર–એક ભાગ પારો, ત્રણ ભાગ ગંધક, એક માસો શુદ્ધ સીસું લેવું. પ્રથમ પારદને ખરલમાં નાંખી તેમાં સીસું ઓગાળી નાંખવું પછી ખુબ ઘુંટવું તેમાં ગંધક નાંખી કાજળી કરવી તે કાજળી અગન શીશીમાં નાંખીને તેને મોઢે ચુનાની ગોળી છાંદી કપડમટી કરવું. તે સુકવીને વાળુકાયંત્રમાં ચડાવવી, ક્રમથી મંદ, મધ્ય, તીક્ષ્ણ અગ્નિ ત્રણ અહોરાત્ર આપવો તેથી બપોરીયાના ફુલ જેવો લાલ રંગનો

રસસિંદુર થાય છે. તે સર્વ રોગપર વાપરવો. આ રસસિંદુર યોગ્ય અનુપાને ૧ વાલ આપવાથી જરૂર આવેલ વ્યાધિને મટાડે છે. આ રસસિંદુર ખરેખર રોગનો જથો મટાડે છે, શરીર દ્રઢ કરે છે. બહુ શક્તિ આપે છે, સો પ્રકારના વીર્યને ઉત્પન્ન કરે છે. આ રસસિંદુર ઉત્તમ શક્તિ આપે છે.

આ રસસિંદુર સર્વ પ્રકારના ક્ષયનો નાશ કરે છે અને બહુ સામર્થ્યવાળો છે, તેજ પ્રમાણે વ્રણ, કુષ્ટ, ભગંદર અને પ્રમેહનો નાશ કરે છે, અને બળ, બુદ્ધિ, ધારણાશક્તિ, વીર્ય ધાતુની સમૃદ્ધિ કરી સર્વ રોગને મટાડે છે.

**ચોથો પ્રકાર**—શુદ્ધ પારદ તો ૪, શુદ્ધ ગંધક તો ૪, વિધિ પ્રમાણે કજલી કરીને વડના કુંપળીયાનો રસ નાંખી ખુબ ખરલ કરવું તે પ્રમાણે વડના અંકુરના રસની ૩ ભાવના આપવી ત્યાર બાદ હાંડલીમાં તે ગોળો મુકી કચ્છપયંત્ર કરીને રેતીથી તેને પુરવો. તેને મંદાગ્નિથી પકાવવું ૪ પ્રહર અગ્નિ આપવો, તેથી ઉગતા સુર્યના રંગ જેવો રસસિંદુર થશે તેને યોગ્ય અનુપાન આપવાથી ઘણા રોગો મટાડે છે. જેવા કે ક્ષય, કુષ્ટ, વાયુના રોગો, ખરોલ, પ્રમેહ, પાંડુ, વિગેરેનો નાશ કરે છે.

જેમ જળના સાથે મેળવેલું તેલ તત્કાળ શરીરમાં ફેલાઇ જાય છે તે પ્રમાણે અનુપાનથી દવા આપવાથી શરીરમાં પ્રસરી જાય છે.

**રસસિંદુરનાં અનુપાનો**—રસસિંદુર મધ તથા પીંપરમાં ચાટવાથી વાતમેહને મટાડે છે, ત્રિફળા તથા સાકર સાથે ચાટવાથી પિત્તના સર્વે પ્રમેહ મટાડે છે.

પીંપર, સુંઠ, મરી, ભારીંગ તથા મધ સાથે લેવાથી શ્વાસકાસ મટાડે છે, શુળ પણ મટાડે છે. હળદર તથા સાકર સાથે રકતના વિકાર ( લોહી વિકાર )ને મટાડે છે.

ત્રિકટુ, ત્રિફળા, અરડુસી સાથે રસસિંદુર ચાટવાથી કમળો, પાંડુ રોગ અને મંદાગ્નિ મટાડે છે. પિંપર, ચિત્રકમુલ, હરડે તથા સંચળ સાથે ખાવાથી બંધકુષ્ટ, મંદાગ્નિ અને હૃદયની પીડાને સારી રીતે મટાડે છે.

શીલાજીત, એલચી, અને સાકર સાથે રસસિંદુર મુત્રકૃચ્છમાં અપાય છે એમ નાગાર્જુન આચાર્ય કહે છે. લવિંગ, કેશર, જાવંત્રી, હીંગળો, શુદ્ધ સોનાનો વરખ, અથવા અકલકરો, પીંપર અને ભાંગ એ

સર્વે સરખે વજને લેવાં. બરાસકપુર, અફીણ તથા કેસરની સમ અડધો અડધો ભાગ લેવો. એ સર્વને એકત્ર કરીને ધતુરાના અનુપાનમાં રસકપુર સાથે આપવાં સંચળ લવિંગ, કરીયાતું અને કડુના અનુપાન સાથે રસસિંદુર આપવાથી સર્વે જ્વરને મટાડે છે તેમજ સંચળ તથા ત્રિફળા સાથે રેચ માટે રસસિંદુર આપવો. લવિંગ. કેશર તથા હીંગળા સાથે રસસિંદુર તાંબુલના બીડામાં ખાવાથી ધાતુની વૃદ્ધિ કરે છે, વિદારીકંદના ચુર્ણ (બોકોરા) સાથે રસસિંદુર આપવાથી ધાતુવૃદ્ધિ કરેછે. ભાંગ તથા અજમા સાથે રસસિંદુર આપવાથી ઝેરના વિકાર મટાડે છે, સંચળ, હળદર ભાંગ, અજમા સાથે આપવાથી તરતની થયેલી પેટપીડ (ચાકન) મટાડે છે તેમજ બીજા પેટના રોગો મટાડે છે, ૪ ચાર વાલ ખાખરનાં બી, (ચકતીયો પીતપાપડો) અમણા ગોળ સાથે રસસિંદુર દેવાથી કૃમિદોષ મટાડે છે અફીણ. લવિંગ, હીંગળો, ભાંગ સાથે રસસિંદુર આપવાથી જલ્દી સર્વ અતિસારો મટે છે, સચળ, અજમા સાથે આપવાથી જઠરાગ્નિની મંદતા મટાડે છે તેમજ ભુખ લગાડેછે, એમ સિદ્ધ નાગેશ્વર આચાર્ય કહે છે. ૧૫ ગળોના સત્વ સાથે સર્વે પ્રકારે પુષ્ટિ કરે છે, યોગ્ય અનુપાન સાથે સર્વે રોગોનો નાશ કરે છે.

પથ્ય–સિંધવ, સાફ કરેલા ધાણા,જીરૂ, ઘી મુકી શેકેલાં આદુ, તાંદળજો, રીંગણાં, પોપટા વિગેરે શાકની ભાજી,શેકેલ શાકની ધાણી, ઘઉં, જુની ડાંગરના ચોખા,ગાયનું દુધ,ઘી. દહીં, હંસોદક, મગનો રસ આ સર્વ ચીજો પારદ સેવન કરનારને પથ્ય છે.

શરીર શુદ્ધિ માટે તેલ ચોળાવવા માટે (નારાયણ તેલ) વાપરવું. ગ્રીસમાગમમાં ઠંડા પાણીનો અભિશેક (રેડવું) મસ્તકપર કરવો. તરસ બહુ લાગે તો નાળીએરનું પાણી પીવું. મગનું ઓસામણ સાકર સાથે પીવું. દ્રાક્ષ, દાડમ, ખજૂર તથા કેળાં ફળ તરિકે વાપરવાં આ સર્વે ચીજો પથ્ય છે.

અપથ્ય વર્ગ—ભોરીંગણી, બીલીનું ફળ, કોળાનું ફળ, વાંસના અંકુરો, કારેલું, અડદ, મસુર,વાલ,કળથી,લવણ, તલ, લંઘન, ઉદ્વર્તન, ન્હાવું તાંબાના વાસણમાં રાખેલ સુરા (આસવ)પીવું,અનુપ જનાવરનું માંસ, કાંજી, કેળનાં પાન, તેમજ કાંસના વાસણમાં જમવું, તે તેમજ ખાર અવષ્ટંભક (ઝાડો રોકનાર) તીક્ષ્ણ ગરમ પદાર્થ ખાવા એ સર્વે પારાના સેવન કરવાવાળાને અપથ્યકારક છે.

કોળું, કાકડી, બોરં, કાલિંગડું, કરમદું, કેરં એ પ્રકારે પારદ સેવન કરનારે ત્યાગ કરવાં.

## ગંધક.

ગંધક ૪ ચાર પ્રકારનો છે.રાતો,પીળો, ધોળો, કાળો, એ પ્રમાણે ચાર જાત છે, તેમાં રાતો ગંધક સુવર્ણ કરવામાં વપરાય છે, પીળો ગંધક રસાયણ ક્રિયામાં ઉત્તમ ગણાય છે, વ્રણ આદિ લેપન વિગેરે મલમના કામમાં ધોળો ગંધક વાપરવો. કાળો ગંધક ઉત્તમ છે તે મળતો નથી.

ગંધક શુદ્ધિ—એક હાંડલા અથવા તપેલામાં દુધ નાંખીને તેના મોંઢાપર એક કપડું બાંધવું તે દોરીથી દ્રઢ બાંધવું, જેથી ઢીલું પડી નીકળી જાય નહિ; કપડાંપર ગંધક પાથરવો ત્યારબાદ (કુર્મપુટ) આપવો, એટલે (હાંડલા) તપેલાના કાંઠા પર એક એક આંગળ માટી ચડાવીને તે પર તાવડી (લોઢી) મુકીને (નિચે ગંધકને ન અડે તેમ મુકવી) નહિ તો સળગી ઉઠે માટે બરાબર લોઢી ઉંચી રહે તથા પવન જાય નહિ તેમ છાંદવું. તેપર દેવતા મુકવો લોઢીની ગરમી લાગવાથી ગંધક ગળીને કપડામાંથી નિચે દુધમાં પડશે એ કુર્મપુટ કહેવાય છે,આ ગંધક શુદ્ધ કહેવાય છે તથા તેને પારદ સાથે મેળવી કજ્જલી કરવી તે કાજળી યોગ્ય અનુપાન સાથે આપવાથી સર્વે રોગો મટાડે છે.

ગુણ—ગંધક ગુણમાં તીખો, કડવો, ઉષ્ણવીર્ય,તુરો, ઝાડો સાફ લાવનાર છે, પિત્ત કરનાર છે, પાકમાં તિખો છે, ચળ, રતવા તથા કૃમિ મટાડનાર છે, કુષ્ટ, ક્ષય, બરોલ, કફ, તથા વાયુને મટાડે છે. તે રસાયણ છે.

અશુદ્ધ ગંધક—કુષ્ટ તથા બળતરા વિગેરે રોગ કરે છે. શુક્ર તથા ઓજ ધાતુનો ક્ષય કરે છે, દુબળાપણું કરે છે ને અરૂચિનો નાશ કરે છે.

## હિંગળો

હિંગળો—હિંગળો ત્રણ પ્રકારનો છે. ૧ ચર્માર. ૨ શુકતુંડક ૩ હંસપાદ. એકથી બીજા ઉત્તરોત્તર ગુણવાળો ચર્માર નામનો હિંગળો બહુજ રાતો,શુકાસ્ય, થોડો પીળો પડતો, તથા હંસપાદ ધોળી રેખાઓ વાળો, અવાળ જેવો હંસપાદ કહેવાય છે.

અશુદ્ધ હિંગળો અંધાપો, ધાતુક્ષીણતા, તોડ તથા બેભાન કરે છે. મોહ તથા પ્રમેહ વિગેરે કરે છે તેથી હિંગળો શુદ્ધ કરીને વાપરવો.

શોધન વિધિ—હિંગળો પ્રથમ બકરીના દુધમાં સાત ૭ દિવસ ખરલ કરીને ત્યાર બાદ ૭ સાત દિવસ લીંબુના રસમાં ઘુંટવાથી હિંગળો શુદ્ધ થાય છે તે નિશ્ચય છે.

**હિંગળાની** ભસ્મ—શુદ્ધ હરતાલ ૧ વાલ લેવી તેને વાટીને ૧ કોડીયામાં નાંખવી તેમાં હીંગળો તો ૧ ની કડકી (ડગળી) મુકવી તેના પર આદાનો રસ પુરવો બે તોલા સુધી પુરવો, તેના પર ફરતાં ૧ આનીભાર લવિંગ વાટીને ભભરાવવાં તે પર બીજું કોડીયું બરાબર બંધબેસતું બેસાડીને નાના ચુલાપર મધ્યમ અગ્નિથી ૩ ઘડી (૧। કલાક) પકાવવું પછી ઉતારીને ઠંડું થવા દઇને વાટવું તેમાંથી રતી ૧ પાનમાં આપવાથી પુષ્ટિ કરે છે. તેમજ પાંડુરોગ; ક્ષય, શુલ, વિગેરે સર્વે રોગમાં વાપરવું.

## રત્નોનું શોધન તથા મારણ

**હિરાનું શોધન**—વાંઝકંટોળી અથવા કુકર કંદમાં ડગળી દઇને વજ્ર હિરાને વચમાં મુકીને સાત દિવસ દોલાયંત્રથી કોદરીના ઉકાળામાં અથવા (કળથી)ના ઉકાળામાં પચાવવું તેથી હિરો શુદ્ધ થાય છે.

**હિરાની ભસ્મ કરવાની** વિધિ—ત્રણ વર્ષથી ઉગતું (જાડું) કપાસ, (સાટોડીનું) મુળીયું લાવીને વાટવું તેને કપાસના પાન સાથે વાટીને તેનો ગોળો બનાવવો અથવા ૩ વર્ષના જુના નાગરવેલના પાનના વેલાને લાવી તે તેનાંજ પાનના રસમાં વાટીને તેનો ગોળો બનાવવો તે ગોળામાં હિરો નાંખીને ગજપુટમાં પકાવવું (કોડીયાના સંપુટમાં) કપડમટી કરી મુકવું, એ પ્રમાણે ૭ પુટ આપવાથી હીરાની ભસ્મ થાય છે.

**બીજો પ્રકાર**—હિરાને તપાવી લાલ કરવો ને તે પર ગધાડાના મુત્રમાં ડુબાવવો તે પ્રમાણે ૨૧ એકવીશ વાર કરવું, ત્યારબાદ શુદ્ધ હરતાલ માકડમાં ઘુંટીને તેનો ગોળો કરવો, તેમાં હિરાને ગોઠવવો તે ગોળો ૧ મુશમાં ઘાલી મુશને કોલસાની વચમાં મુકીને ભુંગળાથી ફુંકવો, ઉનો કરતા જવો અને તે ગોળો લાલ થાય કે તુરત તેને ઘોડાના મુત્રમાં બોળવો ને પ્રથમના પ્રમાણે ઉનું કરી શેચન કરવું ૨૧ વખત બોળવાથી સેચન કરવુ. તેમ કર્યા બાદ સુંદર શંખના જેવી અથવા ચંદના જેવી કાંતિવાળી હીરાની ભસ્મ થઇ જશે.

**ત્રીજી રીત**—કળથાનો ઉકાળો કરીને હીંગ તથા સિંધવ નાંખી

હીરા તપાવી તપાવીને ૨૧ એકવીસ વાર બોળવાથી હીરાનું ચુર્ણ થાય છે. ત્યારબાદ એક દેડકાને પકડીને કાંસાના પાત્રમાં પુરી રાખવું જેથી બીકને લીધે તે વાસણમાં મુતરશે તે રીતે તેનું મૂત્ર કાંસાના વાસણમાં ઝીલીને શુદ્ધ કરેલ હીરાને તપાવીને ઉપર પ્રમાણે એકવીસ વાર મુત્રમાં બોળવાથી વળી બહાર કાઢી ઝબોળવાથી હિરાની ઉત્તમ ભસ્મ થાય છે.

ગુણ—હીરાની ભસ્મ વાત, પિત્ત, તથા કફના રોગોને હણે છે, શરીરને વજ્ર પ્રમાણે મજબુત બનાવે છે, તથા ઉત્તમ કાંતિ આપે છે, શોશ રોગ, ક્ષયરોગ, ભ્રમરોગ,ભગંદર, પ્રમેહ,મેદરોગ, પાંડુરોગ, પેટના રોગો,સોજા મટાડે છે. તથા નપુંસકપણું મટાડી પુરૂષ બનાવે છે.

**વૈક્રાંત**—( વૈકરાંત મણી તથા નીલમણી (નીલમ) હીરાના પ્રમાણે શુદ્ધ કરવાં. વૈકાંતને તપાવીને તેપર ઘોડાના મુત્રમાં ઝબોળવાં તેમ ૧૪ વખત કરવું પછી મેઢાશીંગીનું પંચાંગ વાટીને તેમાં વૈક્રાંત ઘાલીને કોડીયામાં મૂકીને તેનું મોઢું બંધ કરીને પુટ દેવો એ પ્રમાણે સાત પુટ દેવાથી વૈક્રાંતમણિની ભસ્મ થાય છે તેના હીરાની ભસ્મના જેવાજ ગુણો હોય છે.

ગુણ—વૈક્રાંતમણી વાયુ, પિત્ત, કફ મટાડનાર છે. ત્રિદોશઘ્ન છે શડરસવાળી, શરીરને મજબુત કરે છે. પાંડુરોગ, ઉદરરોગ, જ્વર, શ્વાસકાસ, યક્ષ્મા, પ્રમેહને મટાડે છે.

## બાકીના રત્નોનું શોધન.

બાકીના રત્નોનું શોધન, લીંબુના રસમાં તેમજ બીજી ખટાશ માં માણેક શુદ્ધ થાય છે. અરણીના રસમાં મોતી શુદ્ધ થાય છે.પ્રવાલ ક્ષાર વર્ગથી શુદ્ધ થાય છે, અને પાનાં રત્ન, ગૌદુધથી શુદ્ધ થાય છે, પોખરાજ [પુષ્પરાગ] કળથીના કવાથથી શુદ્ધ થાય છે. ગોરોચનથી ગોમેદ તથા ત્રિફળાના કવાથમાં વૈદુર્યમણી શુદ્ધ થાય છે. નીલીગળીના રસમાં નીલવણી શુદ્ધ થાય છે, હિરાદિ નાના સર્વ રત્નો બતાવ્યા પ્રમાણે દોલાયંત્રથી શુદ્ધ થાય છે.

અરણીના રસમા એક પ્રહર સુધી દોલાયંત્રથી સ્વેદન કરવા માં આવે તો સર્વે રત્નો પ્રવાલ મોતી વગેરે શુદ્ધ થાય છે.

૨ રત્નોનું મારણ—ક્ષુદ્રફણુસ ( ફણુસની જાત છે) ના રસમાં હરતાલ, મનશીલ તથા ગંધક વાટીને હીરા વિનાના બીજા રત્નોને શુદ્ધ કરી તે લુગદીમાં નાંખીને પુટ દેવો,તેજ પ્રમાણે આઠપુટ દેવાથી

ભસ્મ થાય છે. બીજો પ્રકાર—મોતી, પરવાળાં તેમજ બીજાં રત્નો અગ્નિમાં તપાવીને અનુક્રમે કુંવાર, તાંદળજો તથા ઓના દુધમાં સાત વાર ઝબોળવાથી થોડા વખતમાં ભસ્મ થઇ જાય છે, સુવર્ણ માક્ષિક મારણની રીત પ્રમાણે પ્રવાળાં અને મોતીનું મારણ કરવું, તેમજ હિરા પ્રમાણે સર્વે રત્નોનું શોધન મારણ કરવું.

રત્નોના સામાન્ય ગુણ—સર્વે પ્રકારના રત્નો તથા ઉપરત્નો આંખને હિતકારક છે તેમજ દસ્ત લાવનાર છે, ઠંડા, તુરા, મધુર, કલ્યાણકારક ને વીર્ય વધારનાર છે;મંગળકારક છે;અને આયુષ્ય તુષ્ટી પુષ્ટિ કરનાર છે, ગ્રહપીડા દુ:ખ, દારીદ્રય, ઝેરના દોષો, ધાતુ ક્ષીણતા તથા પાપને દૂર કરનાર છે, ક્ષય, પાંડુ, પ્રમેહ, હરસ,રૂધરસ, શ્વાસ, ભગંદર, જ્વર, વિસર્પ, કુષ્ટ,શુલ, મૂત્રકૃચ્છ અને ઘણ રોગ મટાડે છે. અને કુષ્ટ, યશ, કાંતિ તેમજ પુન્ય વિગેરેની અત્યંત પ્રાપ્તિ કરાવનાર છે.

## શિલાજીત

જે પર્વતમાંથી સુવર્ણ ઇત્યાદિ ધાતુઓ નીકળે છે તેવા પર્વતો ઉનાળામાં તાપથી તપાઇ જઇને ધાતુઓનો સાર ( સત્વ ) ગુંદર જે વો નીકળે છે તેને શીલાજીત (પથ્થરની લાખ) રસ એમ કહેવાય છે.

શિલાજીત શોધન—ઉનાળામાં સુર્યના સખત તાપમાં જ્યાં પ વન બહુ ન લાગતો હોય તેવા નિર્મળ આકાશવાળા નિર્વાત સ્થાનમાં સપાટ જમીનમાં તડકામાં લોખંડના ૪ ચાર તાવડા મુકવા તેમાં પ્રથમના તાવડામાં શીલાજીત નાંખવો તેમાં તેથી બમણું પાણી નાંખ વું તે અડધું ઠંડું તથા અડધું ગરમ નાંખવું તેને ખુબ તાપમાં તપવા દેવું પછી ખુબ ચોળાવવું તે પાણી ચોળતાં ચોળાતાં તાપથી તપીને જે ઉપર ભાગ આવે ( કાળો ભાગ આવે ) તે સુર્યના તાપના યોગથી તપીને પુડલા જેવો ભાગ ઉપર તરી બંધાય તે તેમાંથી હથેળીથી લઇ લઇને બીજા વાસણમાં નાંખવો, તેમાં બીજું ઉનું પા- ણી નાંખવું તેને ચોળીને પડ બંધાય તે બીજા ઠામમાં નાંખતા જ વું તે પાત્રમાં ઉનું પાણી નાંખી સુર્યના તાપમાં ગાળવું તેમાંથી પણ ઉનુ પાણી નાંખીને બીજામાં નીતારવું તે પ્રમાણે કરતાં કાજળ જેવો શિલાજીત નિકળે છે તે ત્રીજા વાસણમાં ઉનું પાણી રેડી ચોથા વા સણમાં ચોળીને નિતારવો જ્યારે ઉપર સ્વચ્છ પાણી રહે અને કચરો બેસી જાય ત્યારે શીલાજીત શુદ્ધ થયેલો જાણવો. તે મળવાળું તથા

ચોખુ પાણી નાંખી દેવું, શુદ્ધ શીલાજીત લઇ લેવો. શિલાજીત મહિને શુદ્ધ થાય છે એમ સારંગધરનો મત છે.

**શિલાજીતની પરિક્ષા**—જે શીલાજીત અગ્નિમાં નાંખતાં ધુમાડો નિકળે નહિ ને શિવલિંગ સમાન ઉંચો થાય છે; તરખલાપર ચડાવી પાણીમાં નાંખવાથી તંતુની પેઠે નિચો ઉતરે છે. ગૌમુત્રના જેવી ગંધ વાળો, એવો શુદ્ધ શિલાજીત જાણવો.

ગુણ—શીલાજીત રસાયણરૂપ છે, તીખું છે, કડવું છે, ગરમ છે, ક્રમિરોગ, ક્ષયરોગ, પેટના વ્યાધિ, પથરીનો રોગ, સોજા, પાંડુરોગ, ચળ, પ્રમેહ, બકારી, ઉલટી, કોડ, કફ,વાત, હરસનો વ્યાધિ, વળીયાં તથા ધોળા વાળનો નાશ કરે છે, માનસિક રોગ, ઉધરસ તથા મુત્ર કૃચ્છને મટાડે છે.

**અશુદ્ધ શિલાજીત**—દાહ, મૂર્છા, ભ્રમ, રકતપિત્ત, શોશ, મંદાગ્નિ મળબદ્ધતા વિગરે કરે છે.

## સિંદુર

**સિંદુર**—લીંબુના રસમાં ઘુંટીને અગ્નિપર કોરો કરવો ( શેકવાથી) શુદ્ધ થાય છે. ત્યારે પછી ચોખાના ધોવણમાં ખરલ કરી સુકવવાથી (અગ્નિપર શેકીને) કોરો કરવાથી શુદ્ધ થાય છે. ગુણ—સિંદુર વિસર્પ, કુષ્ટ, કંડુ ને ઝેરના દોષનો નાશ કરે છે. તુટી ગયેલાં હાડકાં સાંધે છે ને વ્રણનું શોધન તથા રોપણ પણ કરે છે.

**સમુદ્રફીણ**—સમુદ્રફીણ આંખમાં તેજ વધારે છે, લેખન છે, ઠંડો છે, સારક છે, કાનમાં શુળ તથા મેલને મટાડે છે, દીપન તથા પાચન છે. અશુદ્ધ સમુદ્રફીણ અંગ ભંગ કરે છે,તેટલા માટે તેને શોધનથી શુદ્ધ કરવો, લીંબુના રસમાં વાટી સુકવવાથી શુદ્ધ થાય છે.

**ગેરૂ**—ર ગેરૂને થોડા ઘીમાં શેકવાથી શુદ્ધ થાય છે.

**સોનાગેરૂ**—શરીરની કાંતિ તથા આયુષ્યની રક્ષા કરી તે શકિત તથા ઓજ વધારે છે, પ્રમેહ કુષ્ટ,ફોડકીયો બધી જાતનાં વ્રણો તથા ઝેરના દોષને મટાડે છે. સાધારણ ગેરૂથી સોનાગેરૂ ગુણમાં ઉત્તમ છે.

## બીજા પદાર્થોનું શોધન

**એરંડાના મીંજનું શોધન**-નેપાળાની મીંજ પ્રમાણે દીવેલામાંથી પણ મીંજ કાઢીને તેને શુદ્ધ કરવામાં આવે છે, ત્યારબાદ નાળીયેળના પાણીમાં ૧ પ્રહર ઘુંટવાથી શુદ્ધ થાય છે.

**મરીની** શુદ્ધિ–મરીને ખાંટી છાસમાં ૩ ઘડી પલાળવાં ત્યાર બાદ તેનાં ફોતરાં કાહાડી નાંખીને સુકવવાથી શુદ્ધ થાય છે.

**પીંપરની** શુદ્ધિ–પીંપરને ચિત્રકમૂળ રસમાં ઘુંટીને એક પ્રહર તડકામાં સુકવવી તેથી શુદ્ધ થયા પછી સર્વે કામમાં લેવી.

**હિંગની** શુદ્ધિ–હિંગને કમળના પાનના રસમાં એક પ્રહર ખરલ કરવાથી શુદ્ધ થાય છે તે રસાયણમાં વાપરવી.

**શંખભસ્મ**–ક્ષારવાળી, ઠંડી, ગ્રાહી, ગ્રહણી સંબંધી રોગને મટાડે છે. જુલાબ મટાડનાર છે. નેત્રના ફુલાને મટાડે છે, વર્ણ સુધારનાર છે, તારૂણ્ય પીટીકાને (મોંપર ખીલ જુવાન માણસોને થાય છે), તેને મટાડે છે, અશુદ્ધ શંખભસ્મ ગુણકારક નથી માટે ખટાઇમાં શુદ્ધ કરી ભસ્મ કરી હોય તે ગુણદાયક છે, દક્ષિણાવર્ત્ત શંખ ત્રિદોશ મટાડનાર છે, પવિત્ર તથા લક્ષ્મિ દેનારો છે. તેમજ ગ્રહપીડા, દારિદ્ર, ક્ષય, કર્ણસ્વેદનો નાશ કરે છે, અને ક્ષયનો પણ નાશ કરે છે ને તે રૂચિકારક છે.

## ભૂનાગસત્વ અને મયુરપિચ્છ સત્વ

તાંબાની ખાણ ખોદે તેમાંથી ઉત્પન્ન થએલ અળશીયાં લાવીને હળદરના ચુર્ણમાં ધોળીને ત્યાર પછી તેને ગુગળ, લાખ, ઉનનું લુગડું, માંછલાનું માંસ, ટંકણખાર એ બધાને પ્રવાહિમાં નાંખીને કોડીયાના સંપુટમાં મૂકીને અગ્નિમાં ફુંકવું તેમાંથી ત્રાંબા જેવું સત્વ નીકળે છે તેજ પ્રમાણે મોરના પીછામાંથી પણ સત્વ નિકળે છે.

**જળનાગ સત્વ**–ટંઢુ છે, સર્વ જાતના કુષ્ટ તથા વ્રણ મટે છે તેમાંથી કાઢેલ ત્રાંબાના વાસણમાં પાણી નાંખી અથવા પાણીમાં તે આંગુઠી નાંખી પીવાથી સ્થાવર તથા જંગમ વિષ મટે છે અથવા તેના સત્વના પાત્રમાં પારો નાંખી અગ્નિપર મૂકવાથી રોકાય છે ને ગોળી બંધાય છે એજ પ્રમાણે મોરનાં પીછાંનો સત્વનો પણ ગુણ છે.

**કપુર શુદ્ધિ**—ગાયના દુધમાં, ત્રિફળાના કવાથમાં તેમજ ભાંગરાના રસમાં કપુર ૧ પ્રહર ઘુંટવાથી શુદ્ધ થાય છે.

**ટંકણ** અશુદ્ધ હોય તો ઉલટી, બેભાની વિગેરે કરે છે, માટે તેનું શોધન કરવું. ગાયના છાણમાં મેળવી થોડો વખત રાખવાથી શુધ્ધ થાય છે.

**ટંકણખાર**—અગ્નિ કરનાર છે, સોનું રૂપું શોધનાર છે, રુક્ષ

આફ લાવે છે, ઝેરના દોષને મટાડે છે,હૃદયને હિત કરે છે,વાયુ તથા કફના વિકારને મટાડે છે.

## વિષ પ્રકરણ

૧ કાળકુટ, ૨ વછનાગ, ૩ શૃંગક, ૪ પ્રદીપન, ૫ હલાહલ, ૬ બ્રહ્મપુત્ર, ૭ હરિદ્ર, સક્તુત અને સૌરાષ્ટક એ પ્રમાણે વિષના નવ ભેદ છે. જે વિષ ધોળાવર્ણનું છે તે બ્રાહ્મણજાતીનું છે. રાતાવર્ણનું ક્ષત્રીયજાતીનું, પીળા રંગનું, વૈશ્યજાતિનું તથા કાળા રંગનું શુદ્રજાતીનું જાણવું તે નિંદિત છે.

**બ્રાહ્મણજાતીનું વિશ**—રસાયણ કર્મોમાં વાપરવું,ક્ષત્રીયજાતિનું શરીર પુષ્ટ કરવામાં ઉપયોગમાં લેવાય, વૈશ્ય જાતિના વીષથી કુષ્ટ નો નાશ થાય છે. શુદ્રજાતિનું વિષ ધાતુઓના કામમાં વાપરવું. શોધન વિશને ખાંડી કકડા કરીને એક કપડામાં બાંધીને ગૌમૂત્રમાં બુડાડી રાખવું. ત્રણ દિવસ બરાબર તડકામાં રાખીને પછી કાઢવું. દરેક દિવસે નવું નવું ગૌમૂત્ર નાંખવું ત્રણ દિવસ પછી કાઢી સુકવી કોરૂં કરીને વાટી વસ્ત્રગાળ ચુર્ણ કરી રાખવું. એ પ્રમાણે શુદ્ધ કરેલ વિષ સર્વે રોગોમાં વાપરવું. તે રોગોનો નાશ કરવામાં સમર્થ થાય છે.

**બીજો પ્રકાર**—વિશના કડકા કરી ખાંડીને વસ્ત્રમાં બાંધીને દોલાયત્રંથી બકરીના દુધમાં ૧ પહોર બાફવાથી શુદ્ધ થાય છે. બકરીનું દુધ ન મળે તો ગાયનું દુધ વાપરવું તેથી શુદ્ધ થાય છે.

**ત્રીજો**—ભેંશના છાણમાં વિષની ગાંઠો નાંખેલ કોથળીમાં નાંખીને બે રામપાત્રમાં દ્દઢ મુદ્રાથી કપડમટી કરી છાણના રસમાં એક પ્રહર પકવવાથી શુદ્ધ થાય છે, પછી ખાંડી લુગડે ચાળી ઉપયોગમાં લેવું.

**૪ થો**—વછનાગના કડકા કરીને તેમને લુગડાના કડકામાં બાંધીને દોલાયંત્રથી દુધ તથા પાણી સરખા ભાગે મેળવી એક પ્રહર પચાવવાથી શુદ્ધ થાય છે.

**મારણ**—વિષના પ્રમાણે ટંકણ સરખો તથા મરી ૨ બે જાતનો લઇને તેને બરાબર વાટવાં તે પ્રમાણે કરવાથી વિષ મૃત થાય છે.

**ગુણ**—વિષ ( વછનાગ ) રસાયણ છે, બળ આપનાર છે, વાયુ તથા કફના વિકારને મટાડે છે. તીખું, કડવું, તુરૂ, મદ લાવનાર તથા સુખ દેનાર છે. વ્યવાપિ પિત્તનાશક, દાહકારક છે, કુષ્ટ, વાતરક્તને નાશ કરવાવાળું છે, વળી અગ્નિમાંદ્ય, ઉધરસ, બરોલ, પેટના રોગ,

ભગંદર, ગુલ્મ, પાંડુરોગ,વ્રણ, અર્શ એ સર્વેનો એક પછી એક એમ ક્રમવાર નાશ કરે છે.

## સોમલ

**સોમલ**–સોમલ ૨ પ્રકારનો, શ્વેત, રકત, શ્વેદ શંખના જેવો, રકત દાડમના જેવો, શ્વેત ક્રત્રિમક કહેવાય છે, રકત પર્વતમાંથી ઉત્પન્ન થયેલ છે તે બન્ને જાતો ઝેરી છે તે રસના કામમાં પૂજવા લાયક છે.

ગૌરીપાશાણ, વિકટ અને રકતચુર્ણ એ તેનાં બીજાં નામો છે. ગુણ–સોમલ રસ બંધક ( પારદ બાંધવાવાળો છે, સ્નિગ્ધ, દોશનાશક અને પારદનું વીર્ય વધારનાર છે.

શુદ્ધિ–તાંદળજાના રસમાં દોલાયંત્રથી સોમલને મંદ, સારો (સરખો) અગ્નિ ૨૪ કલાક(૧ દિવસ રાત) આપવાથી સોમલ શુદ્ધ થાયછે.

બીજો પ્રકાર–હવે શાસ્ત્રના મત પ્રમાણે સોમલની શુદ્ધિ કહું છું.

સોમલનો ભૂકો કરીને કપડામાં બાંધીને ચુનાના પાણીમાં ૧ દિવસ દોલાયંત્રથી પાચન કરવાથી સોમલ શુદ્ધ થાય છે.

ત્રિજો પ્રકાર–સોમલના ભૂકાની પોટલી બાંધીને ( લુગડામાં ) કાંજીમાં, અથવા ટંકણખારના પાણીમાં અથવા ગાયના દુધમાં ૨ ઘડી દોલાયંત્રથી પકવવાથી સોમલ શુધ્ધ થાય છે અથવા બકરીના માંસ રસમાં પણ નિશ્ચય ઉપર પ્રમાણે દોલાયંત્રથી ૨ ઘડીમાં શુદ્ધ થાય છે.

સોમલને કોઈ મલ્લ કહે છે કોઇ ઉલ્લીપાશાણ વિગરે નામથી કહે છે. વૈદ્ય લોકો વાત કફ તથા ઠંડીના દરદ ઉપર તે વાપરે છે.

## ઉપવિષ

૧ આકડાનું દુધ. ૨ ત્રણધારા થોરનું દુધ, ૩ કલગારી, (દુધીયો વછનાગ), ૪ કણેર, ૫ ચણોઠી, ૬ અફીણ, ૭ ધંતુરો એ સાતે ઉપવિષ છે.

**બીજો મત**–૧ આકડો, ૨ થોર, ૩ કલગારી, ૪ ચણોઠી, ૫ કણેર, ૬ ઝેરકોચલા. ૭ ધંતુરો, ૮ અફીણ અને ૯ નેપાળો એ નવ ઉપવિષ છે.

બન્ને જાતના આકડાના ગુણ––બન્ને આકડા સારક છે, વાયુ, કુષ્ટ, ચળ, ઝેરના દોષ, બરોલ, ગોળો, યકૃતની વ્યાધિ, કફનો વ્યાધિ, પેટના રોગ તથા કૃમિરોગ મટાડે છે.

**થોરના ગુણો**—રેચક, તીક્ષ્ણ, દીપન, તીખો તથા ભારે છે,શુળ અષ્ટિલિકા, આફરો, ગોળો, સોજા, પેટના રોગ,વાતવ્યાધિ તેમજ યકૃત પ્લિહા, કુષ્ટ, ઉન્માદ, અશ્મરિ, પાંડુરોગ વિગેરેનો નાશ કરે છે.

**આકડો તથા થોરનું દુધ મુળથી જ શુધ્ધ છે, માટે શોધનની જરૂર નથી.**

કલગારિ એક દિવસ ગોમૂત્રમાં રાખવાથી શુદ્ધ થાય છે. ગુણ કલાગારી સારક છે, કુષ્ટ, સોજા, અર્શવ્રણ, શુળને મટાડે છે, તિક્ષ્ણ, ઉષ્ણ, ક્રમિ જીતનાર છે, હલકી છે, પિત્ત કરનાર તથા ગર્ભ પાડનાર છે.

**ચણોઠી**—કાંજીમાં ૧ પ્રહર દોલાયંત્રથી બાફવાથી ૧ પ્રહરમાં શુદ્ધ થાય છે. ચણોઠી હલકી, ઠંડી, રૂક્ષ,મળભેદક, શ્વાસ તથા ઉધરસ મટાડનાર છે, કાંઇક ગરમ છે, વીર્ય વધારનાર છે, કુષ્ટ, કંડુ, કફ, પિત્ત તથા વર્ણ મટાડનાર છે.

**કરેણ**-કરેણનું મૂળ વછનાગ પ્રમાણે ગાયના દુધમાં દોલાયંત્રથી ૨ પ્રહર બાફવાથી શુધ્ધ થાય છે.

ગુણ—લાલ તથા સફેદ કરેણ નેત્રના રોગ, કુષ્ટ તથા વ્રણને મટાડનાર છે, હલકી તથા ગરમ છે, ક્રમિ તથા ચળ મટાડનાર છે, ખાવાથી વછનાગના જેવી ઝેરવાળી છે.

**ઝેરકચોલા**નાં બી ઘીમાં તળવાથી શુધ્ધ થાય છે. કોચલાં તીખાં અને કડવાં છે, તીક્ષ્ણ, ઉષ્ણ, કફ તથા વાતનાશક છે, તેમજ તેનું વિષ (સત્વ) સારભૂત, ઉન્માદનો નાશ કરનાર તથા મદકારક છે.

## જયપાળ ( નેપાળો ).

**નેપાળાની શોધન વિધિ**-ગુણ નેપાળો ભારે છે, કડવો છે. ઉલટી કરે છે, તાવ તથા કુષ્ટ,વ્રણ, કફ,ચળ,ક્રમિ ઝેરના દોષો મટાડે છે, ધટ છે, તથા રેચ લાવે છે.

**નેપાળાની શુદ્ધિ**—નેપાળાનાં બીજને ફોલીને ફોતરાં કાઢી નાંખવાં, અંદરની જીભ કાહાડી નાંખવી ત્યાર બાદ ભેંસના છાણમાં એક કોથળીમાં નાંખીને રાખવા, ત્યારબાદ ઉના પાણીથી ધોઇને સાફ કરી નાંખવા અને ખરલમાં લુગડામાં નાંખીને તે સંહત કચરવાં ત્યાર પછી તેને કોરી ઠીબ પર ચોપડવું તેથી તેલની ચીકાશ તે ઠીબ પી જશે. કોરા થાય ત્યારે લઇ લેવું, તે ચુર્ણને લીંબુના રસની ઘણી ભાવના આપીને વાપરવાથી નેપાળો બહુ જ ગુણવાળો થાય છે.

**ત્રીજો પ્રયોગ**—નેપાળાનાં બીને લુગડાની પોટકીમાં નાંખીને ગાયના દુધમાં દોલાયંત્રથી તેને પકાવવા, અંદરની જીભો કાઢી લઈ ને રસકર્મમાં વાપરો.

ત્રીજો પ્રકાર—નેપાળાની લુગડામાં પોટકી બાંધીને ગાયના છાણના રસમાં ૧ પ્રહર સુધી દોલાયંત્રથી બાફવાથી નેપાળો શુદ્ધ થાય છે.

**ધંતુરાનાં બી**—ધંતુરાનાં બી ગૌમુત્રમાં ચાર પ્રહર પલાળીને તેને કોરાં કરવાં પછી ખાંડીને ફોતરાં કહાડી નાંખવાં ને શુધ્ધ થયેલ બી દવામાં વાપરવાં.

ધંતુરાના ગુણ—ધંતુરો મદ કરવાવાળો છે, વર્ણ સુધારનાર, અગ્નિ વધારનાર છે, વાયુ કરનાર છે, તાવ તથા કુષ્ટનો નાશ કરનાર છે, ઉષ્ણ તથા ભારે છે, વ્રણ, કફ, ચળ, કૃમિ, અને ઝેરના દોશો મટાડે છે.

**અફિણ**—અફીણને આદાના રસમાં ૨૧ એકવીશ ભાવના આપવાથી શુદ્ધ થાય છે, ને તે અફીણ બીજી દવાઓમાં વાપરવા યોગ્ય થાય છે. અફીણ શોષ કરનાર છે,ગ્રાહિ છે,કફ મટાડનારછે, વાયુ તથા પિત્ત કરનાર છે, મદ, તૃષા, દાહ કરનાર છે. વીર્ય સ્તંભન કરે છે અને મોહ ઉપજાવનાર છે, અતિસાર અને ગ્રહણીને હિતકારક છે, દીપન છે, પાચન છે. કેટલાક દીવસ અફીણનું સેવન કરવાથી ચક્કર ઉત્પન્ન કરે છે. તેમજ બીજી પણ પીડા કરે છે.

ઉપરના નવ ઉપવિષમાં ઘુંટેલ પારદનો પક્ષછેદ થવાથી તેને સુખ ઉત્પન્ન થાય છે, તેથી સર્વે ધાતુનો ગ્રાસ કરે છે.

**ભાંગ**—પિત્ત કરનાર છે, કડવી છે. તીક્ષ્ણ ગરમ છે, ગ્રાહણી હલકી છે, કર્ષણ કરનારી, અગ્નિ પ્રદિપ્ત કરનાર છે, રૂચિકારક, મદ કરનાર; કફ તથા વાયુ મટાડનાર છે.

**ભાંગની** શુદ્ધિ—બાવળની છાલનો કવાથ કરવો તેમાં દોલાયંત્રથી ૧ પ્રહર બાફ દેવો તેને સુકાવવી, ગાયના દુધની ભાવના દઇને સુકવીને ઉપયોગમાં લેવી.

## સર્વે વિષપર ગરૂડ મંત્ર

**मंत्र—मंत्रेणानेन मंत्रज्ञौ,**

આ મંત્ર જાણનારે એક ઘુંટડો પાણી લઇને તેને આ મંત્રથી આઠ વખત મંત્રીને જેને ઝાઝું ઝેર ચડયું હોય તેણે પીવું તેથી

વિષ તત્કાળ ઉતરે છે. એ પ્રમાણે સાત સાત વાર ૩ વખત મંત્રીને પાવું. પાવાથી પી શકે નહિ તો તેથી મોઢામાં રેડવું. તેમ પણ ન બની શકે તો તર્જનીથી માથાપર ૩ વાર મંત્ર ભણીને તાડન કરવું તેથી તરત જ નિર્વિશ થાય છે.

**અભ્રક સત્વ કાઢવાની વિધી**—અભ્રકના ચુર્ણને ૧ દિવસ કાંજીમાં ખરલ કરવું, તેજ પ્રમાણે કેળના કાંદાનો રસ તથા સુરણનો રસ, ગળોનો રસ તથા મુળાનો રસ દરેકની એકેકી ભાવના આપવી, ત્યાર બાદ અભ્રકનો ચોથો ભાગ ટંકણખાર મેળવવો. અભ્રકના બરાબર નાનાં માછલાં વાટીને ભેંશનું છાણ મેળવીને તેનો ગોળો કરવો, પછી તે ગોળો પ્રખર અગ્નિમાં રાખીને ધમણથી ખુબ ધમવો. તેમાંથી કાંસા જેવું સત્વ નીકળે છે, તેને તામ્ર પ્રમાણે મારણ કરવું અને તેનું, અભ્રકભસ્મ તથા પારદ ભસ્મ સાથે સેવન કરાવવું. અભ્રક સત્વ ઠંડુ છે. ત્રિદોષહર રસાયણ છે. વિશેશ પુરૂષત્વ આપનાર છે તથા વીર્યને સ્તંભન કરનાર ઉત્તમ છે.

અભ્રખના ચુર્ણને અગથિયાના પાનના રસમાં વાટીને સુરણની ગાંઠમાં ઘાલીને ડગળી દઇ તે સુરણ જમીનમાં એક માસ દાટી રાખવું ત્યારબાદ કાઢવાથી પારદ જેવું થઇ જાય છે.

**હરતાલનું સત્વ**—લાખ, રાઇ, તલ, સળગવાની છાલ, ટંકણખાર, મીઠું, ગોળ એ સર્વ ચીજ હરતાલથી અડધી લેવી. સર્વે મેળવીને હરતાલને કોડીયામાં ભરવી કપડમટી કરીને અધોયંત્રથી પુટ મુકવાથી સત્વ નીકળે છે.

## દરેક વસ્તુનો ક્ષાર કાઢવાની રીત

જે વૃક્ષના લાકડાનો ખાર કાઢવાનો હોય તેનાં સુકાં લાકડાં અગ્નિમાં બાળીને તેની રાખ કરવી, તેની ભસ્મ લઇ તેના તોલથી ૪ ચાર ગણું પાણી નાંખી માટીના ઠામમાં પલાળવું પછી મસળીને તેને રાત્રે ઠરવા દેવું; આખી રાત ઠરે એટલે સવારમાં ચોખ્ખું પાણી ઉપરનું આછરેલ પાણી લઇ લેવું તે પાણી તાવડામાં નાંખીને અગ્નિથી બાળી નાંખવું, તે ધોળો ક્ષાર થાય છે. તે પાત્રમાંથી લઇ લેવો. જે ચુર્ણ જેવો સુકો ક્ષાર થાય તે પતિસાર્ય ક્ષાર કહેવાય છે,ને જે કવાથ જેવો પાતળો રાખવામાં આવે છે તે જસક્ષાર કહેવાય છે. એ પ્રમાણે બન્ને ક્ષારો મોટા બુદ્ધિશાળી વૈદોએ યુક્તિથી ઉપયોગમાં લેવા.

## અભાવ વર્ગ

### જે ઔષધી ન મળતી હોય તેને બદલ તેના પ્રતિનિધિ ઔષધો

ગળોનું સત્વ ન હોય તો તેને બદલે ગળોનો રસ વાપરવો, ચિત્રક મુળ ન હોય તો દાંતીમુળ અથવા અંઘાડાનો ક્ષાર વાપરવો. ધમાસાના બદલામાં રાતો ધમાસો વાપરવો, તગડમુળ ન મળે તો ઉપલેટ લેવું. મોરવેલના અભાવે તજ અથવા ઝીંઝણીની છાલ (મજીઠ) લેવી, અહિંસાના અભાવે માનકંદ લેવું, લક્ષ્મણા ન મળે તો મયુરશિખા લેવી, બકુલનાં ફુલ ન મળે તો કલ્હાર નામના કમળનાં ફુલ લેવાં, નિલોત્પલ ન મળે તો ધોળું કમળ લેવું, કમળ ન મળે તો કમળકાકડી લેવી, બકુલછાલ ન મળે તો બાવળની છાલ તથા પાન વાપરવાં. જાવંત્રી ન મળે તો લવીંગ વાપરવાં અથવા જાયફળ વાપરવાં.

આકડાનું દુધ ન મળે તો તેના પાનનો રસ વાપરવો. પુશ્કર મુળ ન મળે તો ઉપલેટ વાપરવું, તથા એરંડાનું મુળ વાપરવું, સ્થોણેય ન મળે તો ઉપલેટ વાપરવું. ચવક તથા ગજપીંપરના અભાવે ગંઠોડા વાપરવા. બાબચીના અભાવે કુંવાડીયાનાં બી વાપરવાં, દારૂહળદર ન મળે તો હળદર વાપરવી. રસાંજન ન મળે તો દારૂહળદર વાપરવી, સૌરાષ્ટ્રી ન મળે તો ફટકડી વાપરવી. તાલીસપત્રના અભાવમાં સ્વર્ણતાલી વાપરવી. ભારંગ ન મળે તો તાલીસપત્ર અથવા ભોરીંગણીનાં મુળ લેવાં. સંચળ ન મળે તો મીઠું વાપરવું. સર્વ લવણના અભાવમાં સિંધાલુણ લેવું. જેઠીમધ ન મળે તો ધાવડીનાં ફુલ વાપરવાં. અમ્લવેતસના અભાવે સુકાનો રસ વાપરવો સુકાના અભાવમાં લીંબુનો રસ વાપરવો, દ્રાક્ષના અભાવે શીવણનાં ફળ વાપરવાં, તે ન મળે તો મહુડાનાં ફુલ વાપરવાં.

નખલા ન મળે તો લવીંગ લેવાં, (શતાવળ,વિદારીકંદ, મુશળી બે જાતનાં જીરાં તથા બે જાતની હળદર, અજમો,બોડી અજમોદનો પ્રતિનીધિ) શતાવળનો બદલામાં ભોંકોળું વાપરવું. ભોંકોળું ન મળે તો શતાવરી વાપરવી, કાળી મુશળીને બદલે સફેદ મુશળી વાપરવી અને સફેદ મુશળીને બદલે કાળી મુશળી વાપરવી, જીરાને બદલે શાહજીરું; અજમાને બદલે અજમોદ કાષ્ટદારૂને બદલે દેવદારૂ એ બળે જોડામાંથી એકને બદલે બીજું વાપરવું.

તેમજ નાનીમોટી ભોરીંગણી તથા શાલવણ પીઠવણ બે જાતની, સુવા તથા વરીયાળી,કાળો તથા ધોળો વાળો, વગડાઉ મગ તથા

વગડાઉ અડદ એ બન્ને જોડકામાંથી જે મળે તે એક બીજાને બદલે વાપરવું. બે જાતની અરણીમાંથી એક જાતની અરણી એક બીજાને બદલે વાપરવી. એમાંથી જે મળે તે એક બીજાને બદલે વાપરવું. કસ્તુરીના અભાવે મરિચક કોલ વાપરવું. કંકોલ ન મળે તો જાવંત્રી વાપરવી અથવા જાઇનાં પુષ્પ અથવા પત્ર વાપરવાં. કપુર ન મળે તો સુગંધી મોથ વાપરવી અથવા કપુર ન હોય તો તેને બદલે ગ્રંથી પર્ણી (તગરની ગાંઠ) વાપરવી. કેશર ન મળે તો કસુંબાનાં નવાં ફુલો વાપરવાં. મલયાગિરિ ચંદનના અભાવે કપુર વાપરવું. શ્વેત ચંદન, રકતચંદન એક બીજાના અભાવે ન મળે તો વાપરવાં. રકતચંદન ન હોય તો નવો સુગંધી વાળો વાપરવો. ગંધ વિનાનું અથવા સુગંધી રકતચંદનના બદલામાં જે મળે તો વાપરવું. ત્રણ ચંદનમાં શ્વેત, રકત અને પિત્ત ત્રણ ચંદનમાં જે મળે તે એકબીજાને બદલે વાપરવું. અતિવિશ ન હોય તો મોથ વાપરવી. હરડેના અભાવે હીમેજ અથવા કાકડાશીંગી વાપરવી. નાગકેશરના બદલામાં કમળનું કેશર વાપરવું. ભીલામાં ન મળે તો તેના બદલામાં નદીના ઝાડનાં ભીલામાં વાપરવાં. મેદા, મહામેદા, જીવક, ઋશભક, કાકોલી, ક્ષીરકાકોલી રૃદ્ધિ વૃદ્ધિ દરેક બબે છે. માટે એકના બદલામાં બીજી મળે તો લેવી, તે ન મળે તો મેદા, મહામેદા, શતાવરી જીવક, દરૂશભક, વિદારીકંદ, કાકોલી, ક્ષીરકાકોલીને બદલે આહન, રૃદ્ધિવૃદ્ધિના બદલે ડુકરકંદ ક્રમવડે નાંખવો. વારાહીકંદ ન મળે તો તેને બદલે ચર્મકાટ આલુ ( ચમારવેલની ગાંઠ) વાપરવાં. વારાહીકંદને પશ્ચિમ દેશમાં વૃષ્ટિકંદ કહે છે. ડુકર કંદ પણ કહે છે.

**વારાહિકંદનું વર્ણન**—વારાહિકંદ મુળા પ્રમાણે થાય છે, તેમાં દુધ હોય છે. તે કંદને ૭ થી ૮ પાન હોય છે. તેના ડાંડલા ધોળાશ પડતા રાતા વર્ણના હોય છે અને તેનાં પાંદડાં દરેક વર્ષે નવાં આવે છે, છાલ ધોળી સફેદ વર્ણની હોય છે. તેનો કંદ દેખાવમાં કાળાશ પડતો અને કરકરો. ડુકરના(ભુંડના) વૃક્ષણના રંગ જેવો રૂછડાં વાળો હોય છે. તાંબુલવલ્લી, છંદના વલ્લી, વારાહ કુટી વિગેરે તેનાં નામ છે.

ભીલામાં ન મળે તો ચિત્રક વાપરવો. શેરડીના બદલામાં બરૂનો છોડ વાપરવો. કાસડો ન મળે તો દાભ વાપરવો.

**મહાપંચમુળ**—બીલી શીવણ, અરણી, પાડમુળ, ટેંડુનાં મુળ આ પાંચે મહા (મોટાં) પંચમુળ કહેવાય છે.

લઘુપંચમૂળ—નાની મોટી ભોરીંગણીનાં મુળ, સાલવણ, પીઠ વણ, ગોખરૂનાં મુળ એ લઘુપંચમુળ કહેવાય છે, તે દશમુળમાં જે ન મળે તેને બદલે તેમાંનાં જે બીજાનાં મુળ મળે તે નાંખવાં.

મધ ન મળે તો જુનો ગોળ વાપરવો. લાલ સાકર તથા ખાંડ ગુણમાં વધુ ઓછી છે પણ લાલ સાકર ન મળે તો ખાંડ વાપરવી તે ન મળે તો ખડીસાકર વાપરવી. એ પ્રમાણે સૌનો નિશ્ચય છે, નગોડ ન મળે તો તુળસી વાપરવી; તુળશી ન મળે તો નગોડ વાપરવી, તકમરીયાં ન મળે તો તુળશી વાપરવાં, ધોળી સાટોડી ન મળે તો રાતી સાટોડી વાપરવી, રાતી ન મળે તો તેને બદલે ધોળી સાટોડી વાપરવી. રાસના ન મળે તો કુલિંજન (પાનની જડ) વાપરવી. સોનાના બદલે સુવર્ણમાક્ષિક વાપરવી અથવા રૂપામાક્ષીક પણ વપરાય, માક્ષીક ન હોય તો સોનાગેરૂ વાપરવું.

શુદ્ધ પારદ તથા સુવર્ણ આદિ ધાતુઓ મારેલ ન મળે તો તેના બદલામાં લોહ વાપરવી. કાંતલોહ ન મળે તો ગજવેલ વાપરવી. મોતીના બદલામાં છીપની ભસ્મ વાપરવી. વૈદુર્ય વગેરે રત્નની ભસ્મ ન મળે તો મોતી વિગેરેની ભસ્મ વાપરવી. પારદ ભસ્મ ન મળે તો રસસિંદુર લેવો, રસસિંદુર ન મળે તો હિંગળો શુધ્ધ વાપરવો, આ શીવાય જે જે દ્રવ્યો ન મળે તેને બદલે પરંપરાથી ચાલતી આવેલ રૂઢી પ્રમાણે યોજના કરી લેવી. ગાયના દુધના બદલે બકરીનું દુધ વાપરવું, ગાયના ઘીના બદલામાં બકરીનું ઘી વાપરવું. જેને બદલે જે વસ્તુ વાપરવાનું કહેલ છે તે વસ્તુઓ વાપરવી. દુધના બદલામાં મગનો અથવા મસુરનો રસ વાપરવો.

## દ્રવ્યની શકિત

ઓષધીયોના પ્રભાવમાં શીતવીર્ય તથા ઉષ્ણવીર્ય એમ બે પ્રકારના વીર્યવાળી ઓશધીયો છે. મધુર, ખાટો, તીખો એમ ત્રણ પ્રકારનો વિપાક છે.

ષડરસયુકત ખાધેલાં અન્ન પ્રથમ લાળના યોગથી મધુરપણાને પામે છે, કફ મળવાથી ફીણ જેવો થાય છે, ને તેમાં વિદાહ થવાથી (અમ્લતા) ખટાશને પામેછે, ત્યાર પછી અગ્નિથી પાકવાથી સોસાઇ જઈને પાકો થવાથી પીંડો થવાથી વાયુ મળવાથી તીખાપણું પામેછે.

પ્રકાર—ઓષધોના તીક્ષ્ણ, રૂક્ષ, લઘુ સ્નિગ્ધ, મૃદુ, ઉષ્ણ ગુરુ, કંડુ એ આઠ પ્રકાર છે, કેટલાક ૨ પ્રકાર પણ કહે છે.

દ્રવ્યનો રસ, વીર્ય, વિપાક સરખા છે કે નહિ તેનો વિચાર કરીને તેના જેવીજ બીજા દ્રવ્યની યોજના કરવી;એવા યોગ્ય દ્રવ્યની એકને બદલે બીજાની ગોઠવણ કરવી.

ચરક કહે છે કે તકમરીયાંના રસમાં સોના વિગેરે ધાતુની ભસ્મ કરવામાં આવે છે, તે ઉલટી ઇત્યાદિ દોષ કરતી નથી; તેને અડાયા છાણાના ગજપુટમાં મૂકવી.

## વમનાદિ પંચકર્મ

**વમન**, વિરેચન, નસ્ય, કર્ણ પુરણ તથા રકતશુદ્ધિ (લોહી કાઢવું) તેનો વિધિ બહુ વિસ્તારથી ન થાય તેમ ટુંકામાં કહું છું.

**વમન કરવાનો પ્રકાર**–શરદઋતુ, વસંતઋતુ તથા વર્ષાઋતુ વખતે કુશળ વૈદે વમન તથા વિરેચન કર્મ કરવું; બળવાન કફ દોશવાળો મોળ બકારી વિગેરે આવતો હોય તેવાને તથા વમન દેવા યોગ્ય દરદીને તથા ધીરજવાન મનનો હોય તેવા દરદીને વમન આપવું.

**વમન દેવા યોગ્ય દરદો**—વિષદોશ, સ્તન્યરોગ. મંદાગ્નિ, શ્લીપદ, અર્બુદ, હૃદરોગ, કુષ્ટ, વિસર્પ, મોહ અજીર્ણ, ભ્રમ વિદારિકા, અપચી,ઉધરસ, શ્વાસ,પીનસ, અંડવૃદ્ધિ અપસ્માર, જ્વર, ઉન્માદ રકતાતિસાર, નાસા પાક, તાળુ પાક, ઓષ્ટપાક, કર્ણશ્રાવ, ગળશુંડી આમાતિસાર, પિત્ત, કફાત્મક વિકાર, ક્ષયદોશ, અરૂચિ વિગેરે રોગમાં વૈદે ઉલટી કરાવવી.

**વમન ન દેવા યોગ્ય દરદી**—તિમિર,અંધારાં આવવાં, ગુલ્મ, પેટના રોગવાળો, બહુ દુબળો,અતિ વૃદ્ધ, સગર્ભા સ્ત્રી, અત્યંત જાડો, ઉરક્ષત તથા વ્રણ વગેરેથી પીડાતો,સુકુમાર શરીરવાળો, અશકત બાળક વૃદ્ધ તથા બીકણ (ગભરાઇ જાય તેવા) માણસને વમન દેવું નહિ.

વમનમાં આઠ વખત થતા છેવટે પિત્ત પડે તે ઉત્તમ વમન જાણવું. ૬ વેગવાળી મધ્યમ ઉલટી જાણવી ને ૪ વેગવાળી ઉલ્ટી હલકી જાણવી; એ પ્રમાણે શાસ્ત્રનો નિર્ણય છે.

કફ માટે પીંપર, મીંઢળ અને સિંધવ કફના વ્યાધિમાં થોડું ઉના પાણીમાં પાવું (તે ઉલટીમાં કફ કાઢે છે); પિત્ત રોગમાં કડવાં પરોળ; અરડુશી,લીમડાની છાલ,ઠંડા પાણીમાં પીવાથી પિત્તની ઉલ્ટી થાય છે,અને કફ તથા વાયુની પીડામાં દૂધમાં મીંઢળ પાવું. અજીર્ણમાં ઉના પાણીમાં મીઠું નાંખી પાવું, તેથી ઉલટી થાય છે. પરોળ તથા લીમડાના પાનનું પાણી આપી અમ્લપિત્તમાં ઉલટી કરાવવી.

મીઠું તથા ઘી ભેગું કરી ચાટવાથી અથવા પીવાથી પણ ઉલટી થાય છે તે સુખની ઉલટી થાય છે.

**સારી ઉલ્ટી**—(સમ્યગયોગનાં) લક્ષણ—હૃદય,કંઠ તથા માથાની શુદ્ધિ થઇ જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે; કફ તથા પિત્તનો નાશ થાય છે. એ સારી ઉલટીનાં લક્ષણો છે. ત્યાર બાદ ત્રીજા પહોરમાં અગ્નિ પ્રદીપ્ત થયા પછી મગ, સાઠી ચોખા; શાળના ચોખા હૃદયને હિતકર છે. જંગલ પશુઓના રસોનો યુશ કરીને આપવો. વમનવાળાએ એક દીવસ સુધી અજીર્ણ; ઠંડુ પાણી પી મૈથુન,કસરત,શરીરે તેલ ચોળવું, ક્રોધ વિગેરેમુકી દેવું.

## રેચ લેવાનો પ્રકાર

જેને ઉત્તમપ્રકારે સ્નેહન કરાવ્યું હોય તેને સ્વેદન કરાવી વમન દેવું;ત્યારપછી તે મનુષ્યની કૃતિ જોઇને તેને વિરેચન દેવું. જેને વમન લીધેલ નથી તેને રેચન દેવું. કેમકે જેને ઉલ્ટી આપેલ નથી તેનો કફ નીચે જઇને ગ્રહણીને આચ્છાદન કરે છે, તેથી મંદાગ્નિ, શરીરનું ભારેપણું અથવા પ્રવાહિકા નામના રોગને ઉત્પન્ન કરે છે. તેથી તે કફને પાચન પદાર્થથી પચાવીને જુલાબ દેવો, તેજ પ્રમાણે સ્નેહન તથા સ્વેદન વિગેરે ઉપચારથી જેના શરીર સ્નેહન સ્વેદન કરેલાં છે. તેને રેચન દેવું. શરદઋતુ તથા વસંતઋતુમાં એ દેહશુદ્ધિ માટે રેચન લેવુ બીજી ઋતુમાં જરૂર પડે તો પ્રથમ સ્વેદન કરાવી રેચ આપવો.

**રેચન યોગ્ય**—પિત વિકાર તથા આમદોષજન્ય રોગ, પેટના રોગો તથા આફરો વિગેરેમાં કોઠાની શુદ્ધિ માટે વિરેચન આપવું. લંઘન તથા પાચનના ઉપાયથી દોષ જીતાય છે પણ જે વિરેચનથી (શુદ્ધિથી) શુધ્ધ થયેલ દોષ ફરીથી ઉત્પન્ન થતા નથી.

**વિરેચન ન દેવા યોગ્ય**—બાળક, વૃદ્ધ,અતિ સ્નિગ્ધ, ઉરઃક્ષત વાળો તથા વ્રણવાળો તથા ભયવાળો,થાકેલ, તરસ્યો બહુ જાડા શરીરવાળો, ગર્ભણી સ્ત્રીઓના આવેલ તાવવાળો; સુવાવડી સ્ત્રી,મંદાગ્નિ, મંદાત્યયવાળો તથા (શલ્ય, તાલુકંટો, શસ્ત્ર વિગેરે વાગ્યું હોય તેની પીડાવાળો, બહુ રૂક્ષ હોય તેવા દરદીને વૈદે વિરેચન આપવું નહિ.

**વિરેચન દેવા યોગ્ય**—જીર્ણજ્વર વાળો, ગરદોષ વાળા, ઝેર ખાધેલ, વાતરક્ત,ભગંદર,અર્શ,પાંડુ, ઉદરગ્રંથી, હૃદરોગ, અરૂચિ, યોનીરોગ, પ્રમેહ,ગુલ્મ,પ્લીહા, વ્રણવાળા વિદ્રધી, ઉલ્ટી, વિસ્ફોટક, વિષુચિકા (કોલેરા) અજીર્ણ, કુષ્ટ, કાન, નાક માથું; મોઢું ગુદા લીંગના

રોગો, બરોલ, સોજા, નેત્રના રોગ, કૃમિરોગ, ક્ષાર કર્મ તથા અગ્નિ કર્મથી પીડાતો તથા શુળવાળો ને મુત્રનું અટકવું વગેરે રોગથી પીડાતા રોગીને જુલાબ (વિરેચન) આપવો. વિરેચન ઓષધીઓનો પ્રયોગ—એરંડતેલ એક ભાગ અને ત્રીફળાનો કવાથ ૨ ભાગ મેળવી પીવાથી જુલાબ તુરત લાગે છે,અથવા બમણા દુધ સાથે દીવેલ પીવાથી પણ તુરત રેચ લાગે છે.

નસોતર, ઇંદ્રિજવ, પીંપળ, સુંઠ એઓનું સમભાગ ચુર્ણ કરીને તેનો વર્ષારૂતુમાં જુલાબ લેવા માટે દ્રાક્ષનો કવાથ તથા મધ સાથે લેવું.

નસોતર, ધમાસો, મોથ, સાકર, વાળો, સુખડનું સમભાગે ચુર્ણ કરી દ્રાક્ષના કવાથ તથા જેઠીમધના ઠંડા કવાથ સાથે લેવું.

પિંપર, સુંઠ, સિંધવ કાળું તથા ધોળું નસોતર, મધમાં શીશીરરૂતુમાં ચાટવાથી કફનું વિરેચન થાય છે. વસંતમાં પણ વિરેચન અપાય છે.

નસોતર તથા સાકર સરખેભાગે લઇ ગ્રીષ્મકાળમાં વિરેચન આપવું. વાયુના વિકારમાં એરંડતેલનું વિરેચન દેવું.દ્રાક્ષ અને દુધનું વિરેચન પિત્તમાં આપવું. અથવા ઘી અને પાણી વિગેરેનું વિરેચન પિત્તમાં આપવું. કફના વ્યાધિમાં ત્રિફળાના કવાથમાં ગોળ નાંખી પાવું તેજ પ્રમાણે સર્વે રૂતુમાં સર્વકાળે સર્વે દોષમાં દૂધ તથા હરડેનું વિરેચન આપવું. (ત્રણે દોષમાં અપાય છે.)

પીંપર ૧ ભાગ, ગંઠોડા ૧ ભાગ, એથી બમણી હરડે લઇ વસ્ત્ર-ગાળ ચુર્ણ કરી ઉના પાણીમાં તે ચુર્ણ પાવાથી સ્વસ્થને સુખ વિરેચન થાય છે. હરડેદળ તોલા ૦। નસોતર તો. ૧ સુંઠ તો. ૨ સિંધવ તો. ૨ એનુ ચુર્ણ દ્રાક્ષના કવાથમાં આપવાથી સુખ વિરેચન થાય છે તે રાજાઓને આપવા યોગ્ય છે.

હરડે, સિંધવ, પીંપર એનું ચુર્ણ સરખે વજને ઉના પાણીમાં દેવું. તે ( નારાયણ ચુર્ણ કહેવાય છે ) તે રેચકારક છે ને હિતકારક છે. ઇન્દ્રજવ, ટંકણખારનું ચુર્ણ અને મોટી એલચી એના ચુર્ણને ત્રીફળાના કવાથમાં આપવાથી વિચિત્ર વિદ્યાધર નામના યોગથી કેવળ આમ નીકળે છે ને મળને બચાવે છે.

## મેઘનાદ રસ

હીંગળો, ટંકણખાર, સીંધાલુણ, ત્રિકટુ, ત્રિફળા, કાળી દ્રાક્ષ વાવડીંગ,હીંગ,ખોરાસાણી,અજમોદ એ સર્વ સરખેભાગે લઇ તે સર્વ,

ચી અર્ધો ભાગે દંતીબીજ લેવાં. લીંબુના રસમાં ઘુંટીને ચણા પ્રમાણે ગોળીઓ વાળવી એ ગોળી ઉના પાણીમાં આપવાથી છેવટ કૃમિ આવે ત્યાં સુધી વિરેચન થાય છે. તેપર હિત પથ્ય આપવું. દહીં તથા ભાત આપવા. આ જુલાબ પેટના રોગ, પાંડુ, સોજા, સોફોદર, જલોદર, સર્વ જવર તથા વિશમ જવર ઉપર આપવી. આ મેઘનાદ વખાણવા લાયક છે. વિરેચન લીધેલા માણસે પાળવાના નિયમો—વિરેચન લીધા પછી ઠંડા પાણીથી આંખોને સેવન કરવું, કાંઇક સુગધી દ્રવ્ય વિગેરે સુંઘવાને સારૂં આપવું. તાંબુલ ખાવું.

જુલાબ લીધો હોય તેણે પવનમાં રહેવું નહિ, ઝાડો પેશાબ પવન રોકવાં નહિ, સુવું નહિ, ઠંડા પાણીને અડવું પણ નહિ ઉનું પાણી પીવું.

**વિરેચન**—સારી રીતે લાગવાથી ઇદ્રીયોનું બળ વધે છે. બુદ્ધિ પ્રસન્ન થાય છે. અગ્નિ પ્રદિપ્ત થાય છે. ધાતુઓનું સ્થિતપણું, વયનું સ્થિતપણું વિગેરે વિરેચનના સેવનથી થાય છે.

રેચ લાગેલા માણસે પવનમાં રહેવું નહિ, ઠંડા પાણીનું સેવન કરવું નહિ, અંગે તેલ ચોળવું નહિ, અજીર્ણ રહે તેવો અહાર કરવો નહિ, કસરત કરવી નહિ, સ્રીસેવન ન કરવું.

સાળના ચોખા, સાઠી ચોખા, મગ વિગેરેની રાબડી કરીને ભોજન કરવું અથવા જાંગલ અને વિકિટ પ્રાણીના માંસરસ સાથે શાળના ચોખા ખાવા.

**વિરેચન** વધારે થવાથી મુર્છા (બેભાની) તથા ગુદભ્રંશ (આંબળ નીકળવી) વિગેરે થાય છે. શુળ તથા કફનો અતિયોગ થાય છે ને માંસના ધોવણ જેવો પ્રવાહિ (ઝાડો) ચાલ્યો જાય છે અથવા ચરબી (મેદ) જેવો પાણી જેવો (મળરહિત) અથવા કેવળ લોહિ જેવો ઝાડો બંધ વિના ચાલ્યો જાય છે વિગેરે ઉપદ્રવ થાય છે. તેને ઠંડા પાણીથી શરીર છાંટવું અથવા ચોખાનું ધોવણ છાંટવું તેજ પ્રમાણે આંબાની છાલ વાટી તેનું પાણી શરીર ગુદા વિગેરે ઠેકાણે છાંટવું, પોતાં મુકવાં અથવા તેનો કલ્ક દઇ અથવા કાંજી સાથે વાટીને નાભી પર લેપ કરવાથી ભયકર વધી ગયેલ ઝાડા પણ મટી જાય છે.

**નસ્યવિધિ**—નાકના રોગ, મોંઢાના રોગ, મન્યા (ઓડ)ના રોગો દાઢી, હાથ, વાંસો, માથું, આંખો, ગળું, કાનના રોગમાં, સુંઠના પાણીમાં ગોળ નાંખીને અથવા પીંપરના પાણીમાં સિંધવ નાંખીને

નસ્ય આપવાનો વિધિ છે. ખાધેલાએ ન ન્હાએલાએ કદી નસ્ય લેવું નહિ; નસ્ય કર્યા પછી તુરત માથે ન્હાવાનું અથવા ક્રોધ વિગેરે પણ કરવો નહિ.

## કર્ણપૂરણ (કાનમાં ઔષધ નાંખવાનો વિધિ)

ઔષધીઓનો રસ વિગેરે પાતળાં ઔષધો કાનમાં નાંખવાં હોય ત્યારે તે જમ્યા પહેલાં કાનમાં રેડવાં સારાં છે. તેલ વિગેરે સ્નિગ્ધ પદાર્થો વિગેરેનાં ટીપાં સૂર્યાસ્ત વખતે નાંખવાં. ટીપાં નાંખ્યા પછી દરદીને પડખાભેર સુવાડી કાનપર શેક કરવો. ત્યારબાદ મૂત્ર-સ્નેહરસ વિગેરે કાંઇક ઉના ઉના નાંખવા. સુસ્ત (સાજા) માણસને માટે સ્નેહપૂર્ણ માત્રા પીડા ના થાય ત્યાં તેમ ૧૦૦ માત્રા સુધી રાખવું. કાનના રોગમાં સ્નેહન ૩૦૦ માત્રા સુધી રાખવું. શીરોરોગમાં પણ ૩૦૦ માત્રા રાખવું. કહેલ માત્રા પ્રમાણે સ્નેહન વિગેરેથી કાનમાં નિત્ય પુરવાથી ઉચકવાપણું કે બ્હેરાપણું વિગેરે થતું નથી.

**માત્રાનું પ્રમાણ**—જમણા જાંગમાં હાથ ઘાલીને ૨ આંગળીથી ચપટી વગાડી કાઢી પાછો ફરીથી તેજ પ્રમાણે જાંગમાં હાથ ઘાલી અંગુઠો તથા મધ્યમાની ચપટી વગાડવી તે એક માત્રા કહેવાય અથવા આંખ મીંચીને ઉઘાડવી તેને વિદ્વાનો માત્રા કહે છે. તેટલો વખત લાગે તેને માત્રા કહે છે.

**શિરાવેધ-રક્તસ્રુતિ**—સાધારણ રીતે શરદરુતુમાં રક્ત કાઢવાની ક્રિયાઓનો પ્રચાર છે. રક્ત કાઢવાથી ચામડીના દોષો, ગ્રંથી, સોજા, અને રક્તવિકાર થતા નથી. સ્વસ્થ ને શુદ્ધ બીગાડ વિનાના લોહીનો રંગ કીરમજી (મખમલી) કીડા જેવો હોય છે, તે રોગરહિત લોહિ લાલ તથા પાતળું હોય છે.

## લોહિ કાઢવા લાયક દરદો.

સોજા, દાહ, અંગપાક (અંગપર ફોડકા થવા) શરીર લાલ હોય, નાક વિગેરેમાંથી રક્ત વહેવું, વાતરક્ત તથા કોઢ પીડા સહિત દવાથી ન મટી શકે તેવા વાયુના રોગ, દાહ, શ્લીપદ, વિષદોષથી થતો રક્ત વિકાર, ગાંઠ, અર્બુદ, અપચી, ક્ષુદ્રરોગ, રકતજન્ય, અધિમંથ, વિદારી, સ્તનરોગ, અંગનું શિથીલપણું અથવા ભારેપણું, રકતજન્ય અભિષ્યં, તંદ્રા, નાક અથવા મોઢામાંથી દુર્ગંધ મારવી અથવા તેનો દાહ થવો. યકૃત, બરોલ, રતવા, વિદ્રધી, અંગપર ફોલ્લી અથવા પાક થવો. કાન,

હોઠ, નાક, મોઢું પાકી આવવું, દાહ થવો, માથામાં પીડા થવી, ઉપદંશ, રક્તપિત્ત વિગેરે રોગમાં રક્તશ્રાવ વખાણવા જેવો છે.

**લોહિ કાઢવાની રીત**–વાયુ,પિત્ત,અને કફ એ દોષોથી બગડેલું લોહિ ગાયની શીંગડી, જળો તથા તુંબડાથી કાઢવું. બન્ને દોષથી બગડેલું તેમ જ ત્રિદોષથી પણ દુષિત થયેલું લોહિ યુક્તિથી શિરાવેધ તથા પદ [ટોચા]મારીને કાઢવુ. શીંગડું દશ આંગળથી લોહિ બળથી ખેંચે છે. જળો એક હાથમાંથી રક્ત ખેંચે છે અને તુંબડી બાર આંગળમાંથી ખેંચે છે. પદ (ટોચા) એક આંગળમાંથી ખેંચે છે. શિરાઓ આખા શરીરને ખેંચે છે; લોહિ કાઢયા પછી વાયુના કોપમાં ઠંડા ઉપચાર કરાવવા અને સુઝેલા ભાગપર કાંઇક ગરમ ઘીનું ધીમે ધીમે રેચન કરાવવું.

રક્તશ્રુતિથી ક્ષિણ થયેલ મનુષ્યને લાલ હરણ, સસલો, ઘેટું, કાળીચાર અને બોકડો વિગેરે જનાવરોનાં માંસરસ વિગેરે વાપરવાથી તથા દુધ, સાઠીચોખા ખાવા માટે ઉપયોગમાં લેવા હિતકર છે. વ્યાયામ, મૈથુન,ક્રોધ, થડકમાં ન્હાવું,પવનમાં રહેવું, એક ઠેકાણે બેસી રહેવું, દિવસે સુવું, બહુ ખારા, બહુ ખાટા તથા બહુ તીખા પદાર્થો વિગેર ખાવા,શોક,વાદ કરવો, અજીર્ણ વિગેરે જ્યાં સુધી પુરતી શકિત ન આવે ત્યાંસુધી ત્યાગ કરવો.

## પારિભાષિક શબ્દો

હવે હેતુ તથા લક્ષણ સહિત કેટલાક વિકાર કહું છું.

**તંદ્રા–ઘેનનું લક્ષણ**—દરેક ઇંદ્રિયો પોતપોતાના વિષયો ગ્રહણ કરવાને અશકત હોય અથવા ઈંદ્રિયને તેના વિષયોનું જ્ઞાન હોતું નથી, શરીરનું ભારેપણું, બગાસાં તથા ગ્લાનિ (થાક) લાગ્યા જેવાં ચિન્હ થાય છે ને જાણે ઉંઘ આવતી હોય તેમ ઝોખાં ખાય છે તેને તો તંદ્રા કહે છે.

**જંભા (બગાસાં)નું લક્ષણ**–મોઢું પહોળુ કરીને જેમ પીતો હોય તેજ પ્રમાણે એક સાથે શ્વાસ લઇને તેને ધીમેથી મુકતાં નેત્રમાં ભીનાશ આવે છે તેને જંભા (બગાસાં) કહે છે.

**કલમ [થાક]** જેને વગર મહેનતે શરીરમાં થાક લાગે છે પણ શ્રમથી થનારો શ્વાસ લાગતો નથી, તેને અવયવો કામને બાધ કરનાર કલમ કહેવો.

**છિંક**–પ્રાણ તથા ઉદાનવાયુ બન્ને સરખા થઇને માથાના સ્રોતને

રસ થઇને મોટા શબ્દ સાથે નાકમાંથી નિકળે છે તેને છિંક કહે છે.

**આળસનું લક્ષણ**—સુખના સ્પર્શનું અપ્રાસંગિપણું, સુખની ઇચ્છા નહિ, દુઃખનો દ્વેષ નહિ, પોતાની શકિત છતાં કામ કરવાની ઉમેદ નહિ તેને આળસ કહે છે.

**મોળ ઓકારી**—મોંઢેથી ઉલટી થશે એમ થાય પણ ઉલટી થાય નહિં; મોંઢામાંથી મોળ વછુટે ને થુંક છુટયા કરે અને છાતીમાં દુ:ખાવો થાય છે તેને ઉત્કલેશ (મોળ ઓકારી) કહે છે.

**ગ્લાનિ**—મોંઢામાં મીઠાશ આવે, ઘેન, હૃદયમાં મોળ, ભ્રમ (ચકરી) અને કાંઇ પણ ઇચ્છા થાય નહિ તેને ગ્લાનિ કહે છે.

**જડપણું**—જેમ પોતાનું અંગ આળા ચામડાથી મઢાયેલું હોય તેવું લાગે તથા શરીર ભારે જણાય, માથામાં ભારેપણું લાગે તેને ગૌરવ કહે છે.

**હૃલ્લાસ**—હૃદય છાતીમાં થોડી પીડા થઇને મોંઢામાંથી ખારૂં પાણી નિકળે તેને હૃલ્લાસ કહીએ છીએ.

**યાપ્યવ્યાધિ**—ઓષધોપચાર ચાલુ હોય ત્યાં સુધી જે રોગી સારો રહે ને ઓષધોપચાર બંધ થવાથી રોગની વૃદ્ધિ થઇ દરદીનો નાશ થાય છે તે રોગીનો રોગ યાપ્ય કહેવાય છે.

**ઉપદ્રવ**—રોગ ઉત્પન્ન કરનારા દોષના રોગ થયા પછી પ્રકોપથી જે બીજા વિકારો થાય છે તેને ડાહ્યા માણસો ઉપદ્રવ કહે છે.

**અરિષ્ટ**—(મરણચિન્હ) જે લક્ષણો રોગીનું મરણ નિશ્ચે સુચવનાર છે તેને અરિષ્ટ લક્ષણ કહે છે; કોઇ તેને રિષ્ટ પણ કહે છે.

**ચિકિત્સા**—વ્યાધિ મટાડવા માટે જે ક્રિયા કરવામાં આવે છે તેને ચિકિત્સા કહે છે તે ક્રિયા વાતાદિ ધાતુ, મળો વિગેરેને સમસ્થિતિમાં લાવી રોગ મટાડે છે તેને ચિકિત્સા કહે છે.

**સ્વભાવથીજ અપથ્ય વર્ગ**—કઠોળમાં અડદ, ઋતુઓમાં ગ્રીષ્મ, લવણમાં ખારીનું મીઠું, ફળમાં ક્ષુદ્ર ફણસ, શાકમાં સરસવનું શાક, હિતકારક માનેલ નથી. ગ્રામ્યમાંસમાં બળદનું માંસ, ભેંસનું માંસ પણ હિતકારક નથી. ઘેટીનું દુધ, કસુંબાનું તેલ તેમજ શેરડીની ગોળની કાકબ વિગેરે પદાર્થ કુપથ્ય છે.

**કાકવીનું (કાકબ) લક્ષણ**—શેરડીનો રસ ઉનો કરી અધકચરો પાકેલ અને જાડા કરેલ રસને કાકવી (કાકબ) કહે છે (ગોળમાં નહિ તેમજ રસમાં પણ નહિ.

**એકબીજાથી મિશ્ર થવાથી વિરૂદ્ધ પદાર્થો મિશ્ર થવાથી વિરૂદ્ધ ગુણ કરનારા પદાર્થો**—માછલાનું અને અનુપ પ્રાણીનું માંસ દુધ સાથે ખાવું નહિ. સરશીયાના તેલમાં શેકેલ કપોત (હોલો)નું માંસ ખાવું નહિ. શેરડીના પદાર્થો [ગોળ,ખાંડ,સાકર વિગેરે] સાથે માછલાં ખાવાં નહિ, તથા મધ સાથે માછી ખાવાં નહિ; માંસરસ સાથે સાથવો ખાવો નહિ. ઉના પદાર્થો સાથે દહિં ખાવું નહિ.ઉના પદાર્થોની બરાબર સાથે મધ અથવા વરસાદનું પાણી અને ખીર સાથે ખીચડી ખાવી નહિ, છાશ સાથે કેળાં ખાવાં નહિ, બીલી સાથે દહિં ખાવું નહિ. દશ દિવસસુધી કાંસાના પાત્રમાં રહેલ ઘી ખાવું નહિ અથવા ઘી અને મધ સરખે ભાગે ખાવાં નહિ.એક વખત રાંધી તૈયાર કરેલ અન્ન અથવા ઉકાળો ફરી દેવતાપર ગરમ કરવો નહિ. અનેક પ્રકારનાં પ્રાણીઓનાં માંસ એકત્ર કરવાથી પરસ્પર વિરુદ્ધગુણ થાય છે,તેજ પ્રમાણે મધ અને ઘી, પાણી અને વસા એ પદાર્થો એકત્ર કરવામાં આવે તો એકબીજાથી વિરુદ્ધ અસર કરે છે. ઘી,તેલ, પાણી, કવાથ અને ચટણી વિગેરે સાહિત્ય સર્વે પદાર્થો ઉના કરી ઠંડા થયા પછી તે ફરીથી ઉના કરવામાં આવે તો તે વિષ જેવા થાય છે.

**ઔષધિઓ લેવાના પ્રકાર**—જ્યાં લવણ લેવાનું કહ્યું હોય ત્યાં સિંધાલુણ લેવું, ચંદન કહ્યું હોય ત્યાં રકતચંદન લેવું; ચુર્ણ, અવલેહ, આસવ, ધૃત, તૈલ ( સ્નેહન ) શ્વેતચંદનથી સાધ્ય કરવા. ઉકાળા તથા લેપમાં ઘણું કરીને રકતચંદન ( રતાંજળી ) વાપરવી. અંતતાસમાર્જન (શુદ્ધિ)માં અજમોદ [બોડી અજમો] લેવો. બહિર સમાર્જનમાં તેજ પ્રમાણથી અજમોદ લેવો. જેમાં જે યોગોમાં ઘીનો પ્રયોગ આવે તે યોગમાં ગાયનું ઘી વાપરવું. જે યોગમાં છાણને રસ વાપરવાનો હોય ત્યાં ગાયના છાણનો રસ તથા મુત્રમાં ગૌમુત્ર વાપરવું.

**આ ગ્રંથમાં બતાવેલ જ્વરાદિ રોગની અનુક્રમણિકા**

રોગ ૩૩ પરિણામશુળ, ૩૪ આનાહ, ૩૫ ઉદાવર્ત ૩૬ ગુલ્મ રોગ ૩૭ હૃદરોગ ૩૮ મુત્રકૃચ્છ ૩૯ મુત્રાઘાત ૪૦ પથરી ૪૧ પ્રમેહ ૪૨ મધુમેહ, ૪૩ પ્રમેહપિટિકા, ૪૪ મેદોરોગ, ૪૫ પ્રદર રોગ, ૪૬ સોજા, ૪૭ અંત્રવૃદ્ધિ, ૪૮ ગળગંડ, ૪૯ કંઠમાળ, ૫૦ અપચી, ૫૧ ગ્રંથિરોગ ૫૨ અર્બુદ ૫૩ શ્લીપદ ૫૪ વિદ્રધી ૫૫ વ્રણશોથ,૫૬ ભગ્ન વ્રણ ૫૭ નાડીવ્રણ ૫૮ ભગંદર ૫૯ ઉપદંશ ૬૦ શુકદોષ ૬૧ ત્વચા રોગ, ૬૨ શિતપિત, ૬૩ ઉદરરોગ, ૬૪ ઉત્કોઠ, ૬૫ અમ્લપિત, ૬૬ વિસર્પ ૬૭ વિસ્ફોટક ૬૮ મસુરિકા ૬૯ ક્ષુદ્રરોગ ૭૦ મુખરોગ ૭૧ કર્ણરોગ, ૭૨ નાસારોગ, ૭૩ નેત્રરોગ, ૭૪ શિરોરોગ, ૭૫ સ્ત્રીરોગ, ૭૬ બાળરોગ, ૭૭ વિષબાધા. એ પ્રમાણે સંગ્રહ આ ગ્રંથમાં કરેલો છે.

## પ્રથમ ભાગ સમાપ્ત

જેઠાલાલ દેવશંકર દવે રચીત પુસ્તકો.

# પાંચસો રૂપીયા ખર્ચતાં ન મળે તે પુસ્તક માત્ર રૂ. ૧૫ માંજ

## કાયદાનો શિક્ષક (ચોથી આવૃત્તિ)

જેની અંદર નીચે પ્રમાણે ફોજદારી રેવન્યુ, અને દીવાની ૧૨૪ કાયદાઓ આપેલા છે. જેની હજારો નકલો થોડાજ વખતમાં ખપી ગઇ છે. કાયદાનું જ્ઞાન દરેક માણસે મેળવવું જોઇએ. આ પુસ્તકને માટે કલેકટરો, હાઇકોર્ટ જડજો, સેસન જડજો, માજીસ્ટ્રેટો, દીવાનો, સરસુબા, વિગેરે અનેક વિદ્વાનોના હજારો અભિપ્રાયો મળ્યા છે. કીં. રૂ. ૧૫—૦—૦ છે.

**ફોજદારી કાયદા**—ક્રીમીનલ પ્રોસીજરકોડ ટીકા સાથે. ઇંડીઅન પીનલ કોડ ટીકા સાથે, ડીસ્ટ્રીકટ પોલીસ એકટ; ડબા એકટ, રેલ્વેનો એકટ, આબકારી એકટ, મ્યુનીસીપલ એકટ, પુરાવાનો કાયદો, કંપનીનો એકટ વિગેરે.

**દીવાની કોર્ટના કાયદાઓ**—સીવીલ પ્રોસીજરકોડ (પુરેપુરો) મુદતનો કાયદો, હિંદુ લૉ—કરારનો કાયદો, મુસલમાની સરેહ; કોર્ટફીનો એકટ, સ્ટામ્પ ડયુટીનો કાયદો, પારસીઓના વારસાનો કાયદો, દસ્તાવેજોના નમુના, ફોજદારી અને દીવાની કોર્ટની અરજીઓના નમુના.

**રેવન્યુ યાને મુલકી કાયદાઓ**—લેન્ડ રેવન્યુ કોડ, (પુરેપુરો અગત્યની નોટ સાથે) મામલતદારોની કોર્ટોનો એકટ, નરવાનો કાયદો, તાલુકદારોનો કાયદો વીગેરે.

આ પુસ્તકમાં આપેલા કાયદા છુટા છુટા ખરીદવાથી ઘણુંજ રૂપીયા ખર્ચ આવે છે. કીંમત રૂ. ૧૫.

## ગૃહિણી રત્નમાળા—

અનેકુમુદિનીની આત્મકથા સ્ત્રી ઉપયોગી (આવૃત્તિબીજી) આ પુસ્તકમાં ૨૫ પ્રકરણો છે. જે વાર્તારૂપે રસીક ભાષામાં છે, જેમાં પતિ સાથે પત્નીએ કેવી રીતે વર્તવું, સ્ત્રી શીક્ષણની જરૂર, બાળકોનું પાલન, ગૃહીણીપદ વિગેરે ઉપયોગી વિષયો છે, પાકું પુંઠું પાન ૪૦૦ કીં. રૂ. ૩—૦—૦.

## સ્વર્ગિય સુખ

ઉત્તમ સદ્‌ગુણો અને ઉત્તમ ચારીત્રથી મનુષ્યની જીંદગી શી રીતે સુધરે એ અનેક મહાપુરૂષોનાં દષ્ટાંતોસહિત તેમાં સમજાવવામાં આવ્યું છે. કીં. રૂ. ૧—૦—૦

ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ.